શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટે, વિ. સં. ૨૦૩૪માં '**પ્રશમરતિ**'ના ૧૦૧ શ્લોકોના વિવેચનનો પહેલો ભાગ પ્રકાશિત કર્યો હતો. ત્યાર બાદ વિ. સં. ૨૦૩૭માં ૧૦૨ થી ૧૮૮ શ્લોકો ઉપરના વિવેચનનો આ બીજો ભાગ પ્રકાશિત કરતાં અમે આનંદ અનુભવીએ છીએ. હજુ ત્રીજો અને છેલ્લો ભાગ પ્રકાશિત કરવાનો બાકી છે, તેનું વિવેચન પણ પૂજ્ય મહારાજશ્રી હવે લખવાના છે!

દુઃખની વાત એ છે કે જ્યારે આ બીજો ભાગ પ્રકાશિત થાય છે ત્યારે પહેલા ભાગની એક પણ નકલ અમારી પાસે રહી નથી! પહેલા ભાગની બીજી આવૃત્તિ વહેલામાં વહેલી તકે છપાવવાની અમારી ભાવના છે.

પ્રશમરતિ–પહેલા ભાગનું વાંચન–અધ્યયન કરનારા અનેક પૂજ્ય મુનિવરો તથા પૂ. સાધ્વીજી મહારાજોના પ્રશંસાપત્રો અમને મળ્યા છે. અનેક તત્ત્વજ્ઞાન–રસિક જૈન–જૈનેતર ભાઈ–બહેનોના પણ વિવેચનની ભરપૂર પ્રશંસા કરતા પત્રો મળ્યા છે, તેથી અમને અમારા આ પ્રકાશનના કાર્યમાં સારી પ્રેરણા મળી છે અને ઉત્સાહ મળ્યો છે.

આનંદની વાત એ છે કે 'પ્રશમરતિ' વિવેચનનું હિન્દી–રૂપાંતર પણ થઈ રહ્યું છે, અને તે 'अरिहंत' હિન્દી માસિકપત્રમાં તેનું નિયમિત પ્રકાશન થઈ રહ્યું છે. શ્રી 'સ્નેહદીપ' હિન્દી ભાષાન્તર કરી રહ્યા છે. સરલ, સુબોધ અને સુવાચ્ય ભાષાન્તર–રૂપાન્તર હિન્દીભાષી જનતાને ખૂબ પ્રિય બની રહ્યું છે.

'જ્ઞાનસાર' વિવેચન અને 'પ્રશમરતિ' વિવેચન અંગ્રેજી ભાષામાં પ્રકાશિત કરવાની પણ કેટલાક સદ્‌ગૃહસ્થો તરફથી માગણી થઈ રહી છે. અનુકૂળ સંયોગો મળતાં એ માગણી સંતોષવાની અમારી ભાવના છે.

અંતે, આ પ્રકાશનમાં અમારી કોઈ ત્રુટી રહી ગઈ હોય, તો વાચકો ક્ષમા કરશો.

૫–૨–'૮૧
મહેસાણા.

માનદ ટ્રસ્ટીઓ
વિ. ક. પ્ર. ટ્રસ્ટ

卐



## સુકૃતના સહભાગી



※ પૂજ્ય ગણિવરશ્રી ભદ્રગુપ્તવિજયજી મ. સા.ના વિ. સં, ૨૦૩૬નાં ભૂજ (કચ્છ)માં થયેલા યાદગાર ચાતુર્માસ દરમિયાન થયેલી જ્ઞાનદ્રવ્યની ઊપજમાંથી, શ્રી તપગચ્છ જૈન સંઘના ટ્રસ્ટીઓએ, વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ : મહેસાણાને રૂ. ૧૫૦૦૦/ પુસ્તક પ્રકાશનમાં ભેટ આપ્યા છે. અમારું ટ્રસ્ટ ભૂજના તપગચ્છ જૈન સંઘને ખૂબ ખૂબ ધન્યવાદ આપે છે.

※ પૂજ્ય ગણિવરશ્રીની પ્રેરણાથી અને શ્રીયુત શાન્તિલાલ ઉજમશી શ્રોફના પ્રયત્નથી, ખંભાત જૈન તપગચ્છ અમરશાળા તરફથી 'પ્રશમરતિ' બીજા ભાગના પકાશનમાં રૂ. ત્રણ હજાર ભેટ મળ્યા છે. અમારું ટ્રસ્ટ અમર જૈનશાળા-ખંભાતના ટ્રસ્ટીઓને જ્ઞાનદ્રવ્યના સદુપયોગ બદલ ધન્યવાદ આપે છે.

× × ×

# આત્મનિવેદન

'પ્રશમરતિ'–વિવેચનનો પહેલો ભાગ પ્રકાશિત થયા પછી, જૈન સંઘમાં આ ગ્રન્થનો સ્વાધ્યાય વધ્યો છે, અધ્યયન વધ્યું છે, આ વાત અનેક પત્રો દ્વારા અને કેટલીક મુલાકાતો દ્વારા જાણવા મળી, ત્યારે મેં ખૂબ આન્તરપ્રસન્નતા અનુભવી. કેટલાક તત્ત્વ–જિજ્ઞાસુ જૈનેતર ભાઈઓ પણ આ ગ્રન્થ તરફ આકર્ષાયા છે અને સ્વાધ્યાય કરી રહ્યા છે... આ સહુની એક ફરિયાદ છે: 'બીજો ભાગ ક્યારે મળશે? આટલો બધો વિલંબ કેમ?'

બીજો ભાગ તમારા હાથમાં આવ્યા પછી પુનઃ આ ફરિયાદ થવાની જ છે: 'ત્રીજો ભાગ ક્યારે મળશે?' સાચી વાત છે. સંપૂર્ણ ગ્રન્થનું વિવેચન લખાઈ ગયા પછી જો છપાવવામાં આવે તો આટલો બધો વિલંબ ન થાય. મારે તો હજુ આ ગ્રન્થના ૧૮૯ થી ૩૧૩ શ્લોકો ઉપર વિવેચન લખવાનું જ બાકી છે! જો એવી મનગમતી નિવૃત્તિ મળી જાય, માત્ર ચાર મહિનાની નિવૃત્તિ મળી જાય તો આવતા વર્ષે જ ત્રીજો ભાગ છપાઈ જાય! પરંતુ શોધવા જાઉં છું નિવૃત્તિને, મળી જાય છે પ્રવૃત્તિ! સત્પ્રવૃત્તિ હોવાથી ઇન્કાર કરી શકતો નથી! અત્યધિક પ્રવૃત્તિના દિવસોમાં હું 'પ્રશમરતિ' પર વિવેચન લખતો નથી......

બીજા ભાગમાં જે ચાર–પાંચ પરિશિષ્ટો આપવાનાં હતાં, તે પણ મેં આપ્યાં નથી...એ પરિશિષ્ટો ત્રીજા ભાગમાં આપીશ, માટે આ ભાગમાં પાછળ પરિશિષ્ટો શોધશો નહીં!

આ ગ્રન્થના લેખનમાં અને પ્રકાશનમાં જેમનો જેમનો પ્રગટ કે પ્રચ્છન્ન સહયોગ–સહકાર પ્રાપ્ત થયો છે, તે સહુની કૃતજ્ઞભાવે પુણ્યસ્મૃતિ કરું છું.

'પ્રશમરતિ' ગ્રન્થ એવો અદ્ભુત ગ્રન્થ છે કે વારંવાર એનું અધ્યયન–પરિશીલન કરવા છતાં ક્યારેય કંટાળો નથી આવતો. સતત આત્મરતિની અનુભૂતિ થયા કરે છે. આત્મભાવમાં સ્થિરતા અનુભવાય છે, સળગતા જીવનમાં શિતળતા અનુભવાય છે.

સહુ શાન્તિપ્રિય, સમતાપ્રિય સજ્જનો 'પ્રશમરતિ'માંથી પ્રસન્નતા–શિતળતા અને પવિત્રતાની અનુભૂતિ કરે, એ મંગલ અભિલાષા સાથે, વિવેચનમાં જે કોઈ ત્રુટી રહી ગઈ હોય, તેની ક્ષમા યાચું છું.

૨૫–૩–૮૧ —ભદ્રગુપ્તવિજય

# વિષય-અનુક્રમ

# शुद्धिपत्रक

| श्लोक | अशुद्ध | शुद्ध |
|---|---|---|
| १०२ | दष्ट्वा | दृष्ट्वा |
| १०८ | विषसयुक्तं | विषसंयुक्तं |
| १०९ | –परम्प ा. | –परम्परा. |
| १११ | –नवद्यश्च | –नवद्यश्च |
| ११३ | विघिवत् | विधिवत् |
| ११६ | विघिनो | विधिनो |
| ११८ | भूलतो | मूलतो |
| १२२ | –मंयवहुलैः | भयवहुलैः |
| १२४ | मुधेव | मुधैव |
| १२५ | सस्पृशति | संस्पृशति |
| १२७ | लमते | लभते |
| १२८ | साधोर्लोक. | साधोर्लोक |
| १२९ | सत्यज्य | संत्यज्य |
| १३० | –पीटम् | –पीष्टम् |
| १३५ | –यात्रार्थमू | –यात्रार्थम् |
| १३६ | –घृतिना | –धृतिना |
| | –मा स्वाद्य. | –मास्वाद्य. |
| १४१ | –ष्वनेभिमक्तः | –ष्वनभिसक्तः |
| १४२ | –योगाश्च | –योगाश्च |
| १४६ | –मुपघात. | –मुपघात. |
| १४७ | तद्भाष्य | तद्भाष्यं |
| १४८ | परिसंख्यान | परिसंख्यानं |
| १५० | सुदुर्लभत्व | सुदुर्लभत्वं |
| १५१ | –संप्रयोगर्द्ध | –संप्रयोगर्द्धि |
| १५८ | –पापय र ाहणे | –पाप्योरग्रहणे |
| १६१ | ससारमागरं | संसारसागरं |
| | ॥ १५१ ॥ | ॥ १६१ ॥ |
| १६२ | –कापथविलाकनाद् | –कापथविलोकनाद् |
| १६७ | धर्मविधि | धर्मविधिः |
| १७६ | स्वाघ्याय | स्वाध्याय |
| १८० | –हंकारा. | –हंकार. |
| १८६ | –नुशिप्टयर्थः | नुशिष्टयर्थः |

ભગવાનશ્રી ઉમાસ્વાતી વિરચિત

# પ્રશમરતિ

## ભાગ બીજો

મૂળ શ્લોક, અર્થ, વિવેચન.

: વિવેચનકાર :

મુનિરાજશ્રી ભદ્રગુપ્તવિજયજી ગણિવર.

# વૈરાગ્યનાં કારણો

देशकुलदेहविज्ञानायुर्बलभोगभूतिवैषम्यम् ।
दृष्ट्वा कथमिह विदुषां भवसंसारे रतिर्भवति ॥ १०२ ॥

**અર્થ :** દેશ, કુળ, શરીર, વિજ્ઞાન, આયુષ્ય, બળ, ભોગ અને વૈભવની વિષમતા જોઈને વિદ્વાનોને આ [નરકાદિરૂપ] ભવસંસારમાં કેવી રીતે પ્રીતિ થાય?

**વિવેચન :** શું તમે વિદ્વાન્ છો ?

શું તમે પ્રજ્ઞાવંત છો ? જો તમારી પાસે પુનિત પ્રજ્ઞા છે, નિર્મળ બુદ્ધિ છે, તો તમે આ સંસારની અપાર વિષમતાઓ જાણી હશે. અપાર...અનંત વિષમતાઓથી ઠસોઠસ ભરેલો છે આ સંસાર ! પછી ભલે, એ દેવોનો સંસાર હોય, મનુષ્યોનો સંસાર હોય, પશુ-પક્ષીઓનો કે નારકોનો સંસાર હોય. સંસાર એટલે વિષમતા !

મનુષ્યની પ્રજ્ઞા જ્યાં વિષમતાનાં દર્શન કરે છે, ત્યાં મનુષ્યનું મન પ્રીતિના તાર નથી બાંધતું ! અજાણતાં પ્રીતિના માંડવા મંડાઈ ગયા હોય છે તો તે તૂટી જ પડે છે... જરાય વાર લાગતી નથી. અહીં ગ્રન્થકાર મહર્ષિ મનુષ્યને સંસારની અનેક વિષમતાઓનું સ્પષ્ટ દર્શન કરાવે છે. જો મનુષ્યની પાસે નિર્મળ બુદ્ધિ હોય તો તે વિષમતાઓનું મર્મગ્રાહી દર્શન કરી શકશે અને તેની પ્રીતિના પ્રવાહનું વહેણ બદલાઈ જશે !

**૧. દેશની વિષમતા :** વિશ્વના દેશો....પ્રદેશો એકસમાન નથી, એક દેશ ધન, ધાન્ય અને સરોવરોથી છલકાતો...મલકાતો રમણીય દેશ છે, તો બીજો દેશ દુષ્કાળ...નિર્ધનતા અને પથરાઓથી ઘેરાયેલો... છવાયેલો દુઃખપૂર્ણ દેશ છે ! કોઈ દેશમાં શાન્ત, પ્રસન્ન, ઉદાર અને પ્રેમાળ પ્રજા જીવનને આનંદથી માણે છે, તો કોઈ દેશમાં પ્રજા

અશાન્તિ, ક્લેશ, સંકીર્ણતા અને વેર-વિરોધની ભડભડતી આગમાં સળગે છે...કેવી વિષમતા છે ધરતીના જુદા જુદા વિભાગોમાં !!

રાજસ્થાન જો કાશ્મીરને જોઈ લે તો ? ઓરિસ્સાની ગરીબાઈ જો ગુજરાતની શ્રીમંતાઈ જોઈ જાય તો ? ક્યાં આફ્રિકા અને ક્યાં સ્વીટ્ઝરલેંડ ? ક્યાં વિયેટનામ અને ક્યાં જર્મની અને જાપાન ! દેશ દેશ વચ્ચે કેવી વિષમતાઓ છે ? અને જીવાત્માની પસંદગી અનુસારના દેશમાં જન્મ મળતો નથી ! જીવાત્માનાં શુભ–અશુભ કર્મો એને સારા–નરસા દેશમાં જન્મ આપતાં હોય છે. આજે તમે ભલે સારા દેશમાં છો, પરંતુ કાયમ તમને સારા દેશમાં જ જન્મ મળતા રહે, એવો નિયમ નથી. ક્યારેક તમારો જન્મ કાશ્મીરમાં થાય, તો ક્યારેક તમે આફ્રિકાના જંગલમાં પણ જન્મો ! ક્યારેક તમે ભારતની પવિત્ર ધર્મપૂત ધરતી પર જન્મો, તો ક્યારેક હિંસા અને ક્રૂરતાથી ભરેલી ઈજીપ્ત–ઈઝરાયેલ જેવા દેશોની ભૂમિ પર પણ જન્મો ! આમ દેશ–દેશ વચ્ચે કોઈ સમાનતા નથી. 'આ દેશ સારો....આ દેશ ખરાબ,' એવા રાગ–દ્વેષ શા માટે કરવાના ?

**૨. કુળની વિષમતા :** સર્વે જીવાત્માઓને સરખાં–સમાન કુળોમાં જન્મ નથી મળતો. કોઈ ઉચ્ચ કુળમાં જન્મે છે...કોઈ નીચ કુળમાં જન્મે છે....! કોઈ ઉચ્ચકુળમાં જન્મીને અધમ કૃત્યો આચરે છે... તો કોઈ નીચકુળમાં જન્મીને ઉત્તમ કાર્યો કરે છે ! સંસારની આ અપરિહાર્ય વિષમતા છે. આ વિષમતાને 'સામ્યવાદ' પણ મીટાવી શક્યો નથી. જાતિ અને કુળની વિષમતા જોઈને, પ્રજ્ઞાવંત પુરુષને આ સંસાર પ્રત્યે અનુરાગ ન જ થાય.

**૩. દેહની વિષમતા :** કોઈની કાયા સુલક્ષણા, તો કોઈની કાયા અપલક્ષણા ! કોઈનું શરીર ઘાટીલું અને મનમોહક, તો કોઈનું શરીર ઢંગધડા વિનાનું અને અણગમતું ! શું આ વિષમતા બાવળના કાંટાની જેમ ખૂંચે એવી નથી ? એક મનુષ્ય સુંદર, સુડોળ અને સોહામણો લાગે છે, એક મનુષ્ય કુરુપ, બેડોળ અને અળખામણો લાગે છે ! માનવ–માનવ વચ્ચેની આ વિષમતા શું બુદ્ધિમાન માનવીને

અકળાવનારી નથી ? આ વિષમતા જોઈને કોના પર રાગ કરવો ને કોના પર દ્વેષ કરવો ? વિષમતા તરફ વૈરાગ્ય જ જન્મે.

**૪. વિજ્ઞાનની વિષમતા :** એક બુદ્ધિમાન પુરુષ વિશ્વનાં તત્ત્વોનું સૂક્ષ્મ ચિંતન–મનન અને પર્યાલોચન કરી, દુનિયાને નવા નવા ભૌતિક–આધ્યાત્મિક આવિષ્કારોથી આશ્ચર્યચકિત કરી દે છે, તો એક માણસ અજ્ઞાનના ઘોર અંધકારમાં અટવાતો પોતાના પડછાયાને પણ પારખી શકતો નથી...એક મનુષ્ય પોતાની સ્મૃતિ અને ધારણાની અપાર શક્તિથી હજારો ગ્રંથો યાદ રાખી લે છે, તો એક માણસ પોતાનું નામ પણ ભૂલી જાય છે ! જીવ–જીવ વચ્ચેની આ કેવી અસહ્ય અસમાનતા છે ? કેવી દારુણ વિષમતા છે ?

**૫. આયુષ્યની વિષમતા :** એક જીવાત્માનું દીર્ઘ આયુષ્ય, એક જીવાત્માનું અલ્પાયુષ્ય ! એક સો વર્ષ પુરાં કરે છે, તો એક માતાના ઉદરમાંથી બહાર પણ નીકળી શકતો નથી ! એક ઘડપણમાં વર્ષો વીતાવે છે તો એક ભરજોબનમાં મૃત્યુને ભેટે છે ! સર્વ જીવોનો જીવનકાળ સમાન નથી આ સંસારમાં ! બુદ્ધિમાનના કાળજે ખૂંચે એવી આ સંસારની વિષમતા છે. પછી એવા સંસાર પર હૈયાનાં હેત વરસે ખરાં ? જીવ-જીવ વચ્ચેના જીવનકાળની અસમાનતાનું ચિંતન ભવવૈરાગ્યની જનની છે.

**૬. બળની વિષમતા :** એક માનવી અસાધારણ શારીરિક-શક્તિ ધરાવતો હોય છે, તો બીજો માનવી પોતાના શરીરનો ભાર પણ વહન કરી શકતો નથી ! એક માનવી સેંકડો–હજારો શત્રુઓ સામે ઝઝુમી શકે છે, જ્યારે એક માનવી એકાદા શત્રુને પણ જીતી શકતો નથી !

માનવ-માનવ વચ્ચે બળની અસમાનતા તો છે જ, દેવ અને માનવ, માનવ અને પશુ, પશુ અને નારક...ચાર ગતિના જીવોનાં બળ વચ્ચે પણ ઘણી વિષમતા છે. જીવોની શક્તિ સમાન હોતી નથી. આ અસમાનતા પ્રજ્ઞાવંત પુરુષને માટે વૈરાગ્યનું નિમિત્ત બની શકે છે.

**૭. ભોગની વિષમતા :** માની લો કે બે માણસો પાસે પાંચ ઇન્દ્રિયોના વિષય સુખો એકસરખાં છે. શબ્દ, રૂપ, રસ, ગંધ અને

સ્પર્શનાં સુખો બંને પાસે સરખાં છે. પરંતુ બંને એ સુખોને સમાન રીતે ભોગવી શકતા નથી! એક મનુષ્ય એ સુખોને થાકયા વિના ખૂબ ખૂબ ભોગવે છે, જ્યારે બીજો માનવી થોડાંક સુખ ભોગવ્યાં ન ભોગવ્યાં ને થાકી જાય છે. ઇચ્છા હોવા છતાં અને મનગમતું ભોજન સામે હોવા છતાં ખાઈ શકતો નથી! સામે સ્વર્ગનું રૂપ અને યૌવન હોવા છતાં એને જોઈ શકતો નથી કે માણી શકતો નથી! સુખોનો ઉપભોગ કરવામાં પણ વિષમતા! એવી રીતે ભોગસામગ્રીની પ્રાપ્તિમાં પણ વિષમતા! એકની પાસે વિપુલ ભોગસામગ્રી હોય છે, તો બીજાની પાસે થોડીપણ ભોગસામગ્રી નથી હોતી! આ વૈષમ્યદર્શન આત્માના વૈરાગ્યનું પ્રગટીકરણ કરી આપે છે.

૮. **વૈભવની વિષમતા:** એક મનુષ્ય પાસે હીરા, મોતી, સોનું, રૂપું અને વાડી–ગાડીનો પાર નથી, બીજા મનુષ્ય પાસે ખાવા રોટલો નથી અને સુવા ઓટલો નથી! એક માનવી મખમલની ગાદી ઉપર આળોટે છે, બીજાને પાથરવા માટે ફાટેલી-તૂટેલી ગોદડી પણ નથી. એકની પાસે ભવ્ય મહેલાતો છે, બીજાની પાસે રહેવા ઘાસની ઝુંપડી પણ નથી. એકની પાસે પહેરવાનાં સુંદર કિંમતી વસ્ત્રોના ઢગલા છે, તો બીજાની પામે શરીરની લાજ ઢાંકવા–પુરતાં પણ કપડાં નથી...! આ છે માનવી-માનવી વચ્ચેની ઘોર વિષમતા....

વિદ્વાનોને આવા સંસાર પ્રત્યે રાગ કેવી રીતે થાય? અનુરાગ કેવી રીતે જન્મે? એ પ્રજ્ઞાવંતોનાં હૃદય તો સંસાર પ્રત્યેના ઉદ્વેગથી ઊભરાતાં હોય. સંસારની આસક્તિનાં બંધન તૂટી ગયાં હોય. ધર્માનુષ્ઠાનોમાં એમનાં મન લીન બનેલાં હોય, વિષમતામાં મન ઠરે નહીં. જ્યાં કોઈ જ વિષમતા નથી એવા અનંત સિદ્ધભગવંતોના મોક્ષમાં જ મન ઠરે વિદ્વાનોનું!

अपरिगणितगुणदोषः स्वपरोभयबाधको भवति यस्मात् ।
पञ्चेन्द्रियबलविबलो रागद्वेषोदयनिबद्धः ॥ १०३ ॥

**અર્થ :** ગુણ અને દોષનો વિચાર નહીં કરનાર, પાંચ ઇંદ્રિયોના બળથી વિહ્‌વલ અને રાગદ્વેષના ઉદયથી બંધાયેલો [જીવાત્મા] સ્વ અને પર–બંનેને કષ્ટદાયી બને છે.

**વિવેચન :** જન્મ-જીવન અને મૃત્યુની અવિરત યાત્રા કરતા જીવાત્માનું કેવું વાસ્તવિક દર્શન કરાવે છે ગ્રન્થકાર ! આ દર્શન કર્યા પછી સંસારના અશુદ્ધ આત્મા પ્રત્યે અનુરાગ જ ન થાય ! રાગનાં બંધનો તડાતડ તૂટી પડે...આત્મા વૈરાગ્યરસમાં તરબોળ થઈ જાય.

સંસારમાં ભટકી રહેલો જીવાત્મા, કે ૧. જે ગુણ–દોષનો વિચાર કરી શકતો નથી, ૨. જે પાંચ ઇંદ્રિયોની શક્તિથી ઉન્મત્ત છે અને ૩. જે રાગદ્વેષના ઉદયથી ઘેરાયેલો છે, તે જીવાત્મા પોતાની જાતને દુઃખ આપનારો બને છે.

દુનિયામાં કેવા મનુષ્યો સાથે જીવતર જીવવાનાં ? મોટા ભાગના મનુષ્યો ગુણ-દોષનો વિચાર કરી શકતા નથી. શું હિતકારી છે અને શું અહિતકારી છે, એનો ભેદ સમજી શકતા નથી. કોણ ઉપકારી છે અને કોણ અનુપકારી છે, એને પરખી શકતા નથી...હિતકારીને અહિતકારી માનીને હિતકારીનો તિરસ્કાર કરે છે અને અહિતકારીનો સ્વીકાર કરે છે. ઉપકારીને અનુપકારી માનીને ઉપકારીનો ત્યાગ કરે છે અને અનુપકારીનો આદર કરે છે...પરિણામ કેવું કરુણ આવે છે ? એ પોતાની જાતને નુકશાન પહોંચાડે છે. સાથે સાથે બીજાઓને માટે પણ દુઃખરૂપ બને છે.

પાંચે ઇંદ્રિયોની શક્તિનો વૈષયિક સુખોના ભોગ–ઉપભોગમાં અત્યંત વ્યય કરીને શક્તિહીન બનેલા જીવો કેવા દીન-હીન અને પરવશ બની જાય છે, તે શું દુનિયામાં જોવા નથી મળતું ? કોણ એમને સમજાવે ? ઇંદ્રિયોની ઉન્મત્તતા જીવાત્માની સમજણશક્તિને હણી નાંખે છે. વિષયરસમાં લીન બનેલી એ ઇંદ્રિયો ક્ષણેક્ષણે જીવાત્માના ભાવપ્રાણના છૂંદેછૂંદા કરી નાંખે છે. અનેકવિધ વૈષયિક સુખોના ભોગોપભોગમાં સશક્ત ઇંદ્રિયો આત્માની પવિત્રતાને પીંખી નાંખે છે...બિલાડી

જેમ પારેવાને પીંખી નાંખે તેમ. આવા જીવાત્માઓથી ભરેલા સંસાર પર શા રાગ કરવાના ?

ત્રીજી વાત છે રાગ અને દ્વેષે વર્તાવેલા હાહાકારની ! રાગ અને દ્વેષની કારમી ચીચીયારીઓથી સંસાર કેવા બિહામણો લાગે છે ! દરેક જીવાત્મા આ રાગ-દ્વેષની લોહ-બેડીઓમાં જકડાયેલા છે. કોઈ એક ક્ષણ એવી નથી પસાર થતી કે જે ક્ષણ રાગથી રંગાયેલી ન હોય કે દ્વેષથી દાઝેલી ન હોય !

રાગી સ્વયં દુઃખી થાય છે, બીજાને દુઃખી કરે છે. દ્વેષી સ્વયં અશાન્ત બને છે, બીજાને અશાન્ત કરે છે. દુનિયામાં આ બધું સહજ છે ! જો સ્વસ્થ ચિત્તે દુનિયાનું અવલોકન કરવામાં આવે તો આ સત્ય જડી જાય, સત્ય સમજાઈ જાય, સંસારનો અનુરાગ ઓસરી જાય !

અજ્ઞાની જીવાત્માઓ રાગમાં સુખની કલ્પના કરતા હોય છે... પરંતુ એમની એ કલ્પના કાચી માટીના ભીંતડાંની જેમ તૂટી પડતી હોય છે, તેઓ દુઃખના દાવાનળમાં સળગતા હોય છે...સંસારની આ વાસ્તવિકતા છે. વિવેકશૂન્ય અને વૈરાગ્યશૂન્ય જીવાત્માઓ સ્વયં દુઃખ, ત્રાસ અને વેદનાઓના શિકાર બની જતા હોય છે. એમના પરિચયમાં આવનારા જીવાત્માઓ પણ એ જ રીતે દુઃખ ત્રાસ અને વેદનાઓથી ઘેરાઈ જતા હોય છે. હડકાયાં કૂતરાની જેમ ડાચિયાં મારતા આ રાગ અને દ્વેષ આત્માને બચકાં ભરી લોહીલુહાણ કરી રહ્યા છે. બેભાન આત્માને ભલે એ વેદનાની આજે અનુભૂતિ ન થતી હોય, પરંતુ જ્યારે ઇંદ્રિયોના ઉન્માદ શમી જાય છે, ઇંદ્રિયો શક્તિહીન બની જાય છે...કંઈક વિવેકની આંખો ખૂલે છે....ત્યારે પેલી વેદનાઓ, બળતરાઓ માઝા મૂકીને જીવને પીડે છે.

સંસારમાં આ ત્રણ વાતોની જ બોલબાલા છે ! સમગ્ર જીવસૃષ્ટિ ઉપર આ ત્રણ વાતો છવાઈ ગયેલી છે. અવિવેક, ઉન્મત્તતા અને રાગાન્ધતા ! આવા સંસાર તરફ રાગ કેમ જ થાય ? આવા સંસારમાં આસક્તિ કેમ જ જન્મે ? ઉપરથી મીઠો, સુંદર અને સોહામણો લાગતો સંસાર, અંદરથી કડવો, કદરૂપો અને બિહામણો છે. અવિવેક એની

કડવાશ છે. ઉન્મત્તતા એની કદરૂપતા છે અને રાગાન્ધતા એની બિહામણી સૂરત છે.

જે પ્રજ્ઞાવંત પુરુષને સંસારની આ વાસ્તવિકતાનું ભાન થઈ જાય, એને સહજભાવે ભવવૈરાગ્ય પ્રગટે જ. એના આત્માના પ્રદેશે પ્રદેશે વૈરાગ્યના રત્નદીપકો પ્રગટે જ. એના રોમેરોમે પ્રશમનાં પુષ્પો ખીલી ઉઠે જ. વૈરાગ્યરસના પ્યાલા ભરીભરીને પીવા માટે, સંસારની આ ત્રણ વાતોને તિલાંજલિ આપો.

## શુભ વિચારધારા વહેતી રહો.

तस्माद् रागद्वेषत्यागे पञ्चेन्द्रियप्रशमने च ।
शुभपरिणामावस्थितिहेतोर्यत्नेन घटितव्यम् ॥ १०४ ॥

**અર્થ :** માટે, શુભ વિચારોની સ્થિરતા માટે, રાગ અને દ્વેષના ત્યાગમાં અને પાંચ ઇંદ્રિયોને શાન્ત કરવામાં પ્રયત્ન કરવો જોઇએ.

**વિવેચન :** આ વિષમ સંસારમાં અપાર વિષમતાઓનું જ્ઞાન-દૃષ્ટિથી દર્શન કર્યું ? દેશ, કુળ, શરીર, જ્ઞાન, આયુષ્ય, બળ, ભોગ અને વૈભવ...આ બધામાં વિષમતાઓ જ વિષમતાઓ રહેલી છે... બીજીબાજુ, જીવાત્મા રાગ અને દ્વેષની ઉન્મત્તતાથી મદઘેલો છે ! પાંચે ઇંદ્રિયોની પરવશતાથી દીન-હીન છે. આ એક વાસ્તવિકતાનું સ્પષ્ટ દર્શન થયા પછી, જાગ્રત આત્માનું શું કર્તવ્ય હોઈ શકે, તે કહેવું પડે ખરા ?

**૧. રાગ અને દ્વેષની આગ બુઝાવો.**

**૨. પાંચ ઇંદ્રિયોના ઉન્માદને શાન્ત કરો.**

આ બે કામ, માત્ર વાતો કરવાથી કે મનમાની રીતે ધર્મક્રિયાઓ કરવાથી સિદ્ધ ન થઈ શકે. આ બે કાર્યની સિદ્ધિ માટે સર્વપ્રથમ તો મનુષ્યે સંકલ્પ કરવો જોઈએ : 'મારે, મારા હૃદયમાં સળગી

રહેલા રાગ-દ્વેષના દાવાનળને બુઝાવવો જ છે. આ વર્તમાન જીવનમાં જ બુઝાવવો છે! મારે મારી ઉન્માદી ઇંદ્રિયોને શાન્ત કરવી જ છે.' આ સંકલ્પ મનુષ્યને એ દિશામાં પુરુષાર્થપરાયણ બનાવી રાખે છે.

આ સંકલ્પની સિદ્ધિ માટે જોઈએ શુભ, પવિત્ર...શુદ્ધ, વિચારધારા! માત્ર શુભ વિચારો નહીં ચાલે; શુભ વિચારોની ધારા વહેવી જોઈએ, શુભ વિચારોનું સાતત્ય રહેવું જોઈએ. ક્ષણિક શુભ વિચારો રાગ-દ્વેષની પ્રચંડ આગને કેવી રીતે બુઝવી શકે? જંગી ઘાસની ગંજી સળગી ઉઠી હોય, તેને બુઝાવવા એક-બે લોટા પાણી કે એક-બે ડોલનું પાણી ચાલી શકે ખરા? ન જ ચાલે. ત્યાં તો જોઈએ 'ફાયર-બ્રીગેડ'ના બંબાઓની અવિરત જલવર્ષા! જ્યાં સુધી આગ ન બુઝાય ત્યાં સુધી એ જલધારા વરસતી જ રહે!

રાગદ્વેષની પ્રચંડ આગને બુઝાવવા માટે શુભ અને શુદ્ધ વિચારોની સતત જલવર્ષા કરવી પડશે. શુભ અને શુદ્ધ વિચારોનું સાતત્ય જાળવવા માટે કોઈ ઉપાય શોધી કાઢવો જોઈએ. બધા જીવાત્માઓ માટે કોઈ એક જ ઉપાય ન હોય, જુદા જુદા ઉપાય હોઈ શકે. ગમે તે ઉપાય કરો, પરંતુ શુભ વિચારધારાને નિરંતર વહેતી રાખો...અસ્ખલિત ગતિથી વહેતી રાખો!

પાંચ ઇન્દ્રિયોની અમાપ શક્તિને નાથવા માટે, નિરંતર ઉછાળા મારી રહેલી એ ઇન્દ્રિયોને શાન્ત—પ્રશાન્ત કરવા માટે પણ પવિત્ર વિચારોનું પ્રચંડ બળ જોઈએ. વિચારોના પ્રચંડ બળથી જ ઇન્દ્રિયોની અમાપ શક્તિઓને નાથી શકાય છે. ઇન્દ્રિયોના ઉન્માદ શાન્ત પાડી શકાય છે.

આનો ફલિતાર્થ એ છે કે સત્ક્રિયાઓના સાતત્ય સાથે સદ્‌-વિચારોનું સાતત્ય હોવું અનિવાર્ય છે. સદ્દવિચારોનો પવિત્ર ગંગા-પ્રવાહ આત્મભૂમિ ઉપર વહેતો રહેવો જોઈએ. સત્ક્રિયાઓની પ્રચુરતા જીવનમાં આ માટે જ આવશ્યક છે. સદ્દવિચારોની અવિરત ધારા વહેતી રાખવા માટે જ વિવિધ ધર્મક્રિયાઓ કરવાનો ઋષિ-મહર્ષિઓએ ઉપદેશ આપેલો છે.

દેશ, કુળ, શરીર, જ્ઞાન...આદિની વિષમતાઓ...અનંત વિષમતાઓની વચ્ચે પણ સદ્‌વિચારોની ધારા સ્ખલન ન પામે, શુભ પરિણામોનું ખળખળ વહેતું ઝરણું સુકાઈ ન જાય....તે માટે સતત જાગ્રત રહેવું પડે, સતત પ્રયત્નશીલ રહેવું પડે. એ ક્યારેય ન ભૂલશો કે રાગ-દ્વેષની આગ શુભ વિચારોની અવિરત જલધારાથી જ બુઝાવાની છે! એ વાત સદૈવ સ્મૃતિમાં રાખશો કે પાંચ ઇન્દ્રિયોની ઉપશાન્તિ પવિત્ર પરિણામોના સાતત્યથી જ થવાની છે. આના સિવાય બીજા લાખ ઉપાય ભલે કરવામાં આવે, પરિણામશૂન્યમાં આવશે.

તપ, જપ, પૂજા-સેવા, વ્રત-નિયમ...વગેરે ધર્મક્રિયાઓ કરવાનો ઉપદેશ જ્ઞાની પુરુષોએ આ માટે જ આપેલો છે કે આ બધી પવિત્ર-ક્રિયાઓમાં મન જોડાયેલું રહે તો ગંદા, અશુદ્ધ અને અપવિત્ર વિચારોથી મન બચી જાય. તે તે ક્રિયાને અનુરૂપ શુભ, સ્વચ્છ અને પવિત્ર વિચારોમાં મન ગુંથાઈ જાય. ધર્મક્રિયાઓ કરતી વખતે જો ધર્મધ્યાન અખંડિત રહે તો પાપક્રિયાઓ કરતી વખતે પણ અંતરાત્મા જાગ્રત રહેવાનો અને વિચારોને અપવિત્ર નહીં બનવા દેવાનો! ક્રિયા ભલે પાપની હોય, વિચારો પવિત્ર જ રહેવાના!

ગ્રંથકાર મહર્ષિ ભાર દઈને ઉદ્‌બોધે છે કે: ગમે તે ઉપાય કરો, તમને ગમે તે ઉપાય કરો...પણ રાગ-દ્વેષનો ત્યાગ કરો! પાંચ ઇન્દ્રિયોને શાન્ત કરો! અર્થાત્ રાગ-દ્વેષની આગથી બળી રહેલા મનને બચાવી લો. પાંચ ઇન્દ્રિયોના રવાડે ચઢી ગયેલા મનને પાછું વાળી લો....ઇન્દ્રિયો સાથે જામી ગયેલી મનની મિત્રતાને તોડી નાંખો.

આ બંને કામની સફળતા માટે ઉપાય બતાવી દીધો: શુભ વિચારોની અવિરત ધારા! પવિત્ર વિચારોનું સાતત્ય!

"પરંતુ, શુભ વિચારો સતત નથી ટકતા...તે ટકાવવા શું કરીએ?" આ મુંઝવણનો ઉકેલ હવેના શ્લોકમાં ગ્રંથકાર આપે છે.

तत्कथमनिष्टविषयाभिकाङ्क्षिणा भोगिना वियोगो वै ।
सुव्याकुलहृदयेनापि निश्चयेनागमः कार्यः ॥ १०५ ॥

**અર્થ** : અનિષ્ટ વિષયોની આકાંક્ષાવાળા (તેથી) અત્યંત વ્યાકુળ હૃદયવાળા ભોગાસક્ત જીવાત્માનો (વિષયોથી) કેવી રીતે વિયોગ થાય? નિશ્ચયથી (આ વિષયો આલોક અને પરલોકમાં નુકશાન કરનારા છે, એમ જાણીને) આગમનો (જિનપ્રણીત શાસ્ત્રોનો) અભ્યાસ કરવો જોઈએ.

**વિવેચન** : વિષસમા વિષયોની તીવ્ર સ્પૃહા, અપ્રાપ્ત વિષયોની પ્રાપ્તિની સ્પૃહા, પ્રાપ્ત વિષયોના સંરક્ષણની તત્પરતા અને વિષયોના ઉપભોગની સતત વાસના...તમારા મનને, હૃદયને વ્યાકુળ બનાવે જ!

હૃદયને વ્યાકુળ...વિહ્વળ અને સંતપ્ત બનાવે તે વિષયોને ઇષ્ટ કેમ કહેવાય? એવા અનિષ્ટ વિષયોના સંપર્કમાં હૃદય સતત વ્યાકુળતા અનુભવે છે, છતાં તમે એનો સંયોગ ઇચ્છો છો? એ શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શના અસંખ્ય વિષયોની અભિલાષાઓએ તમારા પવિત્ર હૃદયમંદિરને કેવું ગંદુ, કેવું જુગુપ્સનીય કરી નાંખ્યું છે, એ તો જુઓ.

પણ તમે કેવી રીતે જોઈ શકો તમારા હૃદયમંદિરને? તમે અત્યંત ભોગાસક્ત બન્યા છો. ભોગાસક્તિએ તમને અશક્ત બનાવી દીધા છે. તમારું મન સારાસારનો, ઇષ્ટાનિષ્ટનો વિચાર કરવામાં અશક્ત બની ગયું છે. ચિંતન--મનનની શક્તિ તમે ગુમાવી દીધી છે. વિવેકબુદ્ધિ નષ્ટ થઈ ગઈ છે.

તે છતાંય, જો સદ્વિચારનું એકાદ કિરણ તમને મળી ગયું છે, તમારા મનમાં આટલો પણ વિચાર ઉદ્ભવ્યો છે કે: 'મારું હૃદય ઇંદ્રિયોના વિષયોમાં અત્યંત ભોગાસક્ત છે, હું કેવી રીતે એ વિષયોનો ત્યાગ કરું? એ વિષયોથી હું કેવી રીતે અલિપ્ત રહી શકું?'

ચિંતા ન કરો. તમારું આંતર મન એ વિષયોના વળગાડથી છૂટવા ઝંખે છે ને? તમારી આંતર ચેતના એ વિષયોની વિષમતા સમજી ગઈ છે ને? તો તમે મુક્ત થઈ શકશો એ વળગાડથી. મન, વચન અને કાયાથી તમે મુક્ત થઈ શકશો! જરાય ચિંતા ન કરો.

તમારો એક નિશ્ચય અવિચલ રાખજો : "આ વિષયો આ વર્તમાન જીવનમાં અને મૃત્યુ પછીના પરલોકના જીવનમાં...ઉભય લોકમાં અહિતકારી છે... અનેક અનર્થોના કારણ છે. અનેક દુઃખો અને વેદનાઓનાં મૂળ છે."

આ નિશ્ચય કરીને, તમે એક જ કામ કરો: આગમોનું અધ્યયન કરો. શાસ્ત્રોનો અભ્યાસ કરો. સર્વજ્ઞ વીતરાગ પરમાત્માના ધર્મશાસનમાં અનેક આગમો છે; અનેક શાસ્ત્રો છે, ગ્રન્થો છે. તમે એના અધ્યયનમાં પરોવાઈ જાઓ!

આ શાસ્ત્રો અને ગ્રન્થો અનેક વિષયોના છે. તમે રસાનુભૂતિ કરી શકો, જેના અધ્યયન–પરિશીલનમાં તમે ખૂબ આનંદ અનુભવી શકો, એવા ગ્રંથો તમે પસંદ કરો. તમને ગણિતનો વિષય ગમતો હોય તો 'ગણિતાનુયોગ'ના શાસ્ત્રો પસંદ કરો. તમને 'દ્રવ્યાનુયોગ' નો વિષય ગમતો હોય તો દ્રવ્યાનુયોગના ગ્રન્થો પસંદ કરો. તમને આચાર વિચારનું પ્રતિપાદન કરનારા ગ્રન્થો વાંચવા પ્રિય હોય તો 'ચરણકરણાનુયોગ'ના ગ્રન્થો પસંદ કરો. આ ત્રણ પ્રકારના ગ્રન્થો તમને ન સમજાતા હોય તો તમે 'કથાનુયોગ'ના સેંકડો ગ્રન્થોના વાંચનમાં ડૂબી જાઓ!

વિષયોના વમળોમાં ફસાઈ ગયેલા તમારા મનને...તમારા ચિત્તને ઉગારી લેવાનો આ એક જ અદ્ભુત ઉપાય છે. એટલા માટે સર્વજ્ઞ ભગવંતે 'સ્વાધ્યાય'ને શ્રેષ્ઠ તપ કહ્યો છે.

'सज्झायसमो तवो नत्थि'
સ્વાધ્યાય સમો તપ નથી!

આવા ઉત્તમ ગ્રન્થોના વાંચન, મનન અને પરિશીલનમાં તમે ડૂબી જાઓ. શ્રદ્ધાવાન અને જ્ઞાનવાન એવા પ્રાજ્ઞપુરુષોનાં પાવનચરણોમાં વિનમ્રભાવે બેસીને તમે આવા ગ્રન્થોનું અધ્યયન કરો. એકાગ્રચિત્તે અધ્યયન કરો. મનને એ જ્ઞાનકુંડમાં ઝબોળી રાખો. તત્ત્વામૃતથી મનને સદૈવ ભીંજાયેલું રાખો. વિષયસ્પૃહાની આગ એ તત્ત્વામૃતથી ભીના-ભીના મનને સ્પર્શી જ નહીં શકે.

સ્વાધ્યાયના પાંચ અંગો : વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથામાં પરોવાયેલા મનમાંથી વિષયસ્પૃહા ભાગી જાય છે. ભલેને પછી સ્વર્ગની અપ્સરાઓનાં સંગીત રેલાય, રંભા અને ઉર્વશીનાં રૂપ સામે આવે, નંદનવનની ખૂશબુઓ ચારેબાજુ ફેલાય, ષડ્‌રસનાં ભોજન પીરસાય કે મખમલનાં બીછાનાં પથરાય...તમારૂં મન જરાય આકર્ષાશે નહીં. ભોગાસક્તિ મનમાં જરાય પ્રવેશી શકશે નહીં.

વિષયોની અનિષ્ટતા પ્રત્યે પૂર્ણ સભાનતા અને ધર્મગ્રન્થોના અભ્યાસમાં તલ્લીનતા–તમારા મનના વિચારોને શુભ અને શુદ્ધ રાખશે. તમારી વિચારધારા પવિત્ર ગંગાની જલધારા બની જશે !

## અંતે દુઃખદાયી વિષયસેવન...

आदावत्यभ्युदया मध्ये शृंगारहास्यदीप्तरसाः ।
निकषे विषया बीभत्सकरुणलज्जाभयप्रायाः ॥ १०६ ॥

**અર્થ** : [આ વિષયો] પ્રારંભમાં ઉત્સવ જેવા લાગે છે; મધ્યમાં શૃંગાર અને હાસ્યને ઉદ્દીપ્ત કરનારા છે અને અંતે બીભત્સ, કરુણાસ્પદ, લજ્જાજનક અને ભયોત્પાદક હોય છે.

**વિવેચન** : યુવાનીની એ ઉત્સુકતા ! યૌવનનાં એ મહેકેલાં સપનાં.... મનઃપ્રિય પ્રિયતમાના મધુર સંગમની રંગીલી કલ્પનાઓ ! યુવાન હૈયામાં રચાતા આ મહોત્સવમાં જેઓ મહાલ્યા છે, તેઓ જ એ મહોત્સવના અનુભવનું રોમાંચક વર્ણન કરી શકે ! વૈષયિક સુખોના આનંદની એ પ્રારંભિક ક્ષણો ઘણી ઉત્તેજનાભરી હોય છે. ન જોયેલું જોવાની ઉત્સુકતા, ન ભોગવેલું ભોગવવાનું કુતૂહલ યૌવનકાળમાં સહજ અને સ્વાભાવિક હોય છે.

અને જ્યારે સોળ શણગાર સજીને, સુંદર વસ્ત્રભૂષા કરીને, મુખ પર લજ્જાળું સ્મિત લઈને એ પ્રિયતમા શયનગૃહમાં પ્રવેશે છે,

ત્યારે એ દંપતી જે શારીરિક ઉત્તેજના અનુભવે છે, જે ઉત્કટ વિષયાનંદ અનુભવે છે...તેનું વર્ણન તો કોઈ શૃંગારરસનો મહાકવિ જ કરી શકે! અનંગક્રિડા અને સ્નેહગર્ભિત રીસામણાં–મનામણાંની શયનગૃહની અતિગુપ્ત ક્રીયાઓમાં અનુભવાતી તીવ્ર વૈષયિક સુખની લાગણીઓની અભિવ્યક્તિ પણ કોઈ નિર્બંધન રસરાજ મહાકવિ જ કરી શકે.

પરંતુ સંભોગક્રિયા પૂર્ણ થયા પછી, શારીરિક ઉત્તેજનાઓ શમી ગયા પછી, એમને પોતાને જ પોતાનો વસ્ત્રરહિત નગ્ન દેહ જુગુપ્સનીય લાગે છે! વસ્ત્રવિનાનો નારીદેહ રૂડો નથી ગમતો...ઠંડા પડી ગયેલા શરીરને પછી અડવાનું પણ મન નથી થતું...એમ ગ્રન્થકાર અને ટીકાકાર મહર્ષિ કહે છે.

એમાંય જો અતિ વિષયસેવનથી નારીના દેહમાં પીડા ઉત્પન્ન થઈ ગઈ...અસહ્ય વેદના જાગી ગઈ અને કુરુણ રૂદન કરવા લાગે, તો તો એ વિષયસુખ સુખરૂપ નહીં પણ દુઃખરૂપ બની જાય છે. એ સ્ત્રી કરુણાસ્પદ બની જાય છે. કદાચ પુરુષને...અતિકામી વિષયાંધ પુરુષને કડવાં વેણ પણ સાંભળવા પડે છે.

કદાચ, એવી શારીરિક પીડા ન થાય તોપણ એ નારી પોતાના વસ્ત્રરહિત દેહને જોઈને લજ્જાથી છળી મરે છે. તૂર્ત જ એ વસ્ત્રપરિધાન કરી લે છે... એને ભય હોય છે: "આવી કઢંગી સ્થિતિમાં વડીલો મને...અમને જોઈ ન લે!'

વિષયસેવનની આ ત્રણ અવસ્થાઓનું સ્પષ્ટ વર્ણન ગ્રન્થકારે કર્યું છે. આદિ, મધ્ય અને અંત! આદિમાં–પ્રારંભમાં ઉત્સુકતા અને કુતૂહલ હોવાથી શાન્તિ અને સ્વસ્થતા નથી રહેતી. મધ્યમાં એટલે કે સંભોગકાળે તીવ્ર મોહની વેદના–વ્યાકુળતા હોવાથી ત્યારે પણ શાન્તિ કે સ્વસ્થતા નથી રહેતી. સંભોગક્રિયાની સમાપ્તિ પછી બીભત્સ અંતર્દર્શન, કરુણાજનક રુદન, શરમ અને ભયની લાગણીઓ જન્મતી હોવાથી શાન્તિ અને સ્વસ્થતા નથી જળવાતી!

વિષયસેવન પૂર્વે શાન્તિ–સ્વસ્થતા નહીં, વિષયસેવનકાળે શાન્તિ સ્વસ્થતા નહીં અને વિષયસેવન કર્યા પછી શાન્તિ–સમતા નહીં...તો પછી શા માટે વિષયસેવનની ઇચ્છા કરવી?

જ્ઞાનીપુરુષો, આત્મદૃષ્ટા મહર્ષિઓ ક્ષણિક સુખો કરતાં અંતરાત્માની સ્થાયી શાન્તિ અને સ્વસ્થતાને વિશેષ મહત્ત્વ આપે છે. વિષયસેવનમાં ભલે ક્ષણિક સુખનો અનુભવ મનુષ્ય કરે છે, પરંતુ એ થોડી ક્ષણો વીત્યા પછી શું ? એ વાસનાનો જુવાળ શમ્યા પછી શું ? નરી અશાન્તિ અને અસ્વસ્થતા જ ને ?

પૂર્ણજ્ઞાની વીતરાગને સંસારનો કોઈ ખૂણો અણદેખ્યો હોતો નથી; કોઈ દેશ-પ્રદેશ અજાણ્યો હોતો નથી પછી માનવીનું શયનગૃહ અણદેખ્યું કેવી રીતે હોય ? ભલે એ શયનગૃહનાં બારી-બારણાં બંધ હોય, કેવળજ્ઞાનની દૃષ્ટિ એ બંધ શયનગૃહની ભીતર જોઈ શકે છે, જાણી શકે છે ! એ જોવામાં અને જાણવામાં કેવળજ્ઞાનીને નથી હોતો રાગ કે નથી હોતો દ્વેષ ! કારણ કે તેઓ વીતરાગ હોય છે.

શયનગૃહની ગુપ્ત વાતને પ્રગટ કરીને જ્ઞાનીપુરુષ મનુષ્યને એ વિષયસેવનથી અળગા રહેવાની પ્રેરણા આપે છે, 'સેક્સ-સેન્ટરો'થી દૂર રહેવાની સલાહ આપે છે, આત્માની શાન્તિ અને સ્વસ્થતાને અખંડ રાખવા માટે વિષયસંભોગનો ત્યાગ કરવાનો ઉપદેશ આપે છે, પ્રશમ ભાવમાં આનંદનો અનુભવ કરવા માટે સંભોગક્રિયાનો ક્ષણિક આનંદ જતો કરવો જ પડશે.

**यद्यपि निषेव्यमाणा मनसः परितुष्टिकारका विषयाः ।**
**किम्पाकफलादनवद् भवन्ति पश्चादतिदुरन्ताः ॥ १०७ ॥**

**અર્થ :** જો કે સેવન કરતી વખતે વિષયો મનને સુખકારી લાગે છે, તો પણ કિંપાકફળના ભક્ષણની જેમ પછીથી અતિ દુઃખદાયી હોય છે.

**વિવેચન :** "વિષયસેવનથી-સંભોગથી ક્ષણિક પણ સુખનો અનુભવ તો થાય જ છે-એ દૃષ્ટિએ વિષયો સુખ આપનારા ખરા ને ?"

આદિ-મધ્ય અને અંતમાં અશાન્તિ તથા અસ્વસ્થતાનું પ્રતિપાદન કરનારા ગ્રન્થકારમહર્ષિને આ પ્રશ્ન પૂછવામાં આવ્યો છે ! સંભોગની ક્રિયામાં ભલે અશાન્તિ કે અસ્વસ્થતા અનુભવાતી હોય, સાથે સાથે થોડાક સુખનો અનુભવ પણ થતો હોય છે !

ગ્રન્થકાર આ વાતનો સ્વીકાર કરીને પ્રત્યુત્તર આપે છે : કબૂલ છે તમારી વાત. વિષયસેવનથી તમારા મનને ક્ષણિક સંતોષ... ક્ષણિક સુખ મળે છે... પરંતુ એટલામાત્રથી સંભોગક્રિયા ઉપાદેય નથી બનતી. વિષયસેવન કરવા યોગ્ય સિદ્ધ નથી થતું !

જંગલમાં એક 'કિંપાક' નામનું વૃક્ષ હોય છે. એ વૃક્ષ ઉપર જે ફળ બેસે છે, તે ફળનો સ્વાદ કેરીના સ્વાદ કરતાં ય વધુ મધુર હોય છે. એની સુગંધ આમ્રફળની સુગંધ કરતાં ય ચઢિયાતી હોય છે. એ ફળને તમે ખાઓ તો મીઠું લાગશે ! સ્વાદિષ્ટ લાગશે ! પરંતુ એ પેટમાં જતાંની સાથે જ તમારી નસો ખેંચાવા લાગશે... તમારૂં માથું ભમવા લાગશે....તમે તીવ્ર વેદના અનુભવતા થોડી જ ક્ષણોમાં યમસદનમાં પહોંચી જવાના ! તમારૂં આત્મપંખેરૂ ઉડી જવાનું.

એ કિંપાકફળ જેવા આ વિષય છે. તમે વિષયસેવન કરો, ત્યાં સુધી જ તમને સુખનો અનુભવ થાય, પરન્તુ એ સંભોગક્રિયામાં જે તીવ્ર મોહ, પ્રગાઢ આસક્તિ થવાની, તેના પરિણામે જે પાપકર્મ બંધાવાનાં, એ પાપકર્મ જ્યારે ઉદયમાં આવશે ત્યારે તમે એક મોતને નહીં, અનેક મોતને ભેટવાના. એક દુઃખ નહીં, અનન્ત દુઃખો તમને વળગી પડવાનાં. માટે 'ક્ષણિક સુખ તો મળે છે ને !' એમ માનીને વિષયસેવન–સ્ત્રીસંભોગ ન કરો.

નાનાં બાળકો કે ભોળી સ્ત્રીઓ ડાકૂઓના ફંદામાં શાથી ફસાય છે, તે જાણો છો ને ? ડાકૂ સજ્જનના લેબાસમાં નાનાં બાળકોને ચોકલેટ–પીપરમેન્ટ આપે, મીઠીમીઠી વાતો કરે, એટલે નાનાં બાળકોને એ ડાકૂ ગમી જાય. ડાકૂ ઉપર વિશ્વાસ થઈ જાય.... પછી એક દિવસ બાળક ખોવાયાની બૂમાબૂમ થાય ! બાળકને ડાકૂ ઉપાડી ગયો હોય.

ભોળી સ્ત્રીઓ પણ આ રીતે ભોળવાતી હોય છે. હાથે અને ગળે સોનાના દાગીના પહેરીને ઊભી હોય, સુંદર વસ્ત્રો પહેર્યાં હોય, બહાર જવું હોય, બસની રાહ જોતી બસસ્ટેન્ડ ઉપર ઊભી હોય... ત્યાં એક ગાડી આવીને ઊભી રહે, ગાડીમાં બેઠેલો સજ્જનના વસ્ત્રોમાં

સજ્જ પુરુષ આદરપૂર્વક એ સ્ત્રીને કહે : 'કહો બહેન, ક્યાં જવું છે તમારે ? આવો, બેસી જાઓ ગાડીમાં, તમારે જ્યાં જવું હોય ત્યાં પહોંચાડી દઈશ....'

પુરુષનાં સુંદર કપડાં, સફાઈદાર ભાષા અને ઔચિત્યપૂર્ણ વ્યવહાર જોઈને એ ભોળી સ્ત્રી ભોળવાઈ જાય અને ગાડીમાં બેસી જાય તો શું થાય ? એના દાગીના તો જાય જ, એના પ્રાણ કે એનું શીલ પણ સલામત ન રહે ! આજે ઘણાં શહેરોમાં આવી દુર્ઘટનાઓ બનતી આપણે સાંભળીએ છીએ.

માત્ર ઉપરનો સારો દેખાવ, કે થોડી ક્ષણોનું સુખ, એનાથી જો લોભાઈ ગયા તો ફસાઈ ગયા સમજો. માટે ટૂંકી દૃષ્ટિથી ન વિચારો, દીર્ઘદૃષ્ટિથી વિચારો. ભવિષ્યનો વિચાર કરો. વિષયસેવનથી ક્ષણિક સુખનો.... થોડી જ ક્ષણોના સુખનો અનુભવ થાય છે, પરંતુ એ ક્ષણોમાં તીવ્ર રાગથી જે પાપકર્મો બંધાય છે, તેનો ગંભીરતાથી વિચાર કરો. એટલા માટે 'વિષયભોગ વિષભક્ષણથી પણ વધુ ભયંકર છે,' એમ તીર્થંકર ભગવંતોએ કહ્યું છે.

સુખનો તીવ્ર રાગી જીવાત્મા સુખના સમયનો કે સુખની જાતનો વિચાર નથી કરી શકતો. જે સુખની એને તીવ્ર ભૂખ લાગી, તે સુખ ભલે ક્ષણિક હોય તો ક્ષણિક, તે ભોગવી લેવાનો ! તે સુખ હલકી જાતનું હોય તો ભલે હલકી જાતનું, તે ભોગવી લેવાનો ! મગધસમ્રાટ શ્રેણિક દુર્ગંધા પર મોહિત નહોતા થઈ ગયા ? દુર્ગંધા સાથે સંભોગ નહોતો કર્યો ? સુખની તીવ્રભૂખ વિષયસુખની ક્ષણિકતાનો વિચાર નથી કરવા દેતી.

## વિષયો વિષસમા...!

यद्वच्छाकाष्टादशमन्नं वहुभक्ष्यपेयवत् स्वादुः ।
विषसयुक्तं भुक्तं विपाककाले विनाशयति ॥ १०८ ॥

तद्वदुपचारसंभृतरम्यकरागरससेविता विषयाः ।
भवशतपरम्परास्वपि दुःखविपाकानुबन्धकराः ॥ १०९ ॥

**અર્થ** : જેવી રીતે અઢાર પ્રકારનાં શાક અને ઘણા ખાવા યોગ્ય તથા પીવા યોગ્ય સ્વાદિષ્ટ વસ્તુઓથી યુક્ત સ્વાદિષ્ટ ભોજન જો ઝેરવાળું હોય તો એ ખાવાથી અંતે મારે છે, તેવી રીતે ખુશામત તથા વિનય વગેરેથી વધેલી સુંદરતાથી અને ખૂબ રાગથી સેવેલા વિષયો સેંકડો ભવોની પરમ્પરામાં પણ દુઃખભોગની પરમ્પરા કરનારા છે.

**વિવેચન** : તમને અત્યંત પ્રિય અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ભોજન આપવામાં આવ્યું છે, તમે અત્યંત ક્ષુધાતુર પણ છો, ભોજનનો થાળ સામે છે, શ્રેષ્ઠ મીઠાઈઓ, પ્રિય વ્યંજનો, સ્વાદિષ્ટ ફરસાણ, મધુર સરબત...બધું સામે છે, પીરસનાર પ્રેમથી અને આગ્રહથી ભોજન પીરસે છે, તમે ખાવાની તૈયારી કરો છો, ત્યાં તમારો વિશ્વાસપાત્ર અને નિકટનો મિત્ર દોડતો...હાંફતો તમારી પાસે આવે છે...અને તમને કોળિયો મોંમાં નહીં મૂકવાનો ઈશારો કરી, તમને બહાર બોલાવે છે અને કાનમાં કહે છેઃ 'આ ભોજનનો એક કણ મોઢામાં ન નાંખીશ, દગો થયો છે...આ ભોજનમાં ઝેર ભેળવી દેવામાં આવ્યું છે....' આટલું કહીને તે ઝડપથી ચાલ્યો જાય છે.

કહો, તમે શું કરશો? એ પ્રિય, સ્વાદિષ્ટ અને શ્રેષ્ઠ ભોજન તમે કરશો? એ ભોજન ઉપર તમારો રાગ ટકશે? ના, હવે એ ભોજનમાં તમને ઝેર જ ઝેર દેખાશે. ચામડાની આંખોથી નહીં,

મનની આંખોથી ઝેર દેખાશે. ભોજનના પદાર્થોમાં એકમેક થઈને ભળી ગયેલા ઝેરને ચર્મચક્ષુ જોઈ શકતી નથી, મનની આંખો...જ્ઞાનની આંખો જોઈ શકે છે! એ ભોજય પદાર્થોમાં મોતનાં દર્શન થાય છે... શરીર ધ્રૂજી ઉઠે છે, શરીરે પસીનો થઈ આવે છે...આંખોમાં ભય તરી આવે છે...તમે એક ક્ષણનોય વિલંબ કર્યા વિના એ ભોજનનો ત્યાગ કરી દેવાના.

'મને ઝેર દેખાતું નથી...આ તો મારા સ્વજનો છે, તેઓ દગો કરે નહીં...આટલી બહુમૂલ્ય સામગ્રી ફેંકી કેમ દેવાય?... આ તો કોઈએ ઝેરની ખોટી શંકા કરી હશે...' 'આવા–આવા તર્ક–કુતર્ક તમે કરો ખરા? 'આમાં ઝેર છે કે કેમ?' એ જાણવા થોડું ખાવાનો પ્રયોગ કરો ખરા? જરાય નહીં, એ પદાર્થોને સ્પર્શ પણ ન કરો!

વૈષયિક સુખો પણ આવાં છે, ઝેરમિશ્રિત ભોજન જેવાં! એમાંય સ્ત્રી–પુરુષનું સંભોગસુખ તો હલાહલ ઝેર સાથે ઘોળાયેલું સુખ છે.

તમને માનો કે કોઈ રૂપસુંદરી પ્રત્યે અનુરાગ જન્મ્યો. એ રૂપસુંદરીને પણ તમારા પ્રત્યે અનુરાગ જન્મે, એમ તમે ઇચ્છો છો. એને અનુરાગી બનાવવા તમે અનેક પ્રયત્ન કરો છો.... ક્યારેક કોઈ ઉદ્યાનના લતામંડપમાં એ મળી ગઈ કે કાશ્મીરની ટૂરમાં...શ્રીનગરની કોઈ રમણીય હોટલમાં મળી ગઈ...તમે એને મનાવી લેવા એની આદરપૂર્વક ખુશામત કરવા માંડી, એનો પડ્યો બોલ ઉપાડી લેવા તત્પર બન્યા... એનું એકાદ મીઠું સ્મિત...એના એકાદ બોલનો ટહૂકો... મેળવવા તમે તલપાપડ બન્યા, અને ચાર-પાંચ દિવસની એ 'સેવા-ભક્તિ'ના અંતે એ પ્રિયતમાએ તમને હસીને બોલાવ્યા. વિભિન્ન હાવભાવ કરીને તમારા દિલને બહેલાવવા માંડયું....એની સુંદરતામાં તમે અભિવૃદ્ધિ જોઈ, તમારો સ્નેહસાગર ઉછળવા લાગ્યો.... મોહનાં મોજાં આકાશમાં ઉછળવાં લાગ્યાં.

હવે, દર્શન અને શ્રવણ પછી, એ રૂપસુંદરીના સ્પર્શની વાસના ભભૂકી ઉઠી. તમે દીન બનીને... ભિખારી બનીને... એના દેહસુખની

યાચના કરી... એણે પોતાનાં તન–મન તમને સમર્પિત કરવાની તત્પરતા બતાવી... તમે મોહના ઉન્માદમાં નાચી ઉઠ્યા અને સંભોગસુખ માણવા આતુર બની ગયા...

તે વખતે, તમારા એ શયનખંડના બારણે ટકોરા પડ્યા. "કોઈ આવ્યું..." એમ સમજીને તમે દ્વાર ખોલ્યું...તમારી સામે શ્વેત-વસ્ત્રોમાં સજ્જ, હાથમાં દંડ અને પાત્ર...આંખોમાં કરુણા અને વાણીમાં માધુર્ય...એવા સાધુપુરુષને ઊભેલા જોયા. તેમણે તમને કહ્યું:

'વત્સ, હું કંઈ લેવા નથી આવ્યો, કંઇક કહેવા આવ્યો છું!'

તમે કહ્યું: 'મુનિવર, આપને જે કહેવું હોય તે કહો.'

મુનિવરે કહ્યું: 'વત્સ, વિષયસુખો હલાહલ ઝેરથી પણ વધુ ખતરનાક છે. ઝેર તો એક મૃત્યુ આપે છે, આ વૈષયિક સુખો સેંકડો જીવનોને દુઃખમય બનાવશે, સેંકડો મોતને કમોત બનાવશે. પાછો વળ મારા પ્રિય બાળ! શાન્ત થા. સ્વસ્થ થા. જે ઇન્દ્રિયસુખ ભોગવવા તું તત્પર થયો છે, તેનો ત્યાગ કર.'

આટલું કહીને, '**ધર્મલાભ**'નો આશીર્વાદ આપીને એ સાધુ પુરુષ ચાલ્યા ગયા. હવે તમે શું કરશો? તમને એ રૂપરમણીમાં હલાહલ ઝેરનાં દર્શન થશે? તમારી ઉદ્દીપ્ત કામવાસનામાં તાલપૂટ વિષનાં દર્શન થશે? હા, મનની આંખો ખૂલી ગઇ હોય, તો જ એ દર્શન થાય. એ દર્શન થયા પછી ગાત્રો શિથિલ થઇ જાય...શરીરે પરસેવો વળી જાય...આંખો ભયથી પહોળી થઇ જાય!

ગ્રન્થકાર મહર્ષિએ વિષયોને, ખૂબ રાગથી સેવેલા–ભોગવેલા વિષયોને સેંકડો....હજારો જીવનોની પરંપરામાં દુઃખોનું સાતત્ય આપનારા બતાવ્યા છે. જો એ વિષયોનું સેવન મંદ રાગથી, અલ્પ રાગથી થાય, તો એ વિષયો એટલા બધા ભીષણ દુઃખદાયી નથી બનતા. જો એ વિષયોનું સેવન સર્વથા ત્યાગી દેવામાં આવે તો એ વિષયો એક ક્ષણનું પણ દુઃખ આપી શકતા નથી!

પાંચ ઇન્દ્રિયોના જે જે વિષયો સાથે આપણા રાગનો સંબંધ થાય છે, જે જે વિષયો સાથે હૃદય આસક્તિથી બંધાય છે, તે તે વિષયો આપણા આત્માનું અહિત કરનારા બને છે, અર્થાત્ આપણી રાગદશા અને આસક્તિ જ આપણું અધઃપતન કરે છે.

'...**रागरससेविता विषयाः**' આમ કહીને ગ્રન્થકારે આપણી તીવ્ર રાગદશા તરફ આંગળી ચીંધી છે. જ્યાં સુધી વૈષયિક સુખોનો આપણે સર્વથા ત્યાગ ન કરી શકીએ, ત્યાં સુધી એ વિષયોનું સેવન તીવ્રરાગથી ન કરીએ. રાગમાં તીવ્રતાને ન ભળવા દઈએ. 'વિષય સંભોગ'માં હલાહલ ઝેરનું દર્શન કરનારી દિવ્યદૃષ્ટિ ખૂલી ગયા પછી, રાગમાં તીવ્રતા આવી શકતી નથી. 'વિષયસંભોગ'ની ભૂખ સહન થતી નથી અને એ વિષયસેવન ન છૂટકે કરે છે, ત્યારે રાગ હોય, પરંતુ એ રાગમાં તીવ્રતા ન હોઈ શકે.

'સમ્યગ્દૃષ્ટિ જીવાત્મા વિષયોપભોગ કરે, છતાં એ પાપકર્મોનો બંધ અલ્પ પ્રમાણમાં કરે છે,' આવું પ્રતિપાદન ધર્મગ્રન્થો કરે છે, એનું હાર્દ આ જ છે. જ્ઞાનદૃષ્ટિ કહો, દિવ્યદૃષ્ટિ કહો, યોગદૃષ્ટિ કહો કે સમ્યગ્દૃષ્ટિ કહો, એ દૃષ્ટિ રાગમાં તીવ્રતાને ભળવા દેતી નથી! દ્વેષમાં તીવ્રતાને ભળવા દેતી નથી! એ જ્ઞાનદૃષ્ટિ આ છે: **'વિષયો વિષ કરતાંય વધુ ભયંકર છે. વિષ એક જીવન નષ્ટ કરે છે, વિષયો અનેકભવ... અનેક જીવન બરબાદ કરે છે.'** વિષયોપભોગ કરતાં પહેલાં અને વિષયોપભોગ કર્યા પછી, આ જ્ઞાનદૃષ્ટિ સાવ ખુલ્લી રહેવી જોઈએ. વિષયોપભોગ સમયે જ્ઞાનદૃષ્ટિ ખુલ્લી રહી શકતી નથી! જ્ઞાનદશા હોઇ શકે! અર્થાત્ અંતરાત્મા જાગ્રત હોય, બહિરાત્મા મોહનિદ્રામાં હોય!

પાંચે ઇન્દ્રિયોના વિષયો તરફ આ જ્ઞાનદૃષ્ટિથી જોવાનું છે. શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ તરફ 'આ વિષયો ઝેરમિશ્રિત છે.' આ વિચારને દૃઢ કરી દેવાનો છે. આ વિચારથી તમારું વિષય-રાગનું ઝેર ઉતરતું જશે. જ્યારે વિષય-રાગનું ઝેર ઓછું થઈ જશે, ત્યારે વૈરાગ્યનું અમૃત વધતું જશે. વૈરાગ્યનું અમૃત તમારા મનને, જીવનને આનંદથી ભરી દેશે. રાગજન્ય આનંદ કરતાં વૈરાગ્યજન્ય આનંદ દીર્ઘજીવી, પરિશુદ્ધ અને પુણ્યબંધક હોય છે.

## વિષયોમાં રમે તે માનવ નહીં !

अपि पश्यतां समक्षं नियतमनियतं पदे पदे मरणम् ।
येषां विषयेषु रतिर्भवति न तान् मानुषान् गणयेत् ॥११०॥

અર્થ : સ્થાને સ્થાને નિયત અને અનિયત મરણને પ્રત્યક્ષ જોવા છતાં જેઓને વિષયોમાં આસક્તિ થાય છે, તેમને મનુષ્ય ન ગણવા જોઈએ.

**વિવેચન :** સામે મોત દેખાતું હોય છતાં વિષયોમાં આસક્તિ થાય? જો થાય તો તેને મનુષ્ય ન કહેવાય! તેને બુદ્ધિમાન ન કહેવાય.

સંસારની કઈ ગતિમાં જીવો સાથે મોત નથી જોડાયેલું? ચાહે એ સ્વર્ગનો દેવ હોય કે નારકીનો નારક હોય....ચાહે એ મનુષ્ય હોય કે તિર્યંચગતિનું પશુ-પક્ષી હોય. જેનો જન્મ છે, તેનું મોત નક્કી છે.

મોતનું સ્મરણ વિષયરમણનું મારણ છે. મહારાષ્ટ્રમાં એક સંત પુરુષ થઈ ગયા. નામ હતું સ્વામી એકનાથ. તેમની પાસે એક શ્રીમંત ભક્ત આવ્યો. તેમણે એકનાથને કહ્યું : 'આપના જીવનમાં એકપણ પાપ જોવા મળતું નથી...જ્યારે મારા જીવનમાં પાપ સિવાય બીજું કંઈ જોવા મળતું નથી, આમ કેમ ?'

ભક્તનો પ્રશ્ન શાન્તિથી સાંભળી લઈ, સ્વામી એકનાથ આંખો બંધ કરી ધ્યાનમાં લીન થઈ ગયા. ભક્ત સામે બેસી રહ્યો. થોડી ક્ષણો પછી એકનાથે આંખો ખોલીને ભક્ત સામે જોયું અને કહ્યું : 'તારા પ્રશ્નનો જવાબ તો પછી આપીશ, પણ મને આજથી સાતમા દિવસે તારું મૃત્યુ દેખાય છે!'

ભક્તની આંખો પહોળી થઈ ગઈ! તેને સ્વામી એકનાથના જ્ઞાન ઉપર અને વચન ઉપર શ્રદ્ધા હતી. તે બોલી ઉઠયો : 'શું કહો છો આપ? શું સાચે જ સાતમા દિવસે મારું મોત છે?'

'હા, સાતમા દિવસે તારું મોત મને દેખાય છે...' ભક્ત પોતાના ઘેર આવ્યો. પરિવારને તેણે કહ્યું : 'હવે માત્ર સાત દિવસ જ મારું જીવન છે...મેં મારી જિંદગીમાં ઢગલા પાપ કર્યાં છે. હવે આ સાત દિવસમાં મારે કોઈ જ પાપ કરવું નથી. હું દુકાને પણ નહીં જાઉં અને ઘરનાં કામ પણ નહીં કરું. હવે તો રાત–દિવસ પરમાત્માનું જ નામસ્મરણ કરીશ.' અને એ ભક્ત પરમાત્માની ભક્તિમાં અને નામસ્મરણમાં લીન થઈ ગયો. સાતમે દિવસે સ્વામી એકનાથ ભિક્ષા લેવા એના ઘરે ગયા. ભક્તને ઘરે જોઈને તેમણે પૂછ્યું : 'કેમ તમે દુકાને નથી ગયા ?'

'પ્રભુ, હવે દુકાને જવાનું હોય ? સાત દિવસથી દુકાને નથી ગયો. દુનિયાના બધા પ્રપંચ છોડી દીધા છે, દિનરાત પરમાત્માના નામસ્મરણમાં લીન રહું છું.' ભક્તે એકનાથના ચરણોમાં નમસ્કાર કર્યા એકનાથે પૂછ્યું :

'આ સાત દિવસમાં તમે પાપ કેટલાં કર્યાં ?'

'એકપણ નહીં ! સામે મોત દેખાયા પછી રંગ–રાગ કે ભોગવિલાસ ગમે ખરા ? વેપારધંધો કે બીજી આળપંપાળ ગમે ખરા ભગવંત ? હવે....આજે તો છેલ્લો દિવસ છે....'

'મહાનુભાવ ! તારા પ્રશ્નનો જવાબ તને મળી ગયો ને ? મારા જીવનમાં કેમ એકેય પાપ નથી ? હું સતત મૃત્યુનું સ્મરણ કરું છું. મૃત્યુનું સ્મરણ પાપનું મારણ છે, તને મૃત્યુનું સ્મરણ રહ્યું, માટે તારું જીવન નિષ્પાપ બન્યું. તું ભગવત્સ્મરણમાં લીન બન્યો ! તું હજુ જીવવાનો છે, આજે મરવાનો નથી. આ તો નિષ્પાપ જીવનનું રહસ્ય સમજાવવા તને મેં કહેલું.'

જ્ઞાનીપુરુષો કહે છે : મૃત્યુ અનિશ્ચિત છે. ગમે ત્યારે આયુષ્ય પુરું થઈ જાય....ગમે ત્યાં અને ગમે ત્યારે મૃત્યુ જીવાત્મા પર ત્રાટકે.... આવી સ્થિતિમાં વિષય સુખોની મહેફીલો ઉડાવાય ? માનવીનું અને તિર્યંચોનું આયુષ્ય નિશ્ચિત નથી હોતું...,ગમે ત્યારે આયુષ્ય પુરું

થઈ જાય. દેવોનું અને નારકીના જીવોનું આયુષ્ય નિશ્ચિત હોય છે, તેમ મૃત્યુ પણ નિશ્ચિત જ હોય છે.

વર્તમાનકાળમાં આપણા સહુનાં 'સોપક્રમ-આયુષ્ય' હોય છે એટલે કે ગમે ત્યારે આયુષ્ય પુરૂં થઈ જાય અને મોત આવી જાય. ધનસંપત્તિ, ઇજ્જત-આબરૂ કે પુત્ર-પરિવાર કોઈ જ બચાવી ન શકે. કોઈ મંત્ર, તંત્ર કે યંત્ર બચાવી ન શકે. કોઈ ઔષધિ કે જડીબુટ્ટી ન બચાવી શકે...આવી અશરણ.... નિઃસહાય સ્થિતિમાં વિષયસુખોની રંગરેલી ખેલી શકાય ખરી ? છતાંય જો વિષયસુખો માણવાં ગમતાં હોય તો આપણે બુદ્ધિહીન પશુ જ છીએ, માનવ નથી. ભલે કલેવર માનવનું હોય, આચરણ પશુનું કહેવાય.

જો આપણે માનવ છીએ તો પ્રતિદિન....પ્રતિક્ષણ મોતનું સ્મરણ રહેવું જોઈએ. આપણા મૃત્યુની કલ્પના....મૃત્યુ સમયનું વાતાવરણ.... મૃત્યુ પછીનો પુનર્જન્મ....આ બધું રોજ એકાદવાર પણ વિચારવું જોઈએ. તો વિષયસુખોની આસક્તિ મંદ પડી જશે....ધીરેધીરે વિષયો તરફ આપણું મન અનાસક્ત બની જશે.



## ગંભીર ચિંતનનો વિષય :

विषयपरिणामनियमो मनोऽनुकूलविषयेष्वनुप्रेक्ष्य ।
द्विगुणोऽपि च नित्यमनुग्रहोऽनवद्यश्च संचिन्त्यः ॥१११॥

અર્થ : મનના અનુકૂળ વિષયોમાં, વિષયોના પરિણામના નિયમનું વારંવાર ચિંતન કરવું જોઇએ (અને) સર્વદા નિર્દોષ તથા બહુગુણ યુકત લાભનો વિચાર કરવો જોઇએ.

**વિવેચન :** કોઈપણ વિષયની અવસ્થા અવસ્થિત હોતી નથી. શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ, પાંચ ઇન્દ્રિયોના આ વિષયોમાંથી

કોઈપણ વિષયની અવસ્થા સ્થાયી હોતી નથી. અવસ્થાઓ પલટાતી રહે છે. આજે શુભ અને ઈષ્ટ લાગતો વિષય કાલે અશુભ અને અનિષ્ટ પણ લાગે, આજે અશુભ અને અનિષ્ટ લાગતો વિષય બીજા દિવસે શુભ અને ઇષ્ટ પણ લાગે !

ગઈકાલે જે સ્વર, જે અવાજ ઈષ્ટ લાગતો હતો, પ્રિય લાગતો હતો, આજે તે અનિષ્ટ અને અપ્રિય લાગી શકે છે? આજે જે સ્વર અનિષ્ટ અને અપ્રિય લાગે છે આવતીકાલે તે પ્રિય અને ઈષ્ટ લાગી શકે છે!

જેવી રીતે સારા વિષયો નરસા બની શકે છે અને નરસા વિષયો સારા બની શકે છે તેવી રીતે મનડાની માયા પણ વિચિત્ર છે! મનને આજે જે ગમે તે કાલે ન ગમે! આજે જે ન ગમે તે કાલે ગમવા લાગે! રાગી અને દ્વેષી મનની પ્રિય–અપ્રિયની કલ્પનાઓ, ઈષ્ટ–અનિષ્ટની કલ્પનાઓ, શુભ–અશુભની કલ્પનાઓ બદલાતી રહે છે.

જેમ વિષયોની અવસ્થાઓ પરિવર્તનશીલ છે, તેમ મનના ભાવો પણ પરિવર્તનશીલ છે. માટે જાગ્રત મનુષ્યે વિષયો પ્રત્યે અનુરાગી ન બનવું જોઈએ, કારણકે અનુરાગ અવસ્થાની સ્થિરતા ચાહે છે! વિષયની જે અવસ્થા પ્રત્યે અનુરાગ જન્મ્યો હોય છે, એ જ અવસ્થા તે કાયમ માટે ઈચ્છે છે.... પરંતુ એ સંભવિત નથી! અવસ્થા બદલાતી જ હોય છે. પ્રિય અવસ્થા જ્યારે બદલાઈ જાય છે, ત્યારે મન અશાન્ત બને છે, દુઃખી બને છે.

અવસ્થા એટલે પર્યાય. પર્યાય ઉત્પન્ન થાય અને નાશ પામે! કાયમ રહે છે માત્ર દ્રવ્ય! ઈન્દ્રિયોના વિષય બનતા હોય છે દ્રવ્યના પર્યાયો. દ્રવ્ય તો જ્ઞાનદૃષ્ટિનો વિષય બની શકે.

**શબ્દમાં** મધુરતા કે કર્કશતા પર્યાય છે, જ્યારે ભાષાવર્ગણાના પુદ્ગલો દ્રવ્ય છે. **રૂપમાં** સુન્દરતા કે કુરુપતા...પર્યાય છે, જ્યારે ઔદારિક વર્ગણાના પુદ્ગલો દ્રવ્ય છે. **રસમાં** મધુરતા, કટુતા કે સ્વાદ-બેસ્વાદ એ પર્યાયો છે, જ્યારે ઔદારિક વર્ગણાના પુદ્ગલો દ્રવ્ય છે. **ગન્ધમાં** સુગંધ કે દુર્ગંધ એ પર્યાયો છે, જ્યારે ઔદારિક વર્ગણાના

પુદ્ગલો દ્રવ્ય છે. **સ્પર્શમાં** સુંવાળાશ કે ખડબચડાપણું એ પર્યાય છે, જ્યારે ઔદારિક વર્ગણાના પુદ્ગલો દ્રવ્ય છે.

જીવાત્મા જો આ પરિવર્તનશીલ પર્યાયોના રાગ-દ્વેષથી મુક્ત થાય તો એનાથી દ્વિગુણ જ નહીં, અનંતગુણ લાભ થાય! ઇષ્ટ--અનિષ્ટ અને પ્રિય–અપ્રિયની કલ્પનાઓમાં જીવાત્મા પ્રગાઢ રાગ–દ્વેષ કરીને અસંખ્ય...અનંત પાપકર્મ બાંધે છે. એ પાપકર્મો એ જીવાત્માને ભીષણ ભવસાગરમાં ફેંકી દે છે. ક્રોડો દુર્ગતિઓમાં અપાર વેદનાઓ સહન કરતો જીવાત્મા દીન–હીન અને જડવત્ બની જાય છે.

જો એ ઇષ્ટ–અનિષ્ટની, પ્રિય–અપ્રિયની કલ્પનાઓથી મુક્ત થાય, રાગ–દ્વેષની પ્રચુરતાથી મુક્ત થાય, તો પાપકર્મોનાં બંધનથી છૂટી જાય. જીવનમાં નવાં પાપકર્મ બંધાતાં અટકી જાય, ઓછાં થઈ જાય, એ નાનોસૂનો લાભ નથી, મહાન્ લાભ છે.

આ વાત માત્ર સાંભળવાની કે વાંચવાની જ નથી, આ વાત ઉપર મનુષ્યે ગંભીર ચિંતન કરવાનું છે. ગહન અનુપ્રેક્ષા કરવાની છે. ગ્રંથકાર મહર્ષિ આ વાતને ગંભીરતાથી વિચારવાની પ્રેરણા આપે છે.

૧. વિષયોની અવસ્થાઓ સ્થાયી નથી, પરિવર્તનશીલ છે.

૨. વિષયવિરાગથી પાપકર્મો બંધાતાં નથી.

૩. 'પાપરહિતતા' મોટો લાભ છે!

આ ત્રણ વાતો ઉપર ગંભીર ચિંતન કરવું જોઇએ. જો આપણે ખરેખર આત્મશાન્તિ ચાહતા હોઇએ, જો આપણે દુઃખ–ત્રાસ અને વેદનાઓથી મુક્તિ ઇચ્છતા હોઇએ તો આપણે મનના છીછરા કુવાને ખોદીને ઊંડો કરવો પડશે! મનના કુવામાંથી અસત્ વિચારોના કીચડને બહાર ફેંકી દઈ એમાં સ્વચ્છ પાણીનો પ્રવાહ વહેતો કરવો પડશે...તો જ મન તત્ત્વચિંતન કરી શકશે, તત્ત્વાનુપ્રેક્ષા કરી શકશે. જીવાત્મા વિષય–રાગથી વિરામ પામે તો જ એ પાપકર્મોના બંધથી બચે! અને તો જ દુઃખ–ત્રાસ અને વેદનાઓ એનાથી અળગી રહે.

## આત્માની રક્ષા કરો

इति गुणदोषविपर्यासदर्शनाद्विषयमूर्च्छितो ह्यात्मा ।
भवपरिवर्तनभीरुभिराचारमवेक्ष्य परिरक्ष्यः ॥११२॥

અર્થ : આ પ્રમાણે ગુણ અને દોષમાં વિપરીત દર્શન કરવાથી આત્મા વિષયોમાં આસક્ત બનેલો છે. સંસારપરિભ્રમણથી ડરતા જીવોએ, 'આચારાંગ'નું અનુશીલન કરીને એની (આત્માની) રક્ષા કરવી જોઇએ.

**વિવેચન** : 'હજુ મારે આ ભીષણ ભવવનમાં ભટકવું પડશે? હજુ શું મારે આ સંસાર–દાવાનળમાં સળગવું પડશે? હજુ શું મારે આ સંસારના પાતાળકુવામાં પુરાઈ રહેવું પડશે? હજુ શું મારે આ સંસાર–પિશાચના જડબામાં ચવાવું પડશે? ના, ના, હવે મારે ભટકવું નથી, સળગવું નથી...'

સંસારપરિભ્રમણનો ભય હૈયે લાગી ગયો છે? ભયથી હૈયે ચીરાડા પડયા છે? તો તમારે એક જ કામ કરવાનું છે, તમારા આત્માને બચાવી લેવાનો છે.... આત્માની સર્વાંગીણ રક્ષા કરવાની છે... આજ સુધી આપણે આપણા જ આત્માની પરવા નથી કરી... આત્મા તરફ જોયું જ નથી! અનંત જન્મોથી વિષયો તરફ જ જોયા કર્યું છે... વિષયો અંગે જ વિચાર્યા કર્યું છે... આત્મા ઘોર ઉપેક્ષાનું પાત્ર બની ગયો છે... સાવ વિસરાઈ ગયો છે...

આપણે જોઈએ હવે આપણા આત્માને.

સાવ બેહોશ થઇને... સાન–ભાન ભૂલીને ચતોપાટ પડેલો છે આત્મા... સુંઘો એના મોંઢાને... કેવી દુર્ગંધ આવી રહી છે? એણે ખૂબ ઠાંસી ઠાંસીને વિષયરસ પીધેલો છે... વિષયરસના તીવ્ર નશામાં એ ચકચૂર છે...

આવી કદર્થના કેમ થઈ છે આત્માની, એ જાણો છો? કારણકે એને વિપર્યાસ થઈ ગયો છે વસ્તુદર્શનમાં! એની દૃષ્ટિમાં વિપર્યાસ થઈ ગયો છે. ગુણકારીને અવગુણકારી જુએ છે, અવગુણકારીને ગુણ-કારી જુએ છે. હિતકારીને અહિતકારી જુએ છે, અહિતકારીને હિત-કારી જુએ છે...માત્ર જુએ છે, એટલું જ નહીં, તે મુજબ આચરણ કરે છે. અહિતકારીને સ્વીકારે છે હિતકારી સમજીને! દુઃખદાયીને અપનાવે છે સુખદાયી સમજીને! ગુણકારીને તિરસ્કારી કાઢે છે અવ-ગુણકારી માનીને! હિતકારીની ઉપેક્ષા કરી નાંખે છે અહિતકારી માનીને!

પાંચ ઇન્દ્રિયોના જે વિષયો હલાહલ ઝેરથી પણ વધુ વિઘાતક છે, વધુ વિનાશક છે, તે વિષયોને મૂઢ આત્મા હિતકારી સમજીને, સુખકારી સમજીને ભોગવે છે...રાચીમાચીને ભોગવે છે. ધર્મનાં જે પવિત્ર અનુષ્ઠાનો અમૃતથી પણ વધુ હિતકારી છે, સુખકારી છે, તે અનુષ્ઠાનોને દુઃખદાયી માનીને, નિરર્થક સમજીને ત્યજી દે છે! સંસારના રાગી-દ્વેષી અને અજ્ઞાની સ્નેહી-સ્વજનોનો સુખકારી સમજીને સંગ કરે છે. જ્યારે પરમકૃપાળુ પરમાત્માનો, ઉપકારી સદ્‌ગુરુઓનો અને સત્પ્રેરણા આપનારા કલ્યાણમિત્રોનો 'અહિતકારી' સમજીને ત્યાગ કરે છે!

કેવો અનર્થકારી વિપર્યાસ થઈ ગયો છે આત્માને? આત્માનો આ વિપર્યાસ દૂર કરવો અનિવાર્ય છે. વિપર્યાસ દૂર થશે ત્યારે જ એ વસ્તુતત્ત્વનું યથાર્થદર્શન કરી શકશે; ત્યારે જ એ હેયનો-ત્યાજ્યનો ત્યાગ કરશે અને ઉપાદેયનો-સ્વીકાર્યનો સ્વીકાર કરશે. દૃષ્ટિનો આ 'વિપર્યાસ-દોષ' ગંભીર રોગ છે. 'કેન્સર'ના રોગ કરતાં પણ વધુ ખતરનાક રોગ છે. કેન્સર તો એક જીવનને ભરખી લે છે, જ્યારે આ વિપર્યાસ-રોગ અસંખ્ય જીવનોની પરંપરાને ભરખી જાય છે.

હા, આ રોગનિવારણનું ઓષધ નથી એમ ન માનતા. ઔષધ છે! ગ્રન્થકાર મહર્ષિએ એ ઔષધ બતાવ્યું છે એક ધર્મગ્રન્થનું! એક ધર્મગ્રન્થના અધ્યયન-ચિંતન અને પરિશીલનને ઔષધરૂપે બતાવ્યું છે! એ ગ્રન્થ છે **"આચારાંગ-સૂત્ર."**

જૈનશાસનની સ્થાપનાના પાયામાં રહેલું આ 'આચાર'સૂત્રનું જ્ઞાન છે. તીર્થંકર ભગવંત પાસેથી "उप्पन्नेई वा, विगमेई वा, धुवेई वा." આ ત્રિપદીનું શ્રવણ કરીને, ગણધરો જે 'દ્વાદશાંગી'ની રચના કરે છે, તે 'દ્વાદશાંગી'નાં બાર શાસ્ત્રોમાં સર્વપ્રથમ શાસ્ત્ર હોય છે 'આચાર'! હા, દરેક તીર્થંકરની ધર્મતીર્થની સ્થાપનામાં, દરેક ગણધર સર્વપ્રથમ આ '**આચાર**' શાસ્ત્રની જ રચના કરતા હોય છે... આ શાશ્વત્ નિયમ છે.

વિષયરસના મદિરાપાનથી બેહોશ...મૂર્છિત બની ગયેલા આત્માને હોશમાં લાવવા માટે આ '**આચાર**' ગ્રન્થનું તત્ત્વરસાયણ ખવડાવવું પડશે....ગ્રન્થનું તત્ત્વામૃત પીવડાવવું પડશે...સમજાવીને, પટાવીને પીવડાવવું પડશે....તો જ 'વિપર્યાસ'નો રોગ નિર્મૂળ થશે. એની દૃષ્ટિમાં પુનઃ જ્ઞાનજ્યોતિ પ્રગટશે.

આ જીવનમાં બસ આ એક કામ કરી લઈએ—આત્મરક્ષાનું ! આત્માને લાગુ પડેલા 'વિપર્યાસ' રોગને નિર્મૂળ કરવાનું !



## પંચાચાર

**सम्यक्त्वज्ञानचारित्रतपोवीर्यात्मको जिनैः प्रोक्तः ।**
**पञ्चविधोऽयं विधिवत् साध्वाचारः समनुगम्यः ॥११३॥**

**અર્થ :** તીર્થંકરોએ સમ્યક્ત્વાચાર, જ્ઞાનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચારરૂપ પાંચ પ્રકારનો સાધ્વાચાર (આચારાંગનો અર્થ) કહેલો છે. તેને વિધિપૂર્વક જાણવો જોઈએ.

**વિવેચન :** જ્યારે તીર્થંકરો ધર્મતીર્થની સ્થાપના કરે છે, ત્યારે સર્વપ્રથમ તેઓ આચારમાર્ગનો ઉપદેશ આપે છે, અર્થાત્ પાંચ પ્રકારના આચારોનું વર્ણન કરે છે. તીર્થંકર ભગવંતની આ વાણીને તેઓના પ્રમુખ શિષ્યો સૂત્રબદ્ધ કરી લે છે. એ સૂત્રો એટલે આચારાંગ સૂત્ર!

'આચારાંગ' એ દ્વાદશાંગીનું પ્રથમ અંગ છે. તેમાં પાંચ પ્રકારના આચારોનું વિશદ અને વિસ્તૃત વર્ણન કરવામાં આવેલું છે. અહીં સંક્ષેપમાં આપણે એ પાંચ આચારોને જાણીશું. આ પંચાચારને પ્રસ્તુતમાં 'સાધ્વાચાર' કહેલા છે. એટલે કે સાધુજીવનમાં આચરવાના આ પાંચ આચારો છે.

પહેલો આચાર છે **'સમ્યક્ત્વાચાર'**. સમ્યક્ત્વને 'દર્શન' પણ કહેવામાં આવે છે, એટલે સમ્યક્ત્વાચારને **દર્શનાચાર** પણ કહી શકાય. સમ્યગ્દર્શન એટલે જિનવચન ઉપર નિઃશંક શ્રદ્ધા. વીતરાગ સર્વજ્ઞ પરમાત્માના ઉપદેશ–વચનો ઉપર, તેઓએ આપેલા તત્ત્વજ્ઞાન ઉપર કોઈ શંકા નહીં કરવાની. એ વચનો સિવાય કોઈપણ રાગ–દ્વેષી માનવોનાં કે દેવોનાં વચનો તરફ આકર્ષાવાનું નહીં. જિનવચનોની સત્યતાનો સમગ્રતયા સ્વીકાર કરવાનો.

અલબત્, એ જિનવચનોની યથાર્થતાને સમજવા માટે જિજ્ઞાસા પ્રગટી શકે. એ જિજ્ઞાસાને સંતોષવા જ્ઞાનીપુરુષોને પ્રશ્ન પણ પૂછી શકાય. મનમાં ઉઠતા પ્રશ્નોનું સમાધાન કરી જિનવચનોને સ્મૃતિની તિજોરીમાં સંગ્રહી રાખવાનાં. એ જિનવચનોના અર્થને, મર્મને, તાત્પર્યને આપણા વિચારો સાથે એકમેક કરી દેવાના !

બીજો આચાર છે **જ્ઞાનાચાર.** દર્શનાચારથી બુદ્ધિ જ્યારે પવિત્ર બને છે, ત્યારે તે* મતિ–જ્ઞાનાચાર બને છે. દર્શનાચારથી શાસ્ત્રજ્ઞાન જ્યારે સાચી સમજણરૂપ બને છે, ત્યારે તે શ્રુત–જ્ઞાનાચાર બને છે. દર્શનાચારના શુદ્ધ પાલનથી આત્મભાવ જ્યારે નિર્મળ બને અને અવધિજ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ થાય છે, ત્યારે અવધિ–જ્ઞાનાચાર જન્મે છે. મનઃપર્યવજ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ થાય છે ત્યારે મનઃપર્યવ જ્ઞાનાચાર બને છે. કેવળજ્ઞાનાવરણકર્મનો ક્ષય થાય છે, ત્યારે કેવળજ્ઞાન પ્રગટે છે અને તે જ કેવળજ્ઞાનાચાર કહેવાય છે !

* પાંચ જ્ઞાનનું સ્વરૂપ જુઓ પરિશિષ્ટમાં.

ત્રીજો આચાર છે **ચારિત્રાચાર**. આઠ પ્રકારનાં કર્મોના ચયને –સમૂહને રિક્ત કરે તે+ **ચારિત્ર** કહેવાય। પાંચ સમિતિ [ઈર્યા સમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ, આદાનભંડમત્તનિક્ષેપણા સમિતિ અને પારિષ્ઠાપનિકા સમિતિ] અને ત્રણ ગુપ્તિ [મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ] રૂપ આ ચારિત્રાચાર છે. ચારિત્ર પાંચ પ્રકારનાં બતાવવામાં આવેલાં છે: ૧. સામાયિક ચારિત્ર. ૨. છેદોપસ્થાપનીય ચારિત્ર ૩. પરિહારવિશુદ્ધિ ચારિત્ર ૪. સૂક્ષ્મસંપરાય ચારિત્ર અને ૫. યથાખ્યાત ચારિત્ર. આ પાંચે ચારિત્રમાં સમિતિ અને ગુપ્તિનું પાલન અનિવાર્ય હોય છે, માટે તે સમિતિ–ગુપ્તિના પાલનને ચારિત્રાચાર કહેવામાં આવ્યું છે.

ચોથો આચાર છે× **તપાચાર.** તપાચારનાં બાર પ્રકાર છે: છ પ્રકારનો બાહ્યતપ અને છ પ્રકારનો આભ્યંતર તપ. અનશન, ઊણોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતા, આ બાહ્ય તપાચાર છે. પ્રાયશ્ચિત્ત, ધ્યાન, વિનય, વૈયાવૃત્ય, વ્યુત્સર્ગ અને સ્વાધ્યાય, આ આભ્યંતર તપાચાર છે.

પાંચમો આચાર છે **વીર્યાચાર.** વીર્ય એટલે આત્મશક્તિ. ઉપર બતાવેલા ચાર આચારોના પાલનમાં આત્મશક્તિનો ઉપયોગ કરવો તે વીર્યાચાર છે. અપ્રમત્ત બનીને દર્શનાચાર વગેરે ચાર આચારોના પાલનમાં તત્પર બનવું જોઈએ.

આ પાંચ પ્રકારના આચારનું જ્ઞાન જે આચારાંગ સૂત્રમાં આપવામાં આવેલું છે, તે આચારાંગસૂત્રનું અધ્યયન વિધિપૂર્વક કરવું જોઈએ, એટલે કે 'યોગોદ્વહન'ની ક્રિયાઓ અને તપશ્ચર્યા સાથે અધ્યયન કરવું જોઈએ.

જે સ્થાનમાં રહીને અધ્યયન કરવાનું હોય તે સ્થાન શુદ્ધ જોઈએ. જે કાળમાં [દિવસે અને રાત્રે] અધ્યયન કરવાનું હોય, એ કાળ શુદ્ધ જોઈએ. કાળશુદ્ધિ જાણવા માટે 'કાલગ્રહણ'ની ક્રિયાઓ કરવાની હોય.

* પાંચ પ્રકારના ચારિત્રનું સ્વરૂપ: જુઓ પરિશિષ્ટમાં

+ બાર પ્રકારના તપનું વિવેચન: કારિકા ૧૭૫–૧૭૬ માં વાંચો.

છે. કાળશુદ્ધિનું પ્રવેદન કરવાની ક્રિયા કરવાની હોય છે. આ રીતે કરેલું આચારાંગનું અધ્યયન મુનિના આત્મભાવને વિશુદ્ધ કરે છે. મુનિના આત્મામાં જ્ઞાન પરિણમે છે. આત્મપરિણતિરૂપ બનેલું જ્ઞાન મોક્ષમાર્ગપ્રકાશક જ્ઞાન બને છે, આત્મા ઉપર લાગેલાં કર્મોનું વિનાશક બને છે.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની શુદ્ધિ–અશુદ્ધિની ઉપેક્ષા કરીને કરેલું ધર્મગ્રન્થોનું અધ્યયન આત્મશુદ્ધિમાં ઉપયોગી નથી બની શકતું.

## આચારાંગ–રૂપરેખા

षड्जीवकाययतना लौकिकसन्तान-गौरव-त्यागः ।
शीतोष्णादिपरीषहविजयः सम्यक्त्वमविकम्प्यम् ॥११४॥
संसारादुद्वेगः क्षपणोपायश्च कर्मणां निपुणः ।
वैयावृत्योद्योगः तपोविधिर्योषितां त्यागः ॥११५॥

અર્થ : ૭ જીવકાયની રક્ષા, કુટુંબીજનોના મમત્વનો ત્યાગ, શીત–ઉષ્ણ વગેરે પરીષહોનો વિજય, અવિચલ સમ્યક્ત્વ [૧૧૪]

સંસારનો ઉદ્વેગ, કર્મોનો ક્ષય કરવાનો કુશળ ઉપાય, વૈયાવૃત્યમાં તત્પરતા, તપનો વિધિ અને સ્ત્રીઓનો ત્યાગ, [૧૧૫] આચારાંગના આ નવ ભેદ છે.

**વિવેચન** : સમગ્ર આચારાંગ સૂત્રમાં પાંચ પ્રકારના આચારનો ઉપદેશ વણાયેલો છે, એ વાત કહીને હવે આચારાંગના જુદાં જુદાં અધ્યયનનોમાં જે વિષયોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે તેની સામાન્ય રૂપરેખા ગ્રન્થકાર આપે છે.

આચારાંગસૂત્રના મુખ્ય બે વિભાગ છે. વિભાગને શાસ્ત્રીય ભાષામાં 'શ્રુતસ્કંધ' કહેવામાં આવે છે. પહેલો શ્રુતસ્કંધ અને બીજો શ્રુતસ્કંધ.

પહેલા શ્રુતસ્કંધનાં નવ અધ્યયનો છે, એટલે કે નવ પ્રકરણો છે. દરેક અધ્યયનનું નામ અને અધ્યયનનો વિષય બતાવવામાં આવે છે:

**૧. શસ્ત્રપરિજ્ઞા :** આ અધ્યયનમાં સર્વપ્રથમ સામાન્યથી જીવનું અસ્તિત્વ સિદ્ધ કરવામાં આવ્યું છે. જીવોની છ નિકાયો બતાવવામાં આવી છે. પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય. આ છકાયનું સ્વરૂપ સમજાવીને, એ જીવોનો વધ કરવાથી સંસારમાં જીવને પરિભ્રમણ કરવું પડે છે અને કર્મબંધ થાય છે, તે વાત બતાવવામાં આવી છે.

આ જીવવધનો ત્યાગ મન-વચન–કાયાથી કરવો જોઈએ. જીવવધ ન કરવો જોઈએ, ન કરાવવો જોઈએ, ન જીવવધની અનુમોદના કરવી જોઈએ. આમ નવ પ્રકારે જીવવધનો ત્યાગ કરવાનો ઉપદેશ આપીને, એ છ જીવનિકાયના જીવોની રક્ષાનો જ્ઞાનપૂર્વક પ્રયત્ન કરવાની ભલામણ કરવામાં આવી છે.

**૨. લોકવિજય :** લૌકિક સંતાન એટલે માતા–પિતા પત્ની–પુત્ર–પુત્રી... સ્નેહી–સ્વજન વગેરે. આ બધા પ્રત્યે સ્નેહ નહીં રાખવાનો, આસક્તિ નહીં રાખવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે. એટલે કે જે સંસારી–સ્વજનોનો ત્યાગ કર્યો, તેમના પ્રત્યેના સ્નેહનો પણ ત્યાગ કરવો જોઈએ, એ કહેવામાં આવ્યું છે. તે પછી ક્રોધ-માન-માયા અને લોભ-આ કષાયો પર વિજય મેળવવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે. ક્ષમા, નમ્રતા, સરળતા અને નિર્લોભતાથી કષાયો પર વિજય મેળવી શકાય છે, એમ કહેવામાં આવ્યું છે.

**૩. શીતોષ્ણીય :** ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણતા વગેરે બાવીસ પરીષહોને સમતાભાવે સહન કરવા જોઈએ. એ પરીષહો આવે ત્યારે કાયર ન બનવું જોઈએ, એ વાત આ અધ્યયનમાં કહેવામાં આવી છે. બાવીસ પરીષહોનાં બે પરીષહ શીત છે, જ્યારે વીસ પરીષહ ઉષ્ણ છે! સ્ત્રીપરીષહ અને સત્કાર પરીષહ ભાવાત્મક દૃષ્ટિએ શીત પરીષહ કહેવાય છે. બાકીના વીસ પરીષહ ઉષ્ણ કહેવાય છે.

**૪. સમ્યક્ત્વ :** સમ્યક્ત્વ એટલે સમ્યગ્દર્શન. આ સમ્યગ્દર્શન તત્ત્વાર્થની શ્રદ્ધારૂપ હોય છે. આ શ્રદ્ધા, શંકા-કાંક્ષા-વિચિકિત્સાથી રહિત જોઈએ અને અવિચલ જોઈએ, આ વિષયને આ અધ્યયનમાં વિશદ કરવામાં આવ્યો છે.

**૫. લોકસાર :** મુનિ સંસારથી ઉદ્વિગ્ન હોય, હિંસા-અસત્ય વગેરે પાપોમાં પ્રવૃત્ત ન હોય, મુનિ અકિંચન હોય--આ વાતો બતાવીને પછી, મુનિ સંસારના કામભોગોમાં કેમ ઉદ્વિગ્ન હોય, તેના હેતુઓ બતાવ્યા છે. મુનિ સંસારમાં સંયમને જ સારભૂત માને છે, નિર્વાણને જ સારભૂત માને છે; તેથી સંયમ અને નિર્વાણનું સાધક એવું ધર્મજ્ઞાન જ એને મન 'લોકસાર' હોય છે. પોતાના મોક્ષમાર્ગનો ક્યારે ય ત્યાગ કર્યા વિના અવિરત ગતિથી એ પ્રગતિ સાધતો સારભૂત મોક્ષને પામે છે, આ વાત ખૂબ જ માર્મિક રીતે આ અધ્યયનમાં કહેવાણી છે.

**૬. ધૂત :** આ અધ્યયનમાં સ્વજન, મિત્ર, પત્ની, પુત્ર આદિ તરફ નિરપેક્ષભાવ ધારણ કરવાનું કહેવામાં આવ્યું છે. અર્થાત્ આ બધાં સ્વજન–પરિજનોનો ત્યાગ કરવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે. જ્ઞાનાવરણ આદિ કર્મોનો ક્ષય કરવા માટે શ્રુતજ્ઞાનાનુસાર ધર્માનુષ્ઠાન કરવાની પ્રેરણા આપીને છેવટે શરીરનો અને ઉપકરણોનો પણ ત્યાગ કરવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે.

**૭. મહાપરિજ્ઞા :** શ્રમણજીવનમાં આરાધવાના મૂળ ગુણો [ પાંચ મહાવ્રતો ] અને ઉત્તરગુણો [ ગોચરીના ૪૨ દોષોનો ત્યાગ વગેરે ]ને સમ્યગ્ રીતે જાણીને તે મુજબ જીવવાનો ઉપદેશ આ અધ્યયનમાં આપવામાં આવ્યો છે. ભલે શ્રમણ પાસે મંત્રશક્તિ હોય, તંત્રોનું જ્ઞાન હોય કે આકાશગમન વગેરેની લબ્ધિ હોય, પરંતુ એનો ઉપયોગ ભૌતિક સુખ-સમૃદ્ધિ માટે નહીં કરવાની સાવધાની આપવામાં આવી છે. સ્વજીવન પ્રત્યે નિર્મમ–નિઃસ્પૃહ રહી આત્મગુણોની આરાધના માટે જ સાધુએ જીવવાનું છે, એ તાત્પર્ય છે. જીવનનો મોહ, મનુષ્ય પાસે અનેક અકાર્યો કરાવે છે.

આ જ અધ્યયનનો બીજો વિભાગ છે : પ્રત્યાખ્યાનપરિજ્ઞા. આમાં, ત્યાજ્યનો પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગ કરીને સમ્યગ્જ્ઞાન–દર્શન–ચારિત્રમાં પુરુષાર્થ કરવાનું કહેવામાં આવ્યું છે. 'વૈયાવૃત્યોદ્યોગઃ' કહીને સત્કાર્યોમાં સતત ઉદ્યમશીલ બનવાનો નિર્દેશ કરેલો છે.

આ મહાપરિજ્ઞા અને પ્રત્યાખ્યાનપરિજ્ઞા અધ્યયન આજે આચારાંગસૂત્રમાં નથી મળતાં. એ ક્યારે અને કેવી રીતે વિલુપ્ત થઈ ગયા તે પણ જાણી શકાયું નથી.

**૮. વિમોક્ષ–યતના** 'સકલકર્માંશવિયોગો મોક્ષઃ' સર્વ કર્મોનો આત્માથી વિયોગ થવો, એનું નામ મોક્ષ છે. શ્રાવકો (ગૃહસ્થો) અમુક અંશમાં જ કર્મક્ષય કરી શકે છે માટે તેઓનો '**દેશવિમોક્ષ**' કહેવાય. સાધુપુરુષો સર્વકર્મનો ક્ષય કરી શકે છે માટે તેઓનો '**સર્વવિમોક્ષ**' કહેવાય. આ મોક્ષનું વિસ્તારથી વર્ણન આ અધ્યયનમાં કરવામાં આવ્યું છે. આ મોક્ષવર્ણન ત્રણ પ્રકારનાં અનશનોના વર્ણન સાથે કરાયેલું છે. ૧. ભક્તપ્રત્યાખ્યાન, ૨. ઈંગિની, અને ૩. પાદપોપગમન. સ્વેચ્છાએ સમાધિપૂર્વક સ્વીકારવામાં આવતાં આ ત્રણ મરણ છે.

**૯. ઉપધાનશ્રુત :** શ્રમણ ભગવાન મહાવીરસ્વામીએ પોતે કરેલી તપશ્ચર્યાનું વર્ણન આ અધ્યયનમાં વિસ્તારથી કરવામાં આવ્યું છે. ભગવાન ઉમાસ્વાતીજીએ આ અધ્યયનને 'તપોવિધિ' કહેલું છે. સાથે સાથે બ્રહ્મચર્યનો નિર્દેશ 'યોષિતત્યાગ'ના નામે કરવામાં આવ્યો છે.

આ 'આચારાંગ' સૂત્ર ઉપર ચૌદપૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામીએ પ્રાકૃત ભાષામાં નિર્યુક્તિની (ગાથાબદ્ધ) રચના કરી છે. તેઓએ મૂળ સૂત્રોની વિશદ છણાવટ કરવા સાથે અવાંતર અનેક વિષયો આપીને આચારના વિષયને વધુ વ્યાપક બનાવ્યો છે.

આચારનાં સૂત્રો અને નિર્યુક્તિની ગાથાઓ ઉપર મહાન્ પ્રજ્ઞાવંત આચાર્ય શ્રી શીલાંકાચાર્યે ટીકા (સંસ્કૃત)ની રચના કરીને ગંભીર વિષયને સુબોધ અને રસમય બનાવ્યો છે. પારિભાષિક શબ્દોની સરળ પરિભાષા, આત્મા, કર્મ વગેરે પરોક્ષ વિષયોનું તલસ્પર્શી સ્પષ્ટ વિવેચન

અને ગણધરોની ગહન વાણીમાંથી તારવેલાં તાત્પર્યો... આ બધું ખરેખર ચિત્તને આનંદથી ભરી દે તેવું આહ્લાદક છે.

'આચારાંગ'નું અધ્યયન–ચિંતન–મનન આ નિર્યુક્તિ અને ટીકાના સહારે જ સરળ બન્યું છે...બાકી તો ગણધરશ્રી સુધર્માસ્વામીએ આપેલી સૂત્રાત્મક વાણી તો મારા જેવા અલ્પજ્ઞ અને મંદબુદ્ધિ માનવો માટે દુર્બોધ જ રહે.

હવે ગ્રન્થકાર આચારાંગના બીજા શ્રુતસ્કંધની વિષયસૂચિ આપે છે.

## શ્રમણજીવનની આચારસંહિતા

विधिना भैक्ष्यग्रहणं स्त्रीपशुपण्डकविवर्जिता शय्या ।
इर्याभाषाम्बरभाजनैषणाग्रहाः शुद्धाः ॥११६॥

અર્થ : [આચારાંગ સૂત્રના દ્વિતીય શ્રુતસ્કંધની પહેલી ચૂલિકાનાં સાત અધ્યયનનાં નામ] વિધિપૂર્વક ભિક્ષાગ્રહણ, સ્ત્રી–પશુ–નપુંસકથી રહિત ઉપાશ્રય, ઇર્યાશુદ્ધિ, ભાષાશુદ્ધિ, વસ્ત્રશુદ્ધિ, પાત્રશુદ્ધિ અને અવગ્રહશુદ્ધિ.

**વિવેચન :** આચારાંગ–સૂત્રના પહેલા શ્રુતસ્કંધનાં નવ અધ્યયનોમાં મોક્ષમાર્ગની અન્તર્યાત્રામાં ઉપયોગી ઘણું તત્ત્વજ્ઞાન આપવામાં આવ્યું છે, છતાં એમાં જે કંઈ કહેવાયું છે તે સંક્ષેપમાં કહેવાયું છે. કેટલીક અગત્યની વાતો નથી પણ કહેવાણી. તેથી બીજા શ્રુતસ્કંધની રચના થઈ છે. પહેલા શ્રુતસ્કંધમાં જે વાતો કહેવાની રહી ગઈ છે તે વાતો અને જે વાતો સંક્ષેપમાં કહેવાઈ છે તેનો વિસ્તાર બીજા શ્રુતસ્કંધમાં કરવામાં આવ્યો છે, જેથી મોક્ષમાર્ગના આરાધક મનુષ્યને આરાધનામાં ઉપયોગી વિશદ અને સુસ્પષ્ટ માર્ગદર્શન મળી શકે.

બીજા શ્રુતસ્કંધના ચાર મુખ્ય વિભાગો છે. આ વિભાગોને 'ચૂલિકા' નામથી સંબોધવામાં આવ્યા છે. દરેક ચૂલિકાનાં અવાંતર અધ્યયનો છે. તે અધ્યયનોના અવાંતર ઉદ્દેસા [પ્રકરણો] આપવામાં આવ્યા છે.

પહેલી ચૂલિકાનાં સાત અધ્યયનો છે. એક જ કારિકામાં એ સાત અધ્યયનોનાં નામોનો ગ્રન્થકારે ઉલ્લેખ કર્યો છે. તે દરેક અધ્યયનમાં કયા કયા વિષયનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તેનો સંક્ષિપ્ત પરિચય અહીં આપવામાં આવે છે.

**૧. પિંડ–એષણા :** સાધુઓએ અને સાધ્વીઓએ જે ભિક્ષા ગ્રહણ કરવાની હોય છે તે ભિક્ષા ઉદ્દગમ–ઉત્પાદન અને એષણાના ૪૨ દોષોથી રહિત ગ્રહણ કરવાની હોય છે. આ ભિક્ષાના વિષયને વિસ્તારથી આ અધ્યયનમાં ચર્ચવામાં આવ્યો છે.

**૨. શય્યા–એષણા :** શય્યા એટલે પ્રતિશ્રય કે ઉપાશ્રય. સાધુ–સાધ્વીઓએ કેવા સ્થાનમાં રહેવું જોઈએ અને કેવા સ્થાનમાં ન રહેવું જોઈએ, જે સ્થાનમાં રહેવાનું હોય ત્યાં કેવી રીતે રહેવું જોઈએ, તેની વિસ્તૃત ચર્ચા આ અધ્યયનમાં કરવામાં આવી છે. મૂળ-ગુણશુદ્ધ અને ઉત્તરગુણશુદ્ધ એવા મકાનમાં રહેવાનું વિધાન કરવામાં આવ્યું છે.

**૩. ઈર્યા–એષણા :** સાધુ–સાધ્વી ભિક્ષા લેવા જાય, વિહાર કરે...કોઈપણ કારણસર ગમનાગમન કરે, તે ગમનાગમન તેમણે ધીમે ધીમે કરવું જોઈએ. દૃષ્ટિને જમીન પર સ્થિર રાખીને કરવું જોઈએ અને કોઈ ત્રસ કે સ્થાવર જીવોની હિંસા ન થઈ જાય, તેની કાળજી રાખીને ચાલવું જોઈએ. આ વાતને આ અધ્યયનમાં સારી રીતે સમજાવવામાં આવી છે. ચાલવાની ક્રિયા જીવનની એક મહત્ત્વપૂર્ણ ક્રિયા છે. તે ક્રિયા ખૂબ સાવધાનીપૂર્વક કરવાની જિનેશ્વરદેવોની આજ્ઞા છે.

**૪. ભાષાજાત :** સાધુ–સાધ્વીએ કેવા શબ્દો બોલવા જોઈએ, કેવા શબ્દો ન બોલવા જોઈએ, સાધુ–સાધ્વીની વાણી સ્વ–પરને નુકસાન કરનારી ન હોવી જોઈએ. સાધુ–સાધ્વીએ વિચાર કરીને બોલવું

જોઈએ....આ ભાષાપ્રયોગોને આ અધ્યયનમાં બતાવવામાં આવ્યા છે. બોલવાની ક્રિયા માનવજીવનની મહત્ત્વપૂર્ણ ક્રિયા છે. વાણીસંયમ સાધુજીવનનો પ્રાણ છે.

**૫. વસ્ત્ર–એષણા :** સાધુ–સાધ્વીએ કેવાં અને કેટલાં વસ્ત્ર ધારણ કરવા જોઈએ, એ વસ્ત્ર ક્યાંથી અને કેવાં લેવાં જોઈએ–એ વિષયને આ અધ્યયનમાં સ્પષ્ટ કરવામાં આવ્યો છે. વસ્ત્રપરિધાન એ પણ જીવનની એક વિશિષ્ટ ક્રિયા છે. વસ્ત્રનાં પણ લક્ષણો જોવાનાં હોય છે. સારાં લક્ષણોવાળાં વસ્ત્ર ગ્રહણ કરવાં જોઈએ. ખરાબ લક્ષણ–વાળાં વસ્ત્ર ગ્રહણ ન કરવાં જોઈએ. ખરાબ લક્ષણવાળાં વસ્ત્ર ન લેવાં જોઈએ.

**૬. પાત્ર–એષણા :** સાધુ–સાધ્વીને આહાર માટે અને નિહાર માટે પાત્રની [ભાજનની] જરૂર રહે, એ પાત્ર તુંબડાનાં હોય, લાકડાનાં હોય, તે પાત્ર સાધુ–સાધ્વીએ કેટલાં રાખવાં જોઈએ, કેવાં રાખવાં જોઈએ અને કેવી રીતે એ ગ્રહણ કરવાં જોઈએ, એ વિષયનું પ્રતિ-પાદન આ અધ્યયનમાં કરવામાં આવેલું છે.

**૭. અવગ્રહ–પ્રતિમા :** સાધુ–સાધ્વીએ, જે જગ્યાનો, જે ભૂમિનો, જે મકાનનો ઉપયોગ કરવાનો હોય, તેના માલિકની રજા લેવી જોઈએ. દેવેન્દ્ર, રાજા, ગૃહપતિ, શય્યાતર અને સાધર્મિક સાધુ-સાધ્વી (જો એ મકાનમાં પહેલાંથી રહેલા હોય તો) ની રજા લેવી જોઈએ. સાથે સાથે, એ મકાનમાં જેટલી જગ્યાનો જે માટે ઉપયોગ કરવાનો હોય, તેટલી જગ્યા વાપરવાની રજા પણ લેવી જોઈએ. આ વિષયનું સ્પષ્ટ માર્ગદર્શન આ અધ્યયનમાં આપવામાં આવ્યું છે.

સાધુ–સાધ્વીના જીવનને અત્યંત સ્પર્શતી સાત વાતોને આ સાત અધ્યયનોમાં એવી સરળતાથી સમજાવવામાં આવી છે કે સાધુ-સાધ્વીને સારો ને સ્પષ્ટ બોધ થઈ જાય. આ માર્ગદર્શન મુજબ જો સાધુજીવન જીવવામાં આવે તો સમગ્ર જીવનવ્યવહાર શુદ્ધ અને અપાયરહિત બની જાય.

स्थाननिषद्याव्युत्सर्गशब्दरूपक्रियाः परान्योन्याः ।
पञ्चमहाव्रतदार्ढ्यं विमुक्तता सर्वसंगेभ्यः ॥११७॥

**અર્થ** : [આચારાંગ સૂત્રના બીજા શ્રુતસ્કન્ધની બીજી ચૂલિકાનાં સાત અધ્યયનોનાં નામ] સ્થાનક્રિયા, નિષદ્યાક્રિયા, વ્યુત્સર્ગ ક્રિયા, શબ્દક્રિયા, રૂપક્રિયા, પરક્રિયા અને અન્યોન્યક્રિયા.

પાંચ મહાવ્રતોમાં દઢતા [ત્રીજી ચૂલિકા] સર્વસંગથી મુક્તિ [ચોથી ચૂલિકા].

**વિવેચન** : પહેલી ચૂલિકામાં જે સાત અધ્યયનો છે, તે અધ્યયનોના અવાંતર ઉદ્દેસા [પ્રકરણો] છે, જ્યારે આ બીજી ચૂલિકાનાં જે સાત અધ્યયનો છે, તેનાં અવાન્તર ઉદ્દેસા નથી, અવાન્તર પ્રકરણો નથી.

બીજી ચૂલિકાના સાત અધ્યયનોના જે વિષય છે, તે માત્ર ક્રિયાત્મક નથી, ભાવાત્મક પણ છે. પહેલી ચૂલિકાના વિષયો માત્ર ક્રિયાત્મક છે. આપણે હવે એક–એક અધ્યયનના વિષયની સામાન્ય રૂપરેખા જોઈશું.

**૧. સ્થાનક્રિયા** : સાધુએ કેવા સ્થાનમાં રહેવું જોઈએ–આ વાત વિશિષ્ટ રીતે આ અધ્યયનમાં કહી છે. વિશિષ્ટ પ્રતિજ્ઞાને ધારણ કરનાર સાધુ, પોતાના કાયોત્સર્ગ–ધ્યાનને કેવી રીતે કરે છે–તેનું વર્ણન કરવામાં આવ્યું છે. વિશિષ્ટ પ્રતિજ્ઞાઓને અહીં 'ચાર પ્રકારની પ્રતિમા' કહેવામાં આવી છે.

**૨. નિષદ્યાક્રિયા** : ધ્યાન અને સ્વાધ્યાયને યોગ્ય સ્થાનમાં રહેલા સાધુઓએ શું કરવું જોઈએ અને શું ન કરવું જોઈએ, તે આ અધ્યયનમાં બતાવાયું છે. અર્થાત્ સાધુઓએ પરસ્પર શરીરને સ્પર્શ ન કરવો, મોહોદય થાય તેવી રીતે એકબીજાને વળગવું નહીં... વગેરે મહત્ત્વપૂર્ણ વાતો સંક્ષેપમાં કહેવામાં આવી છે.

**૩. વ્યુત્સર્ગ ક્રિયા** : સ્થાને રહેલા સાધુઓએ મળ–મૂત્રનો ત્યાગ ક્યાં કરવો અને ક્યાં ન કરવો, એનું સ્પષ્ટ માર્ગદર્શન આ અધ્યયનમાં આપવામાં આવ્યું છે. મળ–મૂત્રના આવેગને રોકવાની સૂત્રકારે ના પાડી છે.

**૪. શબ્દક્રિયા :** સ્થાને રહેતાં કે બહાર આવશ્યક કામે જતાં, પ્રિય–અપ્રિય શબ્દો સાધુના કાને તો પડવાના, પરંતુ એ સાંભળીને સાધુ રાગ–દ્વેષ ન કરે. ઇરાદાપૂર્વક ગીત–સંગીત સાંભળવા માટે તે ન જાય. સહજ રીતે શબ્દો કાને પડી જાય ત્યારે તે રાગ કે દ્વેષ ન કરે. આ વિષયનું સર્વાંગીણ વિવેચન આ અધ્યયનમાં કરવામાં આવ્યું છે.

**૫. રૂપક્રિયા :** આવશ્યક કામે પરિભ્રમણ કરતાં ક્યાંક સાધુ સુંદર પુષ્પોથી રચેલા સ્વસ્તિકાદિ જુએ, ક્યાંક સુંદર પુતળીઓ જુએ, ક્યાંક રથ વગેરેમાં લાકડાંની કારીગીરી જુએ...ક્યાંક મણિ–માણેકનાં તોરણ વગેરે જુએ...તો સાધુ 'આ સારું, આ ખરાબ...' એવા રાગ-દ્વેષ ન કરે. ઇરાદાપૂર્વક તે જોવા તો ન જ જાય. આ અધ્યયનમાં આ વિષયનો સંક્ષિપ્ત નિર્દેશ કરવામાં આવ્યો છે,

**૬. પરક્રિયા :** સાધુ એવી ક્રિયાઓ ન કરે કે જેથી પાપકર્મો બંધાય. સાધુ પોતાના શરીરની સેવા–સુશ્રુષા બીજા પાસે ન કરાવે. 'કોઇ મારી સેવા કરે,' એવી અભિલાષા પણ ન કરે. સાધુએ પોતાના શરીર પ્રત્યે કેવા નિઃસ્પૃહ રહેવાનું છે, તે વાત આ અધ્યયનમાં સમજાવવામાં આવી છે.

**૭. અન્યોન્યક્રિયા :** સાધુઓએ પરસ્પર એકબીજાના શરીરની સેવા–સુશ્રુષા પણ ન કરવી જોઈએ. એકબીજાના સાવદ્ય ઔષધોપચાર પણ ન કરવા જોઇએ, આ વિષયને આ અધ્યયનમાં સ્પષ્ટ કરવામાં આવ્યો છે.

બીજી ચૂલિકામાં આ અધ્યયનો દ્વારા શ્રમણજીવનમાં અતિ-ઉપયોગી સાત વિષયોનું વિવેચન કરવામાં આવ્યું છે.

ત્રીજી ચૂલિકાનું નામ છે : **ભાવના.** પંચ મહાવ્રતોના પાલનમાં દૃઢતા લાવવા માટે દરેક મહાવ્રતની પાંચ–પાંચ ભાવનાઓ ભાવવાનું કહેવામાં આવ્યું છે. સાથે સાથે દર્શનશુદ્ધિ માટે દર્શન ભાવના, જ્ઞાન શુદ્ધિ માટે જ્ઞાનભાવના અને ચારિત્રશુદ્ધિ માટે ચારિત્ર ભાવના બતાવવામાં આવી છે. વૈરાગ્યભાવના અને તપોભાવના પણ બતાવવામાં આવી છે. વૈરાગ્યભાવનારૂપ અનિત્યાદિ બાર ભાવનાઓ બતાવવામાં

આવી છે. તે પછી શ્રમણ ભગવાન મહાવીર સ્વામીના જન્મથી માંડી કેવળજ્ઞાનની ઉત્પત્તિ સુધીનો વૃત્તાંત આપવામાં આવ્યો છે.

ચોથી ચૂલિકાનું નામ છે : **વિમુક્તિ**. આ ચૂલિકામાં પાંચ વિષયોનું નિરૂપણ કરવામાં આવ્યું છે : અનિત્યતા, પર્વત, રુપ્યદષ્ટાન્ત, સર્પની કાંચળીનું દૃષ્ટાંત અને સમુદ્રનું દૃષ્ટાંત. ભાવવિમુક્તિના બે પ્રકારો બતાવીને ચૂલિકા શરૂ થાય છે. દેશથી (આંશિક) મુક્ત સાધુઓથી માંડી ભવસ્થ કેવળજ્ઞાની અને સર્વવિમુક્ત હોય સિદ્ધો.

અનિત્યાદિ ભાવનાઓથી પરિપુષ્ટ આત્મભાવવાળા મહામુનિઓ ઉપસર્ગ–પરિસહોની સામે પર્વત જેવા હોય છે. પૃથ્વીની જેમ સર્વ-સહ હોય છે...એમ સર્વ સંગથી મુક્ત મુનિ કેવા હોય છે...તેનું હૃદયસ્પર્શી વર્ણન આ ચૂલિકામાં કરવામાં આવ્યું છે.

આચારાંગની બીજા શ્રુતસ્કંધની આ ચાર ચૂલિકાઓ રાગ–દ્વેષ મોહનાં હલાહલ ઝેર ઉતારી નાંખનાર ગારૂડીમંત્ર સમાન છે. જોઈએ એનું પુનઃ પુનઃ ચિંતન અને પરિશીલન !

## 'આચારાંગ'નો પ્રભાવ

साध्वाचारः खल्वयमष्टादशपदसहस्त्रैरपठितः ।
सम्यगनुपाल्यमानो रागादीन् मूलतो हन्ति ॥११८॥

**અર્થ :** અઢાર હજાર પદોથી કહેવાયેલો અને યથોક્ત વિધિથી પાલન કરાયેલો સાધ્વાચાર ખરેખર, રાગ-દ્વેષ–મોહનો મૂળથી નાશ કરે છે.

**વિવેચન :** હે મુનિ ! તન–મન અને આતમાને દઝાડતી રાગની ભડભડતી જ્વાલાઓ તારે બુઝાવવી છે? તું અન્તઃકરણને પૂછી જો. રાગ તને આગ લાગે છે ? રાગની બળતરાઓ તેં અનુભવી છે ? કે રાગ તને સોહામણાં પુષ્પોનો બાગ લાગે છે ? રાગના બાગમાં તન-

મનને પ્રફુલ્લિત કરવાનાં નથી ગમતાં ને? જો એ ગમે છે તો એ રાગના બાગને ઉજાડવાનું કામ તું નહીં કરી શકે!

ભૌતિક...વૈષયિક સુખોની તમામ ઈચ્છાઓ રાગ છે! સુખોમાં આસક્તિ રાગ છે...સુખોની અસંખ્ય કામનાઓ રાગ છે...સ્નેહ અને પ્રેમ પણ રાગ છે... કહે, આ રાગદશા તરફ તને નફરત થઈ છે ખરી? સર્વ દુઃખો, સર્વ સંતાપો...સર્વ સંક્લેશોનું કારણ રાગ-દશા છે. આ સત્ય તેં નિઃશંકપણે સ્વીકાર્યું છે ખરું? તો એ રાગ-દશાનો સમૂળ ઉચ્છેદ કરવાનો સંકલ્પ કર.

એવી જ રીતે વ્હાલા મુનિ! તને દ્વેષ પ્રત્યે સખ્ત અણગમો થયો છે? તને ઉપશમરસના છલોછલ ભરેલા સરોવરમાં કૂદી પડતાં રોકનારા આ દ્વેષનો કાંટો તારે દૂર કરવો છે? ઈર્ષ્યા, રોષ, નિંદા, અસૂયા...વેર-વિરોધ...વગેરેને તારી આત્મભૂમિ પરથી ખદેડી નાંખવા છે? આત્મશાન્તિને, મનઃપ્રસન્નતાને ખેદાનમેદાન કરી નાખનારાં આ દ્વેષના મિત્રોની મિત્રતા તારે તોડી નાંખવી છે? તો તું દૃઢ સંકલ્પ કરી લે કે 'મારે હવે દ્વેષનો પડછાયો પણ લેવો નથી....'

પ્રિય મુનિ! શુદ્ધ-બુદ્ધ-મુક્ત આત્મા પર છવાયેલાં ઘનઘોર અજ્ઞાનનાં વાદળોને તારે વિખેરી નાંખવાં છે? એ વાદળોની છાયામાં હવે તારે જીવવું નથી ને? જે અજ્ઞાને તારા આત્માને મૂઢ બનાવી રાખ્યો છે, જે અજ્ઞાને તારા આત્માની સરાસર વિસ્મૃતિ કરાવીને તને જડસંગી અને ભોગરંગી બનાવ્યો છે, તે અજ્ઞાનના કાળામેંશ અંધકારને તારે ચીરી નાંખવો છે ને? આ જ માનવજીવનમાં આ કાર્ય થઈ શકશે...તેમાંય વળી તેં તો શ્રમણજીવન સ્વીકાર્યું છે; શ્રમણજીવનમાં આ રાગ-દ્વેષ અને મોહનો નાશ કરવાનો જ્વલંત પુરુષાર્થ થઈ શકે છે...અરે, પુરુષાર્થ માટે જ તો શ્રમણજીવન છે.

આ પુરુષાર્થ કરવા માટેનું યથાર્થ માર્ગદર્શન, ભવ્ય પ્રેરણા અને સતત સાવધાનીનું 'સિગ્નલ' તને 'આચારાંગ' આપશે! તું 'આચારાંગ' ને તારું જીવનસાથી બનાવી લે! તું એના એક-એક સૂત્રને યાદ કરી લે, એકએક સૂત્રના અર્થને સમજી લે, ભાવાર્થને આત્મસાત્ કરી લે, એના તાત્પર્યાર્થને તારી અનુપ્રેક્ષામાં ગુંથી લે!

ભલે તમે આહાર કરતા હો કે વિહાર કરતા હો, તમારું મન તો એ તત્ત્વોની જ રમણતામાં મસ્ત હોય. સૂત્રો તો તમને બધાં જ યાદ છે...એના સહારે તમારું ચિંતન–મનન ચાલતું જ રહેવું જોઈએ.

જેમ જેમ તે તત્ત્વોનો અભ્યાસ વધતો જશે તેમતેમ એ તત્ત્વોની તમારા વિચારો પર વાસના બેસી જશે! તમારી સમગ્ર વિચારસૃષ્ટિ 'આચારાંગ' બની જશે! આચારાંગના તત્ત્વો સિવાયનો કોઈ વિચાર તમારા મનમાં નહીં ઉદ્ભવે!

વિચારો આચારપ્રેરક હોય છે. વૃત્તિમાંથી પ્રવૃત્તિ જન્મે છે! એટલે 'આચારાંગ'ના વિચારો તમને સાધ્વાચારનાં અનુષ્ઠાનો તરફ લઈ જશે. તમે એ બધાં અનુષ્ઠાનોમાં ઓતપ્રોત થઈ જવાના...કારણ કે એ અનુષ્ઠાનોમાં તમારી અભિરુચિ પ્રગટવાની. જે ક્રિયામાં મનુષ્યની અભિરુચિ પ્રગટે છે તે અનુષ્ઠાનમાં તે લીન બની શકે છે. એટલે, તમારા વિચારો અને આચારો આચારાંગમય બની જવાના! એક ક્ષણ પણ એવી નહીં રહે કે જે ક્ષણ પર આચારાંગના વિચારની કે આચારની ચોકી ન હોય! પછી પેલા કષાયો વગેરે કેવી રીતે તમારા હૃદયમાં પ્રવેશ કરી શકશે?

**પ્રશ્ન :** રાત ને દિવસ એક સરખા વિચારો અને એની એ ક્રિયાઓ કરવામાં કંટાળો આવે છે. વિચારો સતત એક સરખા રહી શકતા નથી...કષાય વગેરે પ્રવેશી જ જાય છે.

**ઉત્તર :** મહાત્મા! એમ કંટાળવાથી મોક્ષની કાંટાળી કેડીએ નહીં ચાલી શકાય. રોગને દૂર કરવા રોજ એકની એક દવા...દિવસો સુધી લો છો ને? નથી કંટાળતા ને? રોજ એકનું એક અનુપાન... એકનું એક ભોજન...છતાં નથી કંટાળતા. રોગનિવારણનું લક્ષ છે માટે! એમ જો તમારું લક્ષ નિર્ધારીત હોય કે 'મારે મારા ચિત્તમાં કષાય, પ્રમાદ કે વિકથાઓને પ્રવેશવા નથી દેવી,' તો તમને આચારાંગ સૂત્રની વાતો...એની એ વાતો વાગોળવામાં કંટાળો નહીં આવે. રોજ નવો આસ્વાદ અનુભવશો! રોજ એ સાધ્વાચારોનાં અનુષ્ઠાનો કરશો અને રોજ આનંદ અનુભવશો.

આચારાંગને છવાઈ જવા દો તમારા જીવનની પ્રત્યેક ક્ષણ પર! વણાઈ જવા દો તમારા પ્રત્યેક શ્વાસોચ્છ્વાસ સાથે! ગુંથાઇ જવા દો તમારા મનના પ્રત્યેક વિચારોમાં! પરોવાઈ જવા દો તમારા પ્રત્યેક શબ્દમાં! ઓતપ્રોત થઈ જવા દો તમારા શરીરની એક-એક ક્રિયામાં! પછી તમે જોઈ શકશો કે કષાયો પર, પ્રમાદ પર, વિકથાઓ પર તમારો ઝળહળતો વિજય થઈ ગયો છે!

## બે વાર્તાઓ

पैशाचिकमाख्यानं श्रुत्वा गोपायनं च कुलवध्वाः ।
संयमयोगैरात्मा निरन्तरं व्यापृतः कार्यः ॥१२०॥

**અર્થ**: પિશાચની કથા અને કુલવધૂના રક્ષણને સાંભળીને સંયમયોગોથી નિરન્તર આત્માને વ્યગ્ર રાખવો જોઇએ.

**વિવેચન**: એક શેઠ હતા.

વર્ષોથી વેપાર કરતા હતા, પરંતુ શ્રીમંત ન હોતા બની શકયા તેમને શ્રીમંત બનવાની ઝંખના હતી. એક વખત કોઇ એક યોગીનો ભેટો થઇ ગયો. તેમણે યોગીને શ્રીમંત બનવાનો ઉપાય પૂછયો. યોગીએ શેઠને એક મંત્ર આપ્યો અને કહ્યું: 'આ મંત્રના જાપથી તને એક પિશાચ વશ થશે. એ પિશાચ તારી ઇચ્છા મુજબ તને સુખ આપશે.'

શેઠ ખૂશ થઇ ગયા. મંત્રનો જાપ શરૂ કર્યો. થોડા દિવસમાં જ શેઠે પિશાચને સાધી લીધો. શેઠની ખૂશીનો પાર ન રહ્યો. શેઠે પિશાચને સુંદર હવેલી બનાવી દેવાની આજ્ઞા કરી, પિશાચે જોતજોતામાં ભવ્ય હવેલી બનાવી દીધી. શેઠે તિજોરીને સોના—ચાંદીથી ભરી દેવાની આજ્ઞા કરી, પિશાચે થોડી જ ક્ષણોમાં સોનાચાંદીથી તિજોરી

હા, આ બધું તું સ્વયં નહીં કરી શકે. આ માટે તારે એવા ગુરુદેવ શોધવા પડશે કે જેમણે 'આચારાંગ'ને પોતાનું જીવન બનાવી દીધું હોય ! એમનું જીવન જ 'આચારાંગ' હોય ! સાધ્વાચારોની એ જીવંત મૂર્તિ હોય! એમનાં પરમપાવન ચરણોમાં મન-વચન-કાયાથી સમર્પિત થઈ જજે ! તેઓ તને આચારાંગની જ્ઞાનગંગામાં સ્નાન કરાવીને શુદ્ધ કરશે, નિર્મળ કરશે !

સંભવ છે કે આ વસમા...દુઃખદાયી પંચમકાળમાં આવા ગુરુદેવ તને ન મળે ! છતાં તું નિરાશ ન થઈશ. આચારાંગમાં બતાવાયેલા મોક્ષમાર્ગ પ્રત્યે અનહદ અનુરાગ ધરાવનારા અને આચારાંગના સાધ્વાચારોથી હર્યુંભર્યું જીવન જીવવાની તીવ્ર ઝંખનાવાળા ગુરુદેવ તો તને આ કાળમાં પણ મળી જશે. તું તે પૂજ્યનાં ચરણોમાં બેસીને વિનયથી અને વિધિપૂર્વક આચારાંગનાં સૂત્રો ગ્રહણ કરજે. એ સૂત્રોના અર્થ સમજજે. એ સૂત્રોના તાત્પર્યોને પામજે...પછી તું સ્વયં તારી નિર્મળ પ્રજ્ઞાથી ચિંતન-મનન કરજે. જેમજેમ તું એ ક્રિયાત્મક અને ભાવાત્મક તત્ત્વોના આલોકમાં વિચરતો જઈશ, તેમતેમ તારા રાગદ્વેષ અને મોહના ઉન્માદ શાન્ત થતા જશે ! તારો આત્મા વિરાગની મસ્તી અનુભવશે ! ઉપશમરસનું અમૃતપાન કરશે ! જ્ઞાનગંગાની સહેલગાહ કરશે !

અઢાર હજાર પદસંખ્યાવાળું આ આગમ 'આચારાંગ' ખરેખર, શ્રમણજીવનનો પ્રાણ છે. દસ પ્રાણોના એક એક ધબકાર સાથે આ પ્રાણનો ધબકાર ભળી જવો જોઈએ....તે ભળી ગયા પછી શ્વાસેશ્વાસે ચારિત્રધર્મનાં પુષ્પો ઊગી નીકળશે ! શબ્દેશબ્દે સમ્યગ્જ્ઞાનના દિવા પ્રગટી જશે ! પગલેપગલે શાન્તિ અને સમતાના સ્વસ્તિકો રચાતા થશે !

મહામુનિ ! જ્યારે તમે આત્મસાધનાનો ભેખ લીધો છે, તો પછી સાધનાના મેદાનમાં 'આચારાંગ'નું અજેય શસ્ત્ર લઈને, રાગ-દ્વેષ અને મોહની સામે પુરી તાકાતથી લડી લો ને ! તમારો અવશ્ય વિજય થશે. લીધેલો ભેખ લેખે લાગી જશે....સફળતાનું મધુર સ્મિત તમારા મુખપર પથરાઈ જશે ! આત્મા શાશ્વત્ આનંદથી છલકાઈ જશે...

आचाराध्ययनोक्तार्थभावना–चरणगुप्तहृदयस्य ।
न तदस्ति कालविवरं यत्र क्वचनाभिभवनं स्यात् ॥११९॥

અર્થ : આચારાંગના અધ્યયનોમાં જે અર્થ કહેવાયો છે તેના અભ્યાસપૂર્વક આચરણથી જેનું હૃદય સુરક્ષિત છે, ત્યાં કાળનું એવું એકપણ છિદ્ર નથી કે જ્યાં ક્યારેય પરાભવ થાય.

**વિવેચન :** 'મેં આચારાંગને સંપૂર્ણ કંઠાગ્ર કરી લીધું છે, શ્રી ભદ્રબાહુસ્વામીની નિર્યુક્તિ અને શ્રી શીલાંકાચાર્યની ટીકા વાંચી લીધી છે... અવારનવાર હું આચારાંગના સૂત્રોનો સ્વાધ્યાય પણ કરું છું... છતાં મને કષાયો સતાવી જાય છે... પ્રમાદ ગમી જાય છે... વિકથાઓનો રસ ભાવી જાય છે... અને હું નિરાશ થઈ જાઉં છું.... મને મારો ઘોર પરાજય લાગે છે સાધનાના જીવનમાં.'

મુનિરાજ! તમે આચારાંગનાં સૂત્રો યાદ રાખી લીધાં અને નિર્યુકિત તથા ટીકા વાંચી લીધી... એટલા માત્રથી તમે કષાય, પ્રમાદ અને વિકથાઓ ઉપર વિજય ન જ મેળવી શકો. કષાયો તમને સતાવે જ! પ્રમાદ તમને બેહોશ જ રાખે. અને વિકથાઓ તમને પુદ્ગલ-સંગી જ બનાવે! કારણકે એ બધાને તમારા હૃદયમાં પ્રવેશવાનો સમય મળી જાય છે!

જ્યારે તમે આચારાંગના સૂત્રોનો સ્વાધ્યાય નથી કરતા હોતા, જ્યારે તમે એનું અધ્યયન કે ચિંતન–મનન નથી કરતા હોતા ત્યારે એ કષાય વગેરેને તમારા હૃદયમાં પ્રવેશી જવાનો ચાન્સ મળી જાય છે! સમયનું છીંડું મળી જાય છે!

તમારે એક ક્ષણનું પણ છીંડું નથી રાખવાનું કે એ છીંડા વાટે કષાય વગેરે ઘૂસી જાય તમારા હૃદયમાં! પ્રતિક્ષણ તમારે 'આચારાંગ'ના અર્થચિંતનમાં, અર્થાનુપ્રેક્ષામાં તમારા મનને, તમારા હૃદયને જોડેલું રાખવાનું છે. 'આચારાંગ'ના બે શ્રુતસ્કંધોમાં કેટલી બધી રસપૂર્ણ વાતો કહેલી છે! કેટલી બધી તાત્ત્વિક અને ગમી જાય એવી વાતો ગુંથેલી છે? તે બધી વાતોમાંથી કોઈ ને કોઈ વાતને લઈને તમે એનો રસાસ્વાદ કરતા રહો.

ભરી દીધી. શેઠે ધાન્યના કોઠારો ભરી દેવાની આજ્ઞા કરી; પિશાચે થોડી જ વારમાં કોઠારો ધાન્યથી છલકાવી દીધા... શેઠ જે આજ્ઞા કરે, પિશાચ તુર્તજ એ કામ પુરું કરે. સાંજ પડતાં પિશાચે શેઠને કહ્યું: આજ્ઞા કરો.

શેઠે કહ્યું: હવે કાલે આજ્ઞા કરીશ.

પિશાચે કહ્યુ: ના, મને નિરંતર આજ્ઞા કરો, નહીંતર હું તમને ખાઇ જઈશ...'

શેઠ ગભરાયા, પરન્તુ તત્કાલ તેમના મનમાં એક ઉપાય સુઝી આવ્યો. તેમણે પોતાની હવેલીની સામે મેદાનમાં લાકડાનો એક થાંભલો ઊભો કરાવ્યો અને પિશાચને કહ્યું: જ્યાં સુધી હું તને બીજું કોઇ કામ ન બતાવું ત્યાં સુધી આ થાંભલા ઉપર ચઢવાનું અને ઉતરવાનું કામ કર્યા કરવાનું !'

બિચારો પિશાચ! થાંભલા ઉપર ચઢ—ઉતર કર્યાજ કરે છે! શેઠ નિર્ભય બન્યા.

આ દૃષ્ટાંત આપીને ગ્રન્થકાર સાધુ-સાધ્વીને નિરંતર આચારાંગ-નિર્દિષ્ટ સંયમાનુષ્ઠાનમાં નિમગ્ન રહેવાનું કહે છે. મન–વચન–કાયાના યોગોને સંયમના યોગોમાં પ્રવૃત્તિશીલ રાખવાનો ઉપદેશ આપે છે. મન–વચન–કાયાના યોગો પિશાચ જેવા છે! એમને નિરન્તર સત્પ્રવૃત્તિમાં જોડી રાખવામાં ન આવે તો આત્માને ખાઇ જાય! આત્માનું દુર્ગતિમાં પતન કરે!

એક શ્રીમંત શ્રેષ્ઠિ હતા.

તેમનો એકનો એક યુવાન પુત્ર અચાનક ગુજરી ગયો. માતા-પિતાને અપાર દુઃખ થયું. યુવાન પુત્રવધૂની દુઃખમય સ્થિતિ જોઈને તેઓ વધુ ચિંતાતુર બન્યાં. તેમણે પુત્રવધૂના મનને જરાય ઓછું ન આવે એ રીતે તેઓ પુત્રવધૂને સાચવે છે.

પુત્રવધૂ પાસે ઘરનું કોઈ કામ કરવાનું રહ્યું નહીં. એ પોતાના નિવાસખંડમાં રહે છે. જ્યારે તેને નિવાસખંડમાં બેસવાનું કે સુવાનું

ગમતું નથી, એ હવેલીના ઝરૂખામાં બેસીને રાજમાર્ગ પર જતા–આવતા માણસોને જુએ છે.

એક દિવસ, રાજમાર્ગ પરથી એક રૂપવાન યુવાન પસાર થાય છે. એની નજર શેઠની હવેલીના ઝરૂખા તરફ જાય છે. પુત્રવધૂ અને યુવાનની દૃષ્ટિ મળે છે...બંને વચ્ચે અનુરાગ છે. રોજ એ રીતે એમની નજરો મળવા લાગી...ઈશારા થવા લાગ્યા. બંનેના હૃદય વિકારી બન્યાં. મિલન–સંકેત થવા લાગ્યા.

સાસુ–સસરાને ખ્યાલ આવી ગયો. તેમણે વિચાર્યું કે 'આ પરિસ્થિતિ સર્જવાનું કારણ પુત્રવધૂની નવરાશ છે. નવરૂં મન પિશાચ છે. જીવાત્માને ઉન્માર્ગે લઈ જાય છે. તેનો નાશ કરે છે.' તેમણે તૂર્ત જ પુત્રવધૂને ઘરકામમાં જોડી. ખૂબ પ્રેમથી તેને ઘરનો કારોબાર સોંપ્યો. ગાય–ભેંસોની દેખભાળનું કામ, રસોઈ બનાવવાનું કામ, મહેમાનોની આગતા–સ્વાગતાનું કામ....પ્રભાતે વલોણાનું કામ....બસ, કામ...કામ અને કામ! રાત પડે ને પુત્રવધૂ થાકીને ઘસઘસાટ ઊંઘી જાય છે! તેના વિકારો ઉપશાન્ત થઈ ગયા...પેલા પ્રેમીને પણ ભૂલી ગઈ! ભયંકર પતનના ખાડામાં પડતી તે બચી ગઈ. તેનું જીવન પાવન બની ગયું.

આ દૃષ્ટાંત આપીને ગ્રન્થકાર મહર્ષિ સાધુ–સાધ્વીને નિરન્તર વિવિધ સંયમયોગોમાં પ્રવૃત્ત રહેવાની ભલામણ કરે છે. શ્રમણ–શ્રમણીએ એક ક્ષણ પણ પોતાના મનને નવરૂં ન પડવા દેવું જોઈએ. તેમના મનમાં પ્રતિક્ષણ તત્ત્વજ્ઞાનની રમણતા ચાલતી રહેવી જોઈએ. તેમની વાણી સદૈવ નિરવદ્ય–નિપપાય રહેવી જોઈએ. તેમની તમામ કાયિક પ્રવૃત્તિઓ સાવધાનીયુક્ત થવી જોઈએ. કોઈપણ ઇન્દ્રિય શબ્દાદિ વિષયોમાં આસક્ત ન બનવી જોઈએ.

સવારથી માંડીને રાત્રે શયન કરે ત્યાં સુધીના તમામ સંયમ-યોગોમાં જરાય કંટાળ્યા વિના શ્રમણો રચ્યાપચ્યા રહે. પાંચ પ્રહર એટલે કે પંદર કલાક એ સ્વાધ્યાય–ધ્યાનમાં લીન રહે! એ સિવાયના સમયમાં આહાર, વિહાર અને નિહારની પ્રવૃત્તિ કરે.

આચારાંગમાં બતાવાયેલા આચારમાર્ગ અને વિચારમાર્ગ પર ચાલતા શ્રમણો અને શ્રમણીઓ ક્યારેય વિષય-કષાયાદિ શત્રુઓથી પરાભવ પામતા નથી.

## મનુષ્ય લોકના વૈભવો

क्षणविपरिणामधर्मा मर्त्यानामृद्धिसमुदयाः सर्वे ।
सर्वे च शोकजनकाः संयोगाः विप्रयोगान्ताः ॥१२१॥

**અર્થ :** મનુષ્યના સર્વે ઋદ્ધિસમૂહો ક્ષણમાં પલટાઇ જવાના ધર્મવાળા છે. સર્વે સંયોગો વિયોગના અંતવાળા છે અને શોકજનક છે.

**વિવેચન :** દુનિયાનો પ્રત્યેક પદાર્થ પરિવર્તનશીલ છે. માનવી જે જે સમૃદ્ધિનો સંગ્રહ કરવા લલચાય છે. તે બધા જ પદાર્થો... વૈભવો...સમૃદ્ધિ પરિવર્તનશીલ છે. કંઈ જ સ્થાયી નથી...કોઈ અવસ્થા શાશ્વત્ નથી...કોઈ પર્યાય અવિનાશી નથી.

જે વૈભવો જોઈ ને, મેળવીને માનવી રાજી થાય છે, એ વૈભવોની અવસ્થા બદલાતાં માનવી નારાજ થાય છે! એ વૈભવો ઉપરનો પ્રેમ ઓસરી જાય છે. માનવી શોકસાગરમાં ડૂબી જાય છે.

- રૂપવાન પત્ની જ્યારે રોગના પ્રકોપથી કુરૂપ બની જાય છે ત્યારે કેવો મનઃસંતાપ થાય છે, તે કોઈ અનુભવી પતિને પૂછી જુઓ.
- ધાન્યથી ભરેલા કોઠારો જ્યારે સડી જાય છે ત્યારે કેવો હૈયા-બળાપો થાય છે, તે કોઈ ધાન્યના સંગ્રહકર્તાને પૂછી જુઓ!
- સંગ્રહ કરેલા ઝવેરાતના ભાવો જ્યારે ગગડી જાય છે ત્યારે કેવી વેદના થાય છે, તે કોઈ ઝવેરીને પૂછી જુઓ!
- સુંદર શરીરમાં જ્યારે ઠેર ઠેર કીડા પડી જાય છે, અનેક રોગોથી શરીર ભરાઈ જાય છે ત્યારે કેવું ઘોર દુઃખ થાય છે, તે કોઈ રોગીને પૂછી જુઓ.

- અત્યંત નિકટના સ્નેહી–સ્વજનોનો સ્નેહ સુકાઈ જાય છે અને મિત્ર શત્રુ બની જાય છે ત્યારે કેવી પીડા થાય છે, તે તમારી જાતને પૂછી જુઓ!

તો પછી આ માનવજગતના વૈભવોની અભિલાષા શા માટે કરવી જોઈએ? તો પછી માનવજગતની સમૃદ્ધિની કામનાઓ શા માટે કરવી જોઈએ? માનવજગતના ક્ષણવારમાં બગડી જનારા ભોગ-સુખોમાં આસક્તિ શા માટે કરવી જોઈએ? ન કરો અભિલાષા, ન કરો કામનાઓ આ તુચ્છ, અસાર અને પલવારમાં સડી જનારાં વૈષયિક સુખોની! કામનાઓ...અભિલાષાઓ કરવી જ હોય તો આત્માની અવિનાશી ગુણસમૃદ્ધિની કરો. આત્માની શાશ્વત્ ગુણ-સમૃદ્ધિ મેળવીને તમે સ્વયં કૃતકૃત્ય બની જશો.

જેમ માનવીની સમૃદ્ધિ પરિવર્તનશીલ છે, તેમ માનવીના સંબંધો પણ પરિવર્તનશીલ છે! નાશવંત છે!

'સંયોગા વિયોગાન્તાઃ' જેનો સંયોગ તેનો વિયોગ! જો કોઈ સંયોગ શાશ્વત્ ટકી શકતો નથી તો પછી એ સંયોગોમાં રાજી કેમ થવાય? એ સંયોગો...એ સંબંધોની ખાતર પાપો કેમ આચરાય?

ક્યારેય પણ તમારી પ્રિયવ્યક્તિએ તમારો સંબંધ બગાડયો નથી, તમારો સંબંધ વર્ષોથી પ્રેમભર્યો ચાલ્યો આવે છે...ભલે ચાલ્યો આવે, એ સંબંધને મૃત્યુ તોડી નાંખશે! મૃત્યુએ ઘનિષ્ટ પ્રેમીઓના પણ વિયોગ કરાવ્યા છે. મૃત્યુએ પ્રગાઢ સંબંધોને પણ તોડી નાંખ્યા છે અને તોડી નાંખે છે!

જોકે જીવનભર એકસરખા પ્રેમના સંબંધ ટકવા જ મુશ્કેલ છે! કારણ કે દુનિયામાં મોટા ભાગના સંબંધો...સંયોગો સ્વાર્થપ્રેરિત હોય છે. જ્યાં સ્વાર્થ ઘવાયો કે સંબંધ તટ્યો! જ્યાં સ્વાર્થ પુરો થયો કે સંબંધ કપાયો! રાગી–દ્વેષી અને અજ્ઞાની જીવોના સંબંધો ક્ષણિક જ હોય છે. પછી ભલે એ પિતા–પુત્રનો સંબંધ હોય, મા–દિકરીનો સંબંધ હોય, પતિ–પત્નીનો સંબંધ હોય કે ગુરુ–શિષ્યનો સંબંધ હોય! એ સંબંધ તૂટયા વિના રહે જ નહીં.

જ્યારે પ્રિયજનના સંયોગનો વિયોગ થાય છે, ત્યારે કેવી અપાર વેદના થાય છે તે જાણવું હોય તો શ્રીરામચન્દ્રજીને પૂછજો કે જ્યારે સીતાજીને રાવણ ઉપાડી ગયો હતો, ત્યારે તમારી શું સ્થિતિ થઈ હતી ! સીતાજીને પૂછજો કે શ્રીરામે જ્યારે તમને જંગલમાં મોકલી દઈ તમારો ત્યાગ કર્યો હતો, ત્યારે તમારી મનોવ્યથા કેવી હતી ?

પેલા સગર ચક્રવર્તીને પૂછજો કે : તમારા ૬૦ હજાર પુત્રો એક સાથે જ્યારે અગ્નિકુમાર દેવોના પ્રકોપનો ભોગ બની ગયા... ત્યારે તમે કેવો કલ્પાંત કર્યો હતો ?

જો સંયોગને ક્ષણિક ન સમજ્યા, સંયોગને શાશ્વત્ માનીને એ સંયોગોમાં સુખ માણ્યું તો...મર્યા સમજજો ! એ સંયોગનો જ્યારે વિયોગ થશે ત્યારે તમે વિયોગની વેદના સહી નહીં શકો.... કદાચ તમે તમારા પ્રાણ ખોઈ બેસશો...કદાચ તમે પાગલ થઈ જશો ! શ્રીરામ જેવા મહાપુરુષ લક્ષ્મણજીના મૃતદેહને ખભે ઊંચકીને અયોધ્યાના રાજમાર્ગો પર ફર્યા હતા...એ શું હતું ?

માનવલોકના વૈભવોને ક્ષણવારમાં બગડી જનારા સમજો.

સંસારના તમામ સંબંધોને વિનાશી સમજો, શોકજનક માનો.

તો તમને એ વૈભવોની અભિલાષા નહીં થાય, એ સંબંધોમાં મમતા નહીં બંધાય.

## ભોગસુખ : પ્રશમસુખ

भोगसुखैः किमनित्यैर्भयबहुलैः कांक्षितैः परायत्तैः ।
नित्यमभयमात्मस्थं प्रशमसुखं तत्र यतितव्यम् ॥१२२॥

**અર્થ** : અનિત્ય, ભયથી પરિપૂર્ણ અને પરાધીન ભોગ સુખોથી શું ? નિત્ય,ભયરહિત અને સ્વાધીન પ્રશમસુખમાં પ્રયત્ન કરવો જોઈએ.

**વિવેચન** : * શું તમને અનિત્ય...વિનાશી...ક્ષણિક સુખો ગમે ?

* શું તમને ભયભરેલાં....ભયથી ઘેરાયેલાં સુખો ગમે ?

* શું તમને પરાધીન...પરતંત્ર સુખો ગમે ?

સંસારના બજારોમાં મળતાં સુખો આવાં છે! ભલે એ મીઠા-મધુરા શબ્દોનું સુખ હોય, ભલે એ નિરુપમ રૂપનું સુખ હોય, ભલે એ મનગમતી સુવાસનું સુખ હોય, ભલે એ મિષ્ટ અને પ્રિય રસનું સુખ હોય કે ભલે એ મુલાયમ સ્પર્શનું સુખ હોય....એ બધાં જ વૈષયિક સુખો અનિત્ય છે...વિનાશી છે, ક્ષણિક છે! તમારી પાસે એ સુખ કાયમ ન જ રહે. તમારી પ્રબળ ઈચ્છા હોય એ સુખોને તમારી પાસે રાખવાની, છતાં એ ન જ રહે...

તમારી પાસે સુંદર નિરોગી શરીર છે, તમારી પાસે અઢળક વૈભવસંપત્તિ છે, તમારી પાસે બધી જ સુવિધાઓવાળો ભવ્ય બંગલો છે, તમારી પાસે પરદેશથી મંગાવેલી ઈમ્પોર્ટેડ ગાડી છે...ભલે હોય, આ બધાની સાથે તમારી પાસે અનેક પ્રકારના ભય પણ છે! આ બધું બગડી જવાનો ભય! આ બધું ચોરાઈ જવાનો ભય! લુંટાઈ જવાનો ભય! "આ બધું તમે અન્યાયથી, અનીતિથી મેળવ્યું છે,' એવા આરોપનો ભય! સરકારની સજાનો ભય! અનેક સુખનાં સાધન તમારી પાસે હોવા છતાં આ ભય તમને એ સુખો માણવા દેતો નથી!

એટલું જ નહીં, આ સુખનાં સાધનોનો ઉપભોગ કરવા માટે તમે સ્વતંત્ર નથી, સ્વાધીન નથી! તમે તમારા શરીરને પરાધીન છો! જો તમારૂં શરીર નિરોગી નથી, સ્વસ્થ નથી, તો તમે પાંચ ઈન્દ્રિયોના વિષયસુખો નહીં ભોગવી શકો. જો તમારા પારિવારિક, સામાજિક કે રાષ્ટ્રીય સંયોગો અનુકૂળ નથી, તો પણ તમે તમારાં સુખો નહીં ભોગવી શકો. તમે શરીરને પરાધીન છો, તમે સંયોગોને પરાધીન છો. તમે પરિસ્થિતિઓને પરાધીન છો...તમે વૃદ્ધાવસ્થા અને મૃત્યુને પરાધીન છો! ભરપુર સુખોની વચ્ચેથી મૃત્યુ તમને ઉપાડી જઈ શકે છે...તમારૂં કંઈ જ ઉપજી શકે નહીં! આ નાનીસુની પરાધીનતા છે?

માટે આવાં સુખોની અભિલાષા ત્યજી દો. સંસારના બજારમાંથી સુખો ખરીદવાનું બંધ કરી દો. અનન્ત જન્મોમાં એ સુખો ખરીદીને, એ સુખો ભોગવીને....સરવાળે કંઈ જ મેળવ્યું નથી. મેળવ્યું છે નર્યું દુઃખ, માત્ર ત્રાસ અને કેવળ વિટંબણાઓ, હવે માર્ગ બદલો, બજાર બદલો.

હવે તમે એક અભિનવ બજારમાં ચાલો. એ છે આત્માનું બજાર! તમારી જ ભીતરમાં એ બજાર વસેલું છે. ત્યાં સુખ મળે છે... અપાર સુખ મળે છે. તે બધાંજ સુખોની ત્રણ વિશેષતાઓ હોય છે; તે સુખો : ○ નિત્ય હોય છે.

○ અભય હોય છે.

○ સ્વાધીન હોય છે!

એ સુખો તમને આંખોથી નહીં દેખાય. એ સુખો તમે જીભથી નહીં આસ્વાદી શકો. એ સુખોને તમે સ્પર્શથી નહીં માણી શકો. એ સુખો જેમ ઇન્દ્રિયાતીત છે, એ અનુભવ પણ ઇન્દ્રિયાતીત છે. એ અનુભવ તમારું મન કરી શકશે! તમારો આત્મા કરી શકશે.

પહેલાં તમે 'પ્રશમ'નું સુખ મેળવો. એ સુખ નિત્ય છે, અભયપ્રદ છે અને સ્વાધીન છે. પ્રશમભાવ...ઉપશમભાવને તમે એવો મેળવો...મેળવીને એવો જાળવો કે એ જાય જ નહીં. એ ભાવ જ્યાં આત્મસાત્ થયો કે ત્યાં આત્મામાં સુખનો સાગર લહેરાયો સમજો! ભયની ભૂતાવળ તો ભાગી જ સમજો. કોઈ ભય તમને ડરાવી નહીં શકે. તમે નિર્ભય બની જવાના અને બીજા જીવોને નિર્ભય બનાવી દેવાના!

પ્રશમભાવમાંથી પ્રગટતું સુખ ભોગવવામાં તમે સ્વાધીન છો. કોઇ પરાધીનતા નહીં રહેવાની. પ્રશમભાવમાંથી ક્ષમાનું સુખ, નમ્રતાનું સુખ, સરલતાનું સુખ અને નિર્લોભિતાનું સુખ પ્રગટશે. પ્રશમભાવમાંથી સર્વ જીવો પ્રત્યે મૈત્રીભાવનું સુખ પ્રગટશે. દુઃખી જીવો પ્રત્યે કરુણાનું સુખ જનમશે....ઉત્તમ આત્માઓ પ્રત્યે પ્રમોદ ભાવનું સુખ પેદા થશે....

આ બધાં સુખો તમે નિર્ભયતાથી ભોગવી શકશો, સ્વતંત્રપણે ભોગવી શકશો.

આ બધાં નિત્ય, અભય અને સ્વાધીન સુખો મેળવવા માટે નિરન્તર પ્રયાસ કરવાની પ્રેરણા ગ્રન્થકાર મહર્ષિ આપે છે. આપણે એ પ્રેરણાને ઝીલીએ અને મન-વચન-કાયાથી એ પ્રયાસ શરૂ કરી દઈએ. આ જીવનમાં એ પ્રયાસને થોડીપણ સફળતા મળી જાય તો જીવન ધન્ય બની જાય !

## ઇન્દ્રિય વિજેતા બનો.

यावत् स्वविषयलिप्सोरक्षसमूहस्य चेष्ट्यते तुष्टौ ।
तावत् तस्यैव जये वरतरमशठं कृतो यत्नः ॥१२३॥

અર્થ : પોતાના વિષયોની ઈચ્છુક ઇન્દ્રિયોના સમૂહની સંતુષ્ટિ માટે જેટલો પ્રયત્ન થાય છે, તેટલો પ્રયત્ન કપટરહિતપણે એને [ઈન્દ્રિયોના સમૂહને] જીતવામાં થાય તે શ્રેષ્ઠ છે.

**વિવેચન :** દિવસ ને રાત, જીવનભર શું તમારી ઇન્દ્રિયોને તૃપ્ત કરવાનું કામ કરવાનું છે? ઇન્દ્રિયોની સેવામાં જ જીવન વીતાવી દેવાનું છે? દરેક ઇન્દ્રિયને પોતપોતાના પ્રિય-ઇષ્ટ વિષયો જોઈએ છે. તમારે એ પ્રિય વિષયો જીવનપર્યંત પુરા પાડ્યા કરવાના છે? આટઆટલી સેવા તમે કરી, તમને શું મળ્યું ?

થોડુંક ક્ષણિક અને તુચ્છ સુખ મળ્યું, એમાં તમે રાજીના રેડ થઈ ગયા ? એની સાથે સાથે કેવાં દુઃખો મળ્યાં, તે તમે કેમ ભૂલી જાઓ છો ? જ્યારે એ ઇન્દ્રિયોને તમે પ્રિય વિષયો ન આપી શક્યા ત્યારે એ ઇન્દ્રિયોએ તમને કેવા વ્યગ્ર, અશાન્ત અને દીન-હીન કરી મૂક્યા, તે તમે યાદ કરો ! એ સદૈવ અતૃપ્ત રહેનારી ઇન્દ્રિયોને તમે ક્યારેય તૃપ્ત નહીં કરી શકો. આજે તૃપ્ત કરી, કાલે પાછી અતૃપ્ત ! સવારે તૃપ્ત કરી, બપોરે અતૃપ્ત ! બપોરે તૃપ્ત કરી, સાંજે અતૃપ્ત !

આ સતત અને સખત પરિશ્રમ કરીને તમે તમારી માનસિક વાચિક અને કાયિક શક્તિઓ ક્ષીણ કરી નાંખી. તમે આતમદેવ! તમારી જાતને જ વિસરી ગયા છો...તમારા પોતાના પ્રશમસુખને જતું કરીને, એ વૈષયિક સુખાભાસોમાં તમે ગંભીર રીતે ફસાઈ ગયા છો.

હું તમને એમ નથી કહેતો કે તમે ઇન્દ્રિયોને એના વિષયો આપો જ નહીં. તે તે ઇન્દ્રિયને એના પ્રમાણમાં વિષયો તમે આપો, પરંતુ તમે એની ગુલામીમાંથી મુક્ત થઈ જાઓ. તમે ઇન્દ્રિયોના માલિક બનીને એની યોગ્યતા મુજબ વિષયો આપો. એ માગે એ પ્રમાણે ન આપો. તમે ઇન્દ્રિયોના માલિક બનીને તમારા વિકાસ માટે એમની પાસેથી કામ લો! હા, ઇન્દ્રિયોના માધ્યમથી તમારે ભવ્ય ધર્મપુરુષાર્થ કરવાનો છે, તે માટે ઇન્દ્રિયોને સશક્ત તો રાખવી પડશે. તે માટે એમને એમના વિષયો પણ આપવા પડશે...પરંતુ વિવેકથી!

અનન્ત અનન્ત જન્મોથી માલિક બની બેઠેલી ઇન્દ્રિયોને પરાજિત કરવા માટે તમારે પ્રામાણિકપણે ધરખમ પુરુષાર્થ કરવો પડશે. પરન્તુ તે છતાંય આ પુરુષાર્થ કરવો સારો છે! ઇન્દ્રિયોની તહેનાતમાં રહી, એમને ખુશ રાખવામાં પુરુષાર્થ કરતાં એમને પરાજિત કરવાનો પુરુષાર્થ કરવો લાખ ઘણો સારો છે.

ઇન્દ્રિયોને પરાજિત કરવી એટલે એને કચરી નાંખવાની નથી. એને તમારે એવા વિષયો આપવાના કે એ તમારા અંકુશમાં રહે! જુઓ, એ અંગે તમને થોડું માર્ગદર્શન આપું છું.

શ્રવણેન્દ્રિયને પ્રિય શબ્દો જોઈએ છે. તમે એને રાગપ્રચુર શબ્દો ન આપો, પરમાત્મભક્તિના મધુર શબ્દો આપો! સદ્‌ગુરુના ઉપદેશવચનો આપો! ઉત્તમ પુરુષોના ગુણાનુવાદના શબ્દો આપો.

ચક્ષુરિન્દ્રિયને તમે વિકારોત્તેજક રૂપ ન આપો. તમે એને ભવ્ય જિનમંદિરો...જિનમૂર્તિનું રૂપ આપો. તમે એને શત્રુંજય...ગિરનાર જેવા પવિત્ર પહાડોનાં રૂપ દેખાડો. તમે એની દૃષ્ટિને...જોવાની રીતને બદલી નાંખો.

ઘ્રાણેન્દ્રિય કોઇ પુષ્પની, કોઈ અત્તરની સુવાસ ભલે લે. તમે એમાં રાગી ન બનતા! કોઈ દુર્ગંધ આવે તો દ્વેષી ન બનતા! ભલે સુગંધ કે દુર્ગંધ ઘ્રાણેન્દ્રિય પાસે આવે...તમારે રાગ-દ્વેષ નહીં કરવાના.

રસનેન્દ્રિયને બને એટલા ઓછા રસ આપજો. શરીરને ટકાવવા ભોજન તો કરવું જ પડશે. આહાર અને પાણી જીભ ઉપરથી પસાર થઇને જ પેટમાં જવાનાં! પ્રિય-અપ્રિય રસોના અનુભવ વખતે તમારે રાગ-દ્વેષથી બચવાની જાગ્રતિ રાખવાની.

સ્પર્શનેન્દ્રિયને જડ-ચેતન દ્રવ્યોનો સ્પર્શ તો થવાનો જ. પ્રિય વિષયોનો સ્પર્શ ઓછો આપવાનો! જો કે એનો તો કયારેક પથ્થરનો સ્પર્શ પણ ગમી જાય છે...છતાં તમારે પ્રિય-અપ્રિય સ્પર્શ વખતે રાગી-દ્વેષી નહીં બનવાનું. તમે જો આ રીતે જાગ્રત રહ્યા....તો ઇન્દ્રિયો પર તમે વિજયી બની ગયા સમજો.

'મારે ઇન્દ્રિયવિજેતા બનવું છે.' આ નિર્ધાર સાથે પુરુષાર્થ શરૂ કરી દો. જેમ જેમ આ પુરુષાર્થ વધતો જશે તેમ તેમ તમને 'પ્રશમ-સુખ'નો અપૂર્વ ને અદ્ભુત અનુભવ થતો જશે. ઇન્દ્રિયવિજેતાને જ પ્રશમસુખની અનુભૂતિ થઈ શકે છે.

## સુખ : રાગીનું, વીતરાગીનું

यत् सर्वविषयकांक्षोद्भवं सुखं प्राप्यते सरागेण ।
तदनन्तकोटिगुणितं मुधैव लभते विगतरागः ॥१२४॥

અર્થ : સર્વ વિષયોની આકાંક્ષામાંથી જન્મેલું જે સુખ રાગી જીવને મળે છે, તેનાથી અનન્ત કોટિગુણ સુખ વિના મૂલ્યે રાગરહિત જીવ મેળવે છે.

**વિવેચન :** સુખના બે પ્રકાર છે : રાગીનું સુખ અને વીતરાગનું સુખ. આપણે રાગી છીએ, પાંચે ઇન્દ્રિયોના વિષયોનાં સુખ આપણે

અનુભવેલાં છે. આપણને એ પણ અનુભવ છે કે વૈષયિક સુખો માત્ર ઇચ્છા કરવાથી, માત્ર કામના કરવાથી નથી મળતાં. એ સુખો મેળવવા મનથી કેટકેટલા વિચારો...યોજનાઓ કરવી પડે છે, વાણીથી કેટકેટલાની ચાપલુસી કરવી પડે છે અને કાયાથી કેવો સખત પરિશ્રમ કરવો પડે છે! આ બધો પરિશ્રમ કર્યા પછી જે સુખ મળે છે, તે કેટલું બધું અલ્પકાલીન–ક્ષણિક હોય છે?

જે વિષય આજે આપણને ગમ્યો...થોડા દિવસ પછી એ નહીં ગમે! એક વિષય પર સતત રાગ ટકતો નથી, રાગનાં પાત્ર બદલાતાં રહે છે...જે શબ્દો ભૂતકાળમાં પ્રિય લાગતા હતા, વર્તમાનમાં પ્રિય નથી લાગતા. જે રૂપ ભૂતકાળમાં સુંદર લાગતું હતું, વર્તમાનમાં સુંદર નથી લાગતું! જે રસ પહેલાં સુસ્વાદુ લાગતો હતો, વર્તમાનમાં સુસ્વાદુ નથી લાગતો!

કોઇપણ ઇન્દ્રિયનો કોઈપણ વિષય હોય, સારો, સુંદર, મનોહર હોય, એ વિષયનું સુખ અલ્પકાલીન જ હોય છે, કારણકે આપણે રાગી છીએ! રાગીનું સુખ ક્ષણિક જ હોય! રાગી વિષયોમાંથી સુખ મેળવવા અભિલષે છે...વિષયોની અવસ્થાઓ પરિવર્તનશીલ હોય છે....એમ મનના રાગ–દ્વેષ પણ પરિવર્તનશીલ હોય છે. રાગ સ્થાયી ભાવ નથી, વિષયની અવસ્થા સ્થાયી પરિણામ નથી! બંને અસ્થાયી છે એટલે બંનેના સંયોગમાંથી જન્મતું સુખ પણ અસ્થાયી હોય છે!

પ્રભાતે દેખાતું સૃષ્ટિસૌન્દર્ય મધ્યાહ્ને નથી હોતું...મધ્યાહ્નની સૃષ્ટિ સંધ્યાટાણે નથી હોતી! સંધ્યાનું સૌન્દર્ય રાત્રિની દુનિયામાં નથી રહેતું! એવી રીતે બાલ્યાવસ્થાની મુગ્ધતા...સાહજિકતા યૌવનમાં નથી રહતી...યૌવનનો થનગનાટ પ્રૌઢાવસ્થામાં નથી રહેતો. પ્રૌઢાવસ્થાની પ્રગલ્ભતા વૃદ્ધાવસ્થામાં નથી રહેતી...બધું જ બદલાયા કરે છે...રાગી જીવાત્મા એ પરિવર્તનશીલ સૃષ્ટિના વિષયોમાંથી કેટલું અને કેવું સુખ મેળવી શકે?

જો તમારે ભરપુર સુખ મેળવવું છે, અનુભવવું છે, તો તમે રાગરહિત બનો, દ્વેષરહિત બનો! એટલે કે વીતરાગ બની જાઓ, એમ

નથી કહેતો. તમે થોડી ક્ષણો માટે 'મધ્યસ્થ' બની જાઓ. થોડી ક્ષણો માટે રાગ વિનાના અને દ્વેષ વિનાના બની જાઓ! એ ક્ષણોમાં તમે તમારામાં ડૂબી જાઓ! આત્મભાવમાં ડૂબકી મારી દો...એ ક્ષણોમાં તમે જે સુખનો અનુભવ કરશો તે અપૂર્વ હશે! એ સુખનું સંવેદન પ્રગાઢ હશે! સ્પર્શનેન્દ્રિયના પ્રિય વિષયોના પ્રગાઢ આલિંગનમાંથી જન્મતા વૈષયિક શારીરિક સુખ કરવાં એ આંતરસુખ ખૂબ ખૂબ ચઢીયાતું હશે. વૈષયિક સુખની 'ડીગ્રી' કરતાં આંતરસુખની ડીગ્રી અનન્ત ક્રોડ-ગુણી હશે! તમે ગુણાકાર જ નહીં કરી શકો!

દિવસમાં આવી મધ્યસ્થભાવની ક્ષણો પ્રાપ્ત કરો. મનને વિષયોના સંપર્કથી મુક્ત કરો. વિષયમુક્ત મનને આત્મા સાથે ભળવા દો. હા, વિષયમુક્ત મન જ આત્માને મળી શકે છે, આત્મસુખનું તમને એવું મન જ સંવેદન કરાવશે.

જે ચમચો કડવા શાકથી ખરડાયેલો છે, એ ચમચો તમે મીઠા શાકમાં નાંખીને એનો સ્વાદ કરવા જાઓ, તમે મીઠાશ નહીં અનુભવી શકો. એવી રીતે વિષયાનન્દથી ખરડાયેલું મન આત્માનન્દનો અનુભવ કરાવવા માટે સમર્થ નથી બનતું. થોડી ક્ષણો માટે તમે મનને વિષયોથી સર્વથા મુક્ત કરો, એકદમ લૂછીને સાફ કરી નાંખો, પછી એ મનને અંતરાત્મા સાથે જોડો. અંતરાત્મામાં પડેલા અપાર... અનન્ત સુખનું 'સેમ્પલ' તમને ચાખવા મળશે!

પછી એવી મધ્યસ્થ ભાવની ક્ષણો વધારવી, તે તમારું કામ છે. રાગદશામાં અનુભવાતા વૈષયિકસુખો કરતાં મધ્યસ્થદશામાં અનુભવાતું આંતરસુખ તમને ચઢીયાતું લાગે, ઉચ્ચતમ લાગે, શ્રેષ્ઠ લાગે તો તમે મધ્યસ્થદશાને વધારવા પ્રયત્ન કરવાના જ. રાગરહિત અને દ્વેષરહિત આત્મદશાનો કાળ જેમ જેમ વૃદ્ધિ પામતો જશે, તમારા આંતરસુખનો મહાસાગર ઉછળવા માંડશે! એક જીવન...એક ભવ....એવો આવશે... કે જે જીવનમાં તમે શાશ્વતકાળ માટે વીતરાગ બની જવાના, તમારું સુખ શાશ્વત્ બની જવાનું.

રાગીના સુખ કરતાં વીતરાગીનું સુખ ખૂબ ખૂબ ચઢીયાતું છે... કોઈપણ જાતના પરિશ્રમ વિના...મળી જનારૂં છે, માટે વીતરાગી બનો ! રાગ-દ્વેષ રહિત અવસ્થા પ્રાપ્ત કરવાનો પુરુષાર્થ કરો.

## દુઃખ માત્ર રોગીને...

इष्टवियोगाप्रियसंप्रयोगकांक्षासमुद्भवं दुःखम् ।
प्राप्नोति यत्सरागो न संस्पृशति तद्विगतरागः ॥१२५॥

**અર્થ :** ઈષ્ટ વિયોગમાં અને અપ્રિય સંયોગોમાં, ઈષ્ટના સંયોગની ઈચ્છામાંથી અને અપ્રિયના વિયોગની ઈચ્છામાંથી ઉપજતું દુઃખ જે સરાગી પ્રાપ્ત કરે છે, વીતરાગ તે દુઃખને સ્પર્શતો પણ નથી.

**વિવેચન :** પ્રિયજનનો જ્યારે વિરહ હોય છે, જ્યારે વિયોગ હોય છે ત્યારે મન કેવું તરફડે છે....વ્યાકુળ બને છે...કલ્પાંત કરે છે, તે તમારે જાણવું હોય તો કોઈ એવા સરોવરના કિનારે જજો કે જે સારસીનાં જોડલાં દિનભર ક્રીડા કરતા હોય...સંધ્યાના રંગો પર કાળો ઢીમ રંગ રેલાઈ જાય, સારસ સારસીને છોડી આકાશમાં ઊંચે ને ઊંચે સરોવરમાં સારસ-ચઢતું જાય...ત્યારે પાણી પર માથાં પછાડતી અને કરુણ આક્રન્દ કરતી એ સારસીને જોજો...પ્રિયના વિયોગમાં...એ પ્રિયના સંયોગની તીવ્ર ઝંખના મનને કેવું દુઃખના દાવાનળમાં બાળે છે...સંતાપે છે....ત્યારે તમને સમજાશે.

અપ્રિય-અનિષ્ટના સંયોગમાં, એ અનિષ્ટ-અપ્રિય વ્યક્તિથી છૂટકારો મેળવવા મન કેવું તડપે છે, વિલાપ કરે છે...ઝુરે છે....એ તમારે જાણવું હોય તો લંકાના દેવરમણ ઉદ્યાનમાં બેઠેલાં સીતાજીને પૂછો. રાવણથી છૂટવાની અને શ્રીરામને મળવાની તીવ્ર અભિલાષાએ તેમની માનસિક સ્થિતિ કેવી કરી નાંખી હતી...

સીતાજીનું મૃત્યુ થયું, તેઓ બારમા દેવલોકના ઇન્દ્ર બન્યા, ત્યાં તેમને શ્રીરામની સ્મૃતિ થઈ આવી, તેમણે અવધિજ્ઞાનથી મધ્યલોકમાં રહેલા શ્રીરામને જોયા...શ્રીરામને અણગાર–અવસ્થામાં જોયા....ધર્મ-ધ્યાનમાં લીન બનેલા જોયા...સીતેન્દ્રને ધ્રુજારી છૂટી....'શું રામ શુક્લ ધ્યાનમાં પ્રવેશી, ઘાતી કર્મોના ક્ષય કરી, વીતરાગ–સર્વજ્ઞ બની મોક્ષમાં ચાલ્યા જશે? તો પછી આ સંસારમાં મને એમનો કયારેય સંયોગ નહીં સાંપડે? ના ના...હું એમને શુક્લધ્યાનમાં પ્રવેશ નહીં કરવા દઉં!'

સીતેન્દ્રને શ્રીરામના કાયમી વિરહની કલ્પના કંપાવી દે છે. સીતેન્દ્રનું મન વિહ્‌વલ બની જાય છે, પ્રિયજનના સંયોગની ઝંખના જીવાત્માને કેવો અસ્વસ્થ અને અશાન્ત કરી મૂકે છે? આ સંયોગ-વિયોગની ઝંખનાઓ જીવાત્માની રાગદશાની ઉપજ છે. રાગીને જ સંયોગ–વિયોગનાં દુઃખોની હોળીમાં સળગી મરવાનું હોય છે.

જે વીતરાગ બની ગયા, જેમણે પોતાના આત્મામાંથી રાગ–દ્વેષનાં મૂળીયાં ઉખાડી નાંખ્યાં, આત્મભૂમિને જ એવી કરી નાંખી કે જેમાં કયારેય રાગ–દ્વેષ પેદા જ ન થાય! અરાગી–અદ્વેષી આત્માને આ વિશ્વમાં કંઈ પ્રિય રહેતું નથી. કંઇ અપ્રિય રહેતું નથી... એમને કંઈ ઇષ્ટ હોતું નથી.... કંઈ અનિષ્ટ હોતું નથી. પ્રિયાપ્રિયની અને ઈષ્ટાનિષ્ટની કલ્પનાઓ રાગ–દ્વેષની ઉપજ છે. વીતરાગી અને વીતદ્વેષીને એ કલ્પનાઓ જ હોતી નથી, પછી એ કલ્પનાઓમાંથી જન્મતા દુઃખો કયાંથી હોય?

કદાચ કોઈ કહે: 'પ્રિય અને અપ્રિયની કલ્પનાઓ વિનાનું જીવન તે જીવન કહેવાય? દુઃખ વિનાનું સુખ સુખ રહેતું નથી! દુઃખ હોય છે તો સુખ સુખરૂપ લાગે છે!'

તો તો તંદુરસ્તીના સુખ માટે રોગનું દુઃખ પણ જોઈએ! ઈચ્છો છો ને તમારૂં શરીર રોગોથી ભરાઈ જાય તે? શ્રીમંતાઈના સુખ માટે ગરીબીનું દુઃખ પણ જોઈએ! શ્રીમંતાઈથી કંટાળી ગયા છો ને? ગરીબી ઈચ્છો છો ને? દુઃખ વિનાના નિર્ભેળ સુખને

ક્યાય જોયું નથી, અનુભવ્યું નથી એટલે શુદ્ધ સુખની કલ્પના જ ક્યાંથી આવે? સદૈવ દુઃખમિશ્રિત સુખથી આપણે ટેવાયેલા છીએ. સંસારની ચારે ગતિમાં દુઃખ અને સુખ સાથે રહેલાં છે...ક્યાંક દુઃખ વધારે અને સુખ ઓછું, ક્યાંક સુખ વધારે અને દુઃખ ઓછું! પરન્તુ હોય છે બંને. એટલે જ્યારે દુઃખ વિનાના શુદ્ધ સુખની વાત જ્ઞાની પુરુષો કરે છે ત્યારે 'આવું સુખ તે હતું હશે?' એમ શંકા થાય છે. 'દુઃખ વિના સુખ ભોગવવાની મજા આવે ખરી?' આવો પ્રશ્ન પેદા થાય છે.

વીતરાગ આત્માને પ્રિય–અપ્રિયની કલ્પનાઓ વિનાનું સ્વાધીન શાશ્વત્ સુખ હોય છે. તેમના રાગરહિત આત્માને કોઈ દુઃખ સ્પર્શી શકતું નથી...એક વખત આત્મા વીતરાગ બની ગયો, પછી ક્યારેય તે રાગી નહીં બનવાનો એટલે ક્યારેય એને દુઃખનો સ્પર્શ નહીં થવાનો.

દુઃખ સાથે સુખોનો અનુભવ તો અનંત જન્મોમાં આપણા જીવે કર્યો, હવે ભવિષ્યકાલીન અનંતકાળ આપણે દુઃખરહિત શુદ્ધ સુખનો અનુભવ કરવા પ્રયત્ન કરીએ તો? એ માટે આપણે આપણા રાગ–દ્વેષને ઓછા કરવાનો પુરુષાર્થ આરંભવો જોઈએ, જે જે માર્ગે રાગ–દ્વેષ ઓછા થતા હોય તે તે માર્ગે મન–વચન–કાયાથી પુરુષાર્થ કરવો જોઈએ. રાગ–દ્વેષની તીવ્રતા ઘટાડી દેવી જોઈએ. આ વર્તમાન જીવનમાં વીતરાગ ન બનાય તો ભલે, વિરાગી તો બની જ જઈએ!

प्रशमितवेदकषायस्य हास्यरत्यरतिशोकनिभृतस्य ।
भयकुत्सानिरभिभवस्य यत्सुखं तत्कुतोऽन्येषाम् ॥१२६॥

અર્થ: જેણે વેદ અને કષાયને શાન્ત કરી દીધા છે, જે હાસ્ય, રતિ, અરતિ, અને શોકમાં સ્વસ્થ રહે છે, જે ભય અને નિન્દાથી પરાજિત થતો નથી, તેને જે સુખ હોય છે તેવું સુખ બીજાઓને કેવી રીતે હોય?

**વિવેચન :** તમે કોઈ ગતિમાં ન અનુભવ્યું હોય, કોઈ ભવમાં ન જોયું હોય તેવું અપૂર્વ સુખ અનુભવવું છે? વૈષયિક સુખોથી જુદું, કષાયોથી ભિન્ન, હાસ્ય-રતિથી જુદા પ્રકારનું...એવું સુખ જો અનુભવવું હોય તો અહીં ગ્રન્થકાર એવું સુખ મેળવવાનો માર્ગ બતાવે છે. અલબત્ માર્ગ સરળ નથી, સીધો નથી, કઠીન માર્ગ છે, છતાં સાહસિકો માટે, સાત્વિકો માટે અશકય નથી. આવો, આપણે એ માર્ગને અવગાહીએ.

૧. તમે જો પુરુષ છો તો તમારે પુરુષવેદને પ્રશાન્ત કરવો જોઈએ. તમે જો સ્રી છો, તો તમારે સ્રીવેદને ઉપશાન્ત કરવો જોઇએ. અર્થાત્ તમારી જાતીય વાસનાથી...વાસનાના આવેગોથી મુકત બનવું જોઇએ. સંભોગની ઇચ્છાને શાન્ત કરી દેવી જોઈએ. આ મૈથુનની વાસનાથી મુકત થવાનું કામ સરળ નથી. પ્રતિક્ષણ જાગૃતિ જોઈએ. પ્રતિપલ સાવધાની જોઈએ. બાહ્ય-આન્તર તપશ્ચર્યા દ્વારા, જ્ઞાન-ધ્યાનની સતત રમણતા દ્વારા અને વિવિધ સંયમયોગોની આરાધના દ્વારા તમે તમારી જાતીય વાસનાને, મૈથુનની વૃત્તિને ઉપશાન્ત કરી શકશો.

૨. તમારે કષાયોને શાંત કરવા પડશે. ક્રોધને ક્ષમાથી, માનને નમ્રતાથી, માયાને સરળતાથી અને લોભને નિર્લોભતાથી શાન્ત કરતા રહો. જ્યારે જ્યારે ક્રોધ ઉભરાય હૃદયમાં, ત્યારે ત્યારે ક્ષમાનું ચિંતન કરો. ક્ષમાજલના સિંચનથી ક્રોધની આગ બુઝાશે. જ્યારે જ્યારે માન-અભિમાન જાગે, ત્યારે ત્યારે નમ્રતાના વિચારોથી એને શાન્ત કરો, માયા-કપટ કરવાની ઈચ્છા થાય ત્યારે સરલતાનો સહારો લઈ માયા-કપટની ઈચ્છાને પરાસ્ત કરો. લોભવૃત્તિ જ્યારે ઉછળે ત્યારે નિર્લોભતાનો સથવારો લઈ તે વૃત્તિને ડામી દો. કષાયોને ઉપશાન્ત કરવાના દૃઢ નિર્ધાર સાથે સાવધાનીભર્યો પુરુષાર્થ કરશો તો અવશ્ય તમને સફળતા મળશે.

૩. હાસ્ય ઉપજાવે એવો પ્રસંગ ઊભો થાય ત્યારે તમે સ્વસ્થ રહેજો, હસી ન પડતા. કંઇ એવું જોઈ લીધું, સાંભળી લીધું કે જે હાસ્યપ્રેરક હોય, છતાં તમારે નહીં હસવાનું! સમજણપૂર્વક નહીં

હસવાનું. સમગ્ર સંસારના જડ–ચેતન ભાવોને જ્ઞાનદૃષ્ટિથી જોનાર મહાત્માને સંસારમાં કંઈ વિચિત્ર લાગતું જ નથી ! બધું જ સંભવિત લાગે છે...દરેક ઘટનાના કાર્યકારણભાવ તે જાણે છે...પછી એ કેવી રીતે હસે ? હર્ષમાંથી હાસ્ય પ્રગટે છે. આત્મભાવમાં રહેલા મહાત્માના હૃદયમાં હર્ષનો વિકાર ટકી શકતો નથી. હસવાનું નિમિત્ત ઉપસ્થિત થવા છતાં જે હસે નહીં તે સ્વસ્થ કહેવાય.

૪. હસવાનું તો નહીં, ઇન્દ્રિયોના પ્રિય વિષયોમાં રતિ પણ નહીં કરવાની અર્થાત્ વિષયોમાં પ્રીતિ નહીં બાંધવાની. વિષયાસક્તિ એ અસ્વસ્થતા છે ! આત્મભાવમાં–સ્વભાવમાં સ્થિર રહેવું તે સ્વસ્થતા અને અનાત્મભાવમાં–વિભાવમાં રહેવું તે અસ્વસ્થતા ! આવશ્યક વિષયોનો ઉપયોગ કરવો તે જુદી વાત છે, વિષયોમાં રાચવું તે જુદી વાત છે. વિષયોમાં પ્રિયત્વની કલ્પના જ ન કરો. તે માટે વિષયોની નિઃસારતા વિચારો. વિષયાસક્તિના દારુણ વિપાકોનું ચિંતન કરો.

૫. જેમ પ્રિય વિષયોમાં રતિ નહીં કરવાની, તેમ અપ્રિય વિષયોમાં અરતિ નહીં કરવાની. અપ્રિય–અનિષ્ટ વિષયોના સંયોગમાં ઉદ્વિગ્ન નહીં બનવાનું. ઉદ્વિગ્નતા એ પણ અસ્વસ્થતા છે ! અસ્વસ્થતા એ માનસિક દુઃખ છે.... વિષયમાં સારાપણું નથી કે નરસાપણું નથી, જીવાત્મા એમાં સારાપણાની અને નરસાપણાની કલ્પનાઓ કરે છે. એ કલ્પનાઓ પણ સ્થિર નથી રહેતી. કલ્પનાઓ બદલાતી રહે છે. સારો વિષય નરસો લાગે છે, નરસો વિષય સારો લાગે છે ! આ તાત્ત્વિક સમજને હૃદયસ્થ કરનાર તત્ત્વજ્ઞાની અરતિ–ઉદ્વેગમાં શેકાતો નથી.

૬. જ્યારે તમને પ્રિય વસ્તુ કે વ્યક્તિનો વિયોગ થાય ત્યારે તમે શોક ન કરો. 'સંયોગો અનિત્ય છે' આ વિચારને ખૂબ વાગોળો. પ્રિયજનોના સંયોગ, વૈભવ–સંપત્તિનો સંયોગ, વિષય સુખોનો સંયોગ...આ બધા સંયોગો અનિત્ય છે. 'જે અનિત્ય હોય તેનો વિયોગ થાય જ.' આ વિચાર દૃઢ કરો. રોગથી શરીર ઘેરાઈ જાય, યૌવન ચાલ્યું જાય, મૃત્યુના ઓળા સામે દેખાય...એ વખતે પણ

શોકાતુર ન થઈ જશો. આંખોને આંસુભીની ન કરશો. એ બધું આ સંસારમાં સ્વાભાવિક જ છે. માટે સ્વસ્થ રહેવાનું !

૭. નિર્ભય બનો. નિર્ભયતા વિના સુખ નથી, નિર્ભયતા વિના શાન્તિ નથી. શા માટે ભય પામો છો? તમારૂં શું લુંટાઇ જવાનું છે? જે ખરેખર તમારૂં છે તેને કોઈ ચોરી જઈ શકે એમ નથી, જે ખરેખર તમારૂં નથી, એ લુંટાઈ જાય, ચોરાઈ જાય તો તમારે ચિંતા કરવાની જરૂર નથી.

તમે જ્ઞાતા બનો, દ્રષ્ટા બનો. તમારી આસપાસ જે કંઈ બની રહ્યું હોય, તમે જ્ઞાનદૃષ્ટિથી તે જોયા કરો. જાણ્યા કરો. રાગ–દ્વેષને ભેળવ્યા વિના જોજો. રાગ–દ્વેષને અળગા રાખીને જાણજો. તમારે ગભરાવાનું કોઈ કારણ નથી.

તમારે દુનિયા પાસેથી શું લઇ લેવું છે? તમારે દુનિયાને શું આપી દેવું છે? તમારે દુનિયાથી શું છુપાવવાનું છે? મહાનુભાવ, તમારે કોનો ભય છે? 'આ સૃષ્ટિમાં જે બનવાનું છે તે બનશે જ. જે ભાવો નિશ્ચિત છે, તે ભાવોને કોઈ બદલી શકતું નથી.' આ જિનશાસનના સિદ્ધાન્તને આત્મસાત્ કરી લો.

ગમે તેવું ભયપ્રેરક નિમિત્ત તમારી સામે આવે, તમારૂં રૂંવાડું પણ ફરકવું ન જોઈએ. ભયવિજેતા બની જાઓ. ભયથી કયારે પણ હારશો નહીં, પરાજિત થશો નહીં.

૮. તમારી કોઇ નિન્દા કરે તો કરવા દેજો! નિન્દા અને પ્રશંસામાં શોક કે હર્ષ ન કરશો. નિન્દા સાંભળીને અકળાઈ ન જશો. નિન્દકો નિન્દા કરવાના જ! પ્રશંસકો પ્રશંસા કરવાના જ! તમારે આ બંને પરિસ્થિતિમાં સ્વસ્થ રહેવાનું!

નિન્દાને જીરવવાની શક્તિ તમારે મેળવવી જ જોઈએ. જે મનુષ્ય પોતાની નિન્દા સાંભળીને ક્રોધ નથી કરતો, ઉદ્વેગ નથી કરતો, ભયભીત નથી થતો, તે મનુષ્ય સાચો વીરપુરુષ છે. 'આ દુનિયાએ તીર્થંકરોની પણ નિન્દા કરી છે, પછી હું કોણ?' આ રીતે તમારા

મનનું સમાધાન કરો. તમે તમારા કર્તવ્ય માર્ગે ચાલતા રહો, નિન્દા અને તિરસ્કાર કરનારા તમારૂં કંઈ બગાડી નહીં શકે...બગડે છે પોતાનાં જ પાપકર્મોના ઉદયથી !

તમે બીજા કોઈની નિન્દા કરશો નહીં. નિન્દાનો રસ હલાહલ વિષ કરતાં પણ વધુ નુકશાન કરનારો છે. તમારી તિરસ્કાર કરનારની પણ તમે નિન્દા ન કરશો.

આ રીતે જે મહાનુભાવ

૧. જાતીય વાસનાને ઉપશાન્ત કરે છે,
૨. ક્રોધાદિ કષાયોને શાન્ત કરે છે,
૩. હર્ષ અને હાસ્યના પ્રસંગે સ્વસ્થ રહે છે,
૪. વૈષયિક સુખોમાં પ્રીતિ નથી કરતો,
૫. અપ્રિય વિષયોમાં અરતિ નથી કરતો,
૬. પ્રિયવિયોગમાં શોકાકુલ નથી બનતો,
૭. સર્વ ભયો પર વિજય મેળવે છે,
૮. નિન્દા–તિરસ્કારમાં સ્વસ્થ રહે છે,

તે મહાત્મા જે અપૂર્વ સુખની અનુભૂતિ કરે છે, તે અનુભૂતિ રાગની પ્રચંડ આગમાં સળગતો જીવાત્મા કેવી રીતે કરી શકે ? ન જ કરી શકે.

કહો, આ અપૂર્વ સુખ અનુભવવાનો રાજમાર્ગ છે ! ચાલવું છે આ માર્ગે ? આ નહીં અનુભવેલા સુખનું આકર્ષણ જાગે છે હૃદયમાં ? જો આકર્ષણ જાગી જાય તો આ માર્ગે પ્રયાણ થઈ જાય. આ માર્ગે ચાલવાની શક્તિ પણ આત્મામાં પ્રગટી જાય.

'મારે હવે રાગજન્ય સુખો નથી જોઈતાં,' આ સ્પષ્ટ નિર્ણય આત્મસાક્ષીએ થઈ જવો જોઈએ. 'મારે હવે આત્માનું સ્વાધીન સુખ મેળવવું જ છે...' આ દૃઢ સંકલ્પ થઈ જવો જોઈએ. આ સંકલ્પ-બળને સજીવન રાખીને, ઉપર બતાવેલી આઠ વાતોને સિદ્ધ કરવાના પુરુષાર્થમાં લાગી જવું જોઈએ.

આવો પુરુષાર્થ માત્ર જિનશાસનના શ્રમણજીવનમાં જ શક્ય બની શકે. શ્રમણજીવન સ્વીકારવા માત્રથી આ પુરુષાર્થ પુરો થઈ નથી જતો, પુરુષાર્થનો પ્રારંભ થાય છે! પ્રારંભેલા પુરુષાર્થની પૂર્ણાહૂતિ ભલે આ જીવનના અંતે ન થાય, એ માટે ભલે પાંચ–દસ જીવન પુરાં થઈ જાય, પરન્તુ સફળતા મળવી જોઈએ. અપૂર્વ... અદ્‌ભુત પ્રશમ સુખની શાશ્વત્ સરવાણી ફૂટવી જોઈએ.

વૈષયિક...ભૌતિક...દૈવિક સુખોની અભિલાષાને નિર્મૂળ કરીને આત્માના શાશ્વત્ અને સ્વાધીન સુખની પરિશોધ આરંભી દઈ આ માનવજીવનની શ્રેષ્ઠ સફળતા પ્રાપ્ત કરી લઈએ.

## પરમ સુખી પ્રશાન્તાત્મા

सम्यग्दृष्टिर्ज्ञानी ध्यानतपोबलयुतोऽप्यनुपशान्तः ।
तं लमते न गुणं यं प्रशमगुणमुपाश्रितो लभते ॥१२७॥

**અર્થ** : સમ્યગ્દૃષ્ટિ, જ્ઞાની, ધ્યાની અને તપબલથી યુક્ત (સાધક) પણ જો ઉપશાન્ત ન હોય તો તે જે ગુણ પ્રાપ્ત નથી કરતો તે ગુણ પ્રશમગુણ વાળો (સાધક) મેળવે છે.

**વિવેચન** : તમે મિથ્યા માન્યતાઓથી મુક્ત થયા છો? તમને સમ્યગ્દર્શનની આંતર–પ્રતીતિ થઈ છે? તો પછી તમે આટલા બધા અશાન્ત કેમ છો? આટલી બધી કષાય–પરવશતા કેમ છે? આટલી બધી વાસનાવિવશતા શાથી છે? શું તમે એમ સમજ્યા છો કે 'અમારી પાસે સમ્યગ્દર્શન છે એટલે અમારો મોક્ષ થઈ જવાનો...' આવી ભ્રમણામાં ન રહેશો. જ્યાં સુધી તમે તમારા કષાયોને ઉપશાન્ત નહીં કરો, તમારી વિષયવાસનાને નહીં ઠારો ત્યાં સુધી તમારું સમ્યગ્દર્શન તમને આત્મગુણોના ખજાના પાસે નહીં લઈ જાય. કદાચ બુઝાઈ પણ જાય.

તમારી બુદ્ધિ ધારદાર છે અને તમારું શાસ્ત્રજ્ઞાન અગાધ છે; છતાં તમે અસ્વસ્થ લાગો છો...શાથી ? શું તમે તમારી સૂક્ષ્મ બુદ્ધિ અને અગાધ શાસ્ત્રજ્ઞાન ઉપર મદાર નથી બાંધી લીધો ને કે 'અમારી બુદ્ધિ અને શાસ્ત્રજ્ઞાન અમને મુક્તિ અપાવશે !' એના ભરોસે તો તમે વિષય–કષાયોના ખેલ નિર્ભયતાથી નથી ખેલી રહ્યા ને ? આન્તર શાન્તિ અને ચિત્ત પ્રસન્નતાની ઉપેક્ષા કરીને, ઉપશમભાવની સરાસર વિસ્મૃતિ કરીને, માત્ર બુદ્ધિ અને જ્ઞાનના સહારે તમે આત્મગુણોની સમૃદ્ધિ નહીં મેળવી શકો.

તમે દિવસ–રાતમાં બે–ત્રણ કલાક સવિકલ્પ કે નિર્વિકલ્પ ધ્યાન ધરીને "હું ધ્યાની છું અને ધ્યાનના માધ્યમથી આત્માનો પ્રકાશ પામી જઈશ." આવું માની બેઠા નથી ને ? ધ્યાનના એ બે–ત્રણ કલાક સિવાયના કલાકોમાં તમે કષાયોનો સહારો લો છો, વૈષયિક સુખોની સુંવાળી પથારીમાં આળોટો છો, અને માનો છો કે તમને કેવળજ્ઞાન થઈ જશે ! તમને વીતરાગતા મળી જશે ! આ તમારી અજ્ઞાનદશા છે. કષાયોને ઉપશાન્ત કર્યા વિના, વિષયવાસનાઓની આગ બુઝવ્યા વિના તમે આત્માની પૂર્ણતા ક્યારેય નહીં પામી શકો.

તમે તપસ્વી છો. આઠ ઉપવાસ, સોળ ઉપવાસ અને મહિનાના ઉપવાસ પણ કરો છો...એક સાથે પાંચસો કે હજાર આયંબિલ કરી શકો છો...ઉઘાડા પગે અને ઉઘાડા માથે ધોમધખતા તાપમાં માઈલો સુધી ચાલી શકો છો...પરંતુ કોઈ તમારું અપમાન કરે છે ત્યારે ક્રોધથી લાલચોળ થઈ જાઓ છો ને ? કોઈ તમને માન–સન્માન ન આપે ત્યારે અકળાઈ જાઓ છો ને ? કોઈ સુંદર રૂપ નજરે ચઢે ત્યારે આકર્ષાઇ જાઓ છો ને ? દુનિયાની વાતો જાણવાની–સાંભળવાની ઉત્સુકતા તમને ચંચળ બનાવી દે છે ને ? તે છતાં તમે માનો છો કે "હું ઉગ્ર તપસ્વી છું...એટલે મારાં બધાં કર્મોનો નાશ થઈ જશે અને હું વીતરાગ બની જઇશ !' આવી મિથ્યા કલ્પનાઓમાં રાચશો મા. ઉપશમ ભાવ વિના કોઈ વીતરાગ બની શકતું નથી.

સમ્યગ્દર્શન દ્વારા સાધકે પ્રશમ–વાટિકામાં પહોંચવાનું છે. બુદ્ધિ અને શાસ્ત્રજ્ઞાનના સહારે સાધકે ઉપશમનાં નિર્મળ–શીતલ પાણીથી ભરેલા સરોવરના કાંઠે પહોંચવાનું છે. આત્મધ્યાન–પરમાત્મ-ધ્યાનની તલ્લીનતાના માધ્યમથી સાધકે જડ સૃષ્ટિનાં આકર્ષણોથી મુકત બનવાનું છે. જડ સૃષ્ટિને જોવા–જાણવાની ઉત્સુકતાથી છૂટકારો મેળવવાનો છે. ઉગ્ર તપશ્ચર્યા કરીને ઉન્મત્ત વિષયવાસનાઓને બાળી નાંખવાની છે અને નિર્વિકાર આત્મદશા પ્રાપ્ત કરવાની છે.

પ્રશાન્ત આત્મા જ નિજાનન્દની મસ્તી માણી શકે છે. પ્રશાન્ત મનુષ્ય જ અગમ અગોચર સુખની મધુર અનુભૂતિ કરી શકે છે. ભલે પછી એની પાસે સૂક્ષ્મ બુદ્ધિ ન હોય કે ખૂબ શાસ્ત્રજ્ઞાન ન હોય. ભલે એ ધ્યાન ન લગાવતો હોય કે તીવ્ર તપશ્ચર્યા કરતો ન હોય.

* દોરડા પર નાચતા ઈલાચીકુમાર પાસે શું હતું ? શું સમ્યગ્-દર્શન હતું ? શાસ્ત્રજ્ઞાન હતું ? ધ્યાન હતું ? તપશ્ચર્યા હતી ? ના ! તેઓ ઉપશાન્ત થયા અને સર્વજ્ઞ બન્યા.
* '**મા રૂષ, મા તુષ**' આટલા શબ્દો પણ યાદ ન રાખી શકનારા માષતુષ મુનિ માસે કેટલું શાસ્ત્રજ્ઞાન હતું ? છતાં તેઓ પ્રશાન્ત ભાવના પ્રભાવે પૂર્ણતા પામ્યા.
* એક વર્ષથી ધ્યાનસ્થ દશામાં ઊભેલા બાહુબલીજીને ત્યાં સુધી કેવળજ્ઞાન ન જ થયું જ્યાં સુધી તેમનો માનકષાય ઉપશાન્ત ન થયો, આત્મા પૂર્ણ પ્રશાન્ત ન બન્યો !
* સંવત્સરી–મહાપર્વના દિવસે પણ તપશ્ચર્યા નહીં કરી શકનારા કૂરગડુ મુનિ વીતરાગ–સર્વજ્ઞ બની ગયા, જાણો છો કોના પ્રભાવે ? ઉપશમ ભાવનો એ પ્રભાવ હતો.

પ્રશમ ભાવની આરાધના એટલે ક્રોધાદિ કષાયોને ઉપશાન્ત કરવાની આરાધના.

પ્રશમ ગુણની આરાધના એટલે વૈષયિક વાસનાને પ્રશાન્ત કરવાની આરાધના.

આ આરાધના સમ્યગ્દર્શન–જ્ઞાન અને ચારિત્રને વિશેષ ઉજ્જવલ કરે છે. આ આરાધના ચિત્તની ચંચળતાને, ઉત્સુકતાને નિર્મૂળ કરે છે. આત્મગુણોમાં રમણતા કરાવનારા અને બાહ્ય ભાવોની રમણતાથી ઉગારનારા એ 'પ્રશમગુણ'ને અંતરનાં વંદન છે....હૃદયનાં આમંત્રણ છે.

नैवास्ति राजराजस्य तत्सुखं नैव देवराजस्य।
यत्सुखमिहैव साधोर्लोकव्यापाररहितस्य ॥१२८॥

અર્થ : લૌકિક પ્રવૃત્તિઓથી મુક્ત સાધુને જે સુખ આ જ ભવમાં હોય છે તે સુખ નથી હોતું ચક્રવર્તીને કે નથી હોતું દેવેન્દ્રને.

**વિવેચન :** અહીં જે સુખની વાત કરવામાં આવે છે તે શારીરિક કે ભૌતિક સુખોની વાત નથી, એ છે મનનાં સુખની વાત, એ છે આત્માનાં સુખની વાત. પાંચ ઇન્દ્રિયોનાં વૈષયિક સુખો, વૈષયિક સુખનાં સાધનો તો રાજા–મહારાજાઓ પાસે ઘણાં હોય છે. દેવલોકના દેવેન્દ્ર પાસે ઘણાં હોય છે, છતાં એમની પાસે મનનું સુખ હોતું નથી, મનની શાન્તિ હોતી નથી.

ધર્મગ્રન્થોમાં જે ચક્રવર્તીનું વર્ણન આવે છે, જે દેવલોકના ઈન્દ્રોનું વર્ણન આવે છે, તે વર્ણન વાંચતાં, એ ચક્રવર્તીઓના અને ઇન્દ્રોના વૈષયિક સુખોનો ખ્યાલ આવે છે. અપાર અને અપૂર્વ સુખ-વૈભવો જોઈને દુનિયાને લાગે કે 'આ દુનિયામાં શ્રેષ્ઠ સુખી તો આ જ ચક્રવર્તીઓ છે...આ જ દેવેન્દ્રો છે.' એમનાં સુખોથી ચઢીયાતાં સુખ આ દુનિયામાં કોઈની પાસે ન હોય!

વર્તમાનકાળમાં પણ દુનિયાના અબજોપતિઓના સુખવૈભવો જોઈને મનુષ્યો બોલે છે: 'કેવા સુખી માણસો છે! કેટલો વિપુલ વૈભવ! કેવી અપૂર્વ સાહ્યબી! કેવું સુખી જીવન!' માત્ર બાહ્યદૃષ્ટિથી જોનારા અને વિચારનારા મનુષ્યો 'સુખ'ની કલ્પના ભૌતિક સુખનાં સાધનોના આધારે કરતા હોય છે, પરન્તુ વાસ્તવિકતા જુદી છે. આજે આપણી દુનિયામાં ચક્રવર્તી રાજા નથી, વાસુદેવ કે બળદેવ નથી, જો

એ હોત અને આપણે એમને પૂછત કે 'તમે સુખી છો ? તમે નિર્ભય અને નિશ્ચિંત છો ?' તો જવાબ મળત કે 'અમારી પાસે સુખનાં સાધન છે...પરંતુ અમે નિશ્ચિંત નથી, નિર્ભય નથી...માટે ખરેખર અમે સુખી નથી. અમને મળેલાં ભૌતિક સુખો નિત્ય નથી, અનિત્ય છે. ભયરહિત નથી, ભયસહિત છે. સ્વાધીન નથી, પરાધીન છે ! અનેક પ્રકારના ભયોથી અને ચિંતાઓથી અમે ઘેરાયેલા રહીએ છીએ, અમારું મન અશાન્ત રહે છે, ઉદ્વિગ્ન રહે છે...'

દેવલોકના ઇન્દ્રો આપણા માટે કથા–વાર્તાના વિષય બની ગયા છે ! છતાંય જો ક્યારેક સ્વપ્નમાં પણ ઇન્દ્ર મળી જાય તો પૂછી લેજો કે "હે દેવરાજ ! તમે સુખી છો ને ? તમારું મન સદૈવ શાન્ત, પ્રસન્ન અને પ્રફુલ્લ રહે છે ને ? તમારા મનમાં ઇર્ષ્યા, રોષ, રાગ.... આસક્તિ...આ બધાં તત્ત્વો અશાન્તિ...ઉદ્વેગ પેદા કરતાં નથી ને ?" ઇન્દ્રનો પ્રત્યુત્તર શું મળે છે, તે સાંભળજો અને વિચારજો.

ભૌતિક–વૈષયિક સુખ–સાધનોની વૃત્તિ અને પ્રવૃત્તિથી મુક્ત મહાત્માપુરુષોને પૂછજો કે એમનું સુખ કેવું છે ! એમના અનુપમ પ્રશમસુખનું વર્ણન તેઓ શબ્દોમાં નહીં કરી શકે. પ્રશમસુખની અદ્ભુત અનુભૂતિની અભિવ્યક્તિ શબ્દોમાં કરી શકાતી નથી.

જેમને કોઈ બાહ્ય સુખ મેળવવાની આકાંક્ષા નથી, જેમને કોઇ દુઃખ દૂર કરવાની અભિલાષા નથી...બાહ્ય સુખદુઃખની કલ્પનાઓથી અળગા રહેનારા એ સાધુપુરુષો જે આન્તર પ્રશમસુખ અનુભવે છે, ચક્રવર્તી કે દેવેન્દ્ર પણ એ સુખના આસ્વાદ માણી શકતા નથી.

જે કોઇ માનવીને પ્રશમ સુખનો અનુભવ કરવો હોય તેણે સંસારની તમામ પ્રવૃત્તિઓથી મુક્ત બનવું જ પડે. કોઇપણ....સૂક્ષ્મ પણ પ્રવૃત્તિ ન જોઇએ. મનથી એના વિચારો નહીં કરવાના, વાણીથી એ અંગે કંઈ બોલવાનું નહીં અને કાયાથી એ વિષયમાં કોઇ વ્યવહાર કરવાનો નહીં. એનું મન ડૂબેલું હોય પ્રશમના સુખમાં ! એની અવિનાશી મસ્તી હોય પ્રશમસુખના સાગરમાં !

વીતરાગ જેવા કહેવાતા અનુત્તર દેવલોકના દેવોને પણ જ્યારે પોતાનું આયુષ્ય પૂર્ણ થવાનું નજીકમાં લાગે છે ત્યારે, 'મારે મનુષ્ય-સ્ત્રીના પેટમાં પુરાવું પડશે.' આ કલ્પના દુઃખી કરે છે ! અનુત્તર દેવોનાં પણ સુખ આ રીતે દુઃખથી કલંકિત હોય છે...! અકલંક સુખ હોય છે માત્ર સાધુપુરુષોને ! લૌકિક પ્રવૃત્તિઓથી મુક્ત એવા સાધુપુરુષોને !

મનને, વાણીને અને કાયાને સદૈવ લૌકિક પ્રવૃત્તિઓથી મુક્ત રાખવા માટે જોઈએ વિશિષ્ટ જ્ઞાન. એ વિશિષ્ટ જ્ઞાન એટલે માત્ર શ્રુતજ્ઞાન નહીં, માત્ર શાસ્ત્રોનું જ્ઞાન નહીં, વિશિષ્ટ જ્ઞાન એટલે આત્મજ્ઞાન ! પરિણતિજ્ઞાન ! આત્માના પ્રદેશે-પ્રદેશે જ્ઞાનનાં અજવાળાં પથરાયેલાં હોય. આત્માનો એક પણ પ્રદેશ, અજ્ઞાનના અંધકારથી આવરાયેલો ન જોઈએ. આવા જ્ઞાની મહાત્માઓ જ લૌકિક પ્રવૃત્તિ-ઓથી મુક્ત રહી, પ્રશમસુખના મહોદધિમાં મસ્તી માણતા હોય છે.

જ્ઞાની સાધુપુરુષ ક્યારેય મનનાં દુઃખોથી રીબાતો ન હોય, વિકલ્પોની જાળમાં ક્યારેય ફસાતો ન હોય...રાગદ્વેષની ભડભડતી આગમાં ક્યારેય બળતો ન હોય. એનું આત્મજ્ઞાન એને સંસારની પ્રવૃત્તિઓથી મુક્ત કરાવી નિવૃત્તિની ગુફામાં લઈ જાય છે. નિવૃત્તિની ગુફામાં પ્રશમસુખની પ્રાપ્તિ થાય છે. પ્રવૃત્તિના સપાટ મેદાન ઉપર તો દુઃખના દાવાનળમાં જ સળગવાનું હોય છે. પ્રવૃત્તિની સાથે કોઇ પણ આકાંક્ષા જોડાયેલી રહેવાની જ. એ આકાંક્ષા...આશા...તૃષ્ણા... અભિલાષા જ મનનાં દુઃખોની જનેતા છે. માટે પ્રશમસુખના અભિલાષી મનુષ્યે પ્રવૃત્તિથી મુક્ત થઇ, મન-વચન-કાયાને આત્મજ્ઞાન-અધ્યાત્મ જ્ઞાનના સહારે નિવૃત્તિની ગુફામાં પહોંચી જવું જોઇએ.

## કેવા સાધુ સ્વસ્થ રહે ?

**स त्यज्य लोकचिन्तामात्मपरिज्ञानचिन्तनेऽभिरतः ।**
**जितरोषलोभमदनः सुखमास्ते निर्ज्वरः साधुः ॥१२९॥**

અર્થ : લોકની [સ્વજન-પરિજનની] ચિંતા છોડીને આત્મ-જ્ઞાનના ચિંતનમાં અભિરત રહેનાર, રાગ-દ્વેષ તથા કામને જિતનાર અને તેથી નીરોગી બનેલો સાધુ સ્વસ્થ રહે છે. [ઉપદ્રવરહિત જીવે છે]

**વિવેચન :** જે આત્મસાધક સ્વજન–પરિજનોની ચિંતા છોડી દે છે, અને આત્મચિંતનમાં અભિરત રહે છે તે જ આત્મસાધક સ્વસ્થ રહે છે. જે સ્વજન–પરિજનોનો ત્યાગ કરી પોતાના આત્માનું કલ્યાણ સાધવા મહાન્ ચારિત્રધર્મના માર્ગે ચાલી નીકળ્યો છે તેણે, પોતાનાં એ સ્વજન અને પરિજનોનાં દુઃખ, દરિદ્રતા અને દુર્ભાગ્યની ચિંતાઓ ન કરવી જોઈએ. એ સ્વજનોની સ્મૃતિ પણ ન કરવી જોઈએ.

'મારા માતા–પિતા વગેરે નિર્ધન થઈ ગયા છે....દરિદ્રતાએ એમને ભરડો દીધો છે....એમનું શું થતું હશે ? મારાં એ સ્વજનો રોગગ્રસ્ત થઈ ગયાં છે. ઔષધોપચાર કરાવવાની તેમની શક્તિ નથી....શું થશે એમનું ? મારા એ મિત્રો આર્થિક સંકટમાં ફસાયા છે...સાથે સાથે રાજ્યના અપરાધી બન્યા છે...શું થશે એમનું ?' આવી ચિંતાઓથી સાધકે મુક્ત રહેવું જોઈએ.

'મારાં એ સ્વજનો કોઈ પુણ્યકાર્ય કરતા નથી...નથી દાન દેતા, નથી તપ કરતા, નથી પરમાર્થ–પરોપકારનાં કાર્યો કરતા...શું થશે એમનું ભવાંતરમાં ? શું તેમની દુર્ગતિ થશે ? નરકમાં જશે ?' આવી ચિંતા પણ સાધકે નથી કરવાની. એણે એ સ્વજન–પરિજનોને ભૂલી જવાનાં છે. મનને આ બધી વ્યર્થ ચિંતાઓથી મુક્ત રાખવાનું છે.

પરંતુ આવી પરચિંતાઓ કરવાની ટેવ આજકાલની નથી, અનાદિકાલીન છે. અનાદિકાલીન કુટેવોથી મુક્ત બનવાનો પ્રયત્ન કેવો પ્રબળ જોઈએ ? એ પ્રયત્નમાં કેવું સાતત્ય જોઈએ ? પ્રબળ અને સતત પ્રયત્નથી જ એ કુટેવોથી માનવી છુટી શકે. તે પ્રયત્ન છે આત્મચિંતનનો ! આત્મવિષયક ચિંતનમાં મનને ઓતપ્રોત કરી દેવાનું.

"આ અનાદિ સંસારમાં પરિભ્રમણ કરતા મારા આત્માએ કેવાં દારુણ શારીરિક અને માનસિક દુઃખો અનુભવ્યાં છે ? વૈષયિક સુખોમાં

નિરંતર રાચતો જીવાત્મા ક્યારે ય તૃપ્ત થયો નહીં, સદાનો અતૃપ્ત ને અતૃપ્ત... ક્યારેય એ ધરાયો નહીં. એ વિષયોની મૃગતૃષ્ણામાં દોડતો રહ્યો... ભટકતો રહ્યો...મરતો ને જનમતો રહ્યો...હજુ અંત ન આવ્યો. આજે હું માનવ છું, મને માનવજીવન મળ્યું છે...આ જીવનમાં મારે એ અતૃપ્તિની આગ બુઝાવી દેવી છે...મને આ વિશ્વનું સમ્યગ્ દર્શન થયું છે....વિશ્વની યથાર્થતા સમજાણી છે. મોક્ષમાર્ગનો અવબોધ પ્રાપ્ત થયો છે...હવે હું એવો આંતર-બાહ્ય પુરુષાર્થ કરું કે મારા ભવભ્રમણનો અંત આવી જાય. આત્મા સિદ્ધ; બુદ્ધ અને મુક્ત થઈ જાય.'

આ વિચારધારાને કેન્દ્રસ્થાને રાખી આત્મચિંતનના અનંત-આકાશમાં ઉડતો રહેતો સાધક આત્મા સર્વપ્રથમ ત્રણ આંતરશત્રુઓ પર આક્રમણ કરે છે :

- રાગ પર આક્રમણ કરી રાગવિજેતા બને છે.
- દ્વેષ પર આક્રમણ કરી દ્વેષવિજેતા બને છે.
- કામવાસના પર આક્રમણ કરી કામવિજેતા બને છે.

ગ્રન્થકાર આચાર્યદેવે રાગ, દ્વેષ અને કામને જ્વરની ઉપમા આપી છે. આ અનાદિના જ્વર છે. 'ટાઈફોઈડ' અને 'ન્યૂમોનિયા'ના જ્વર કરતાં પણ વધુ ખતરનાક આ ત્રણ જ્વર છે. લોકચિંતાનો ત્યાગી અને આત્મચિંતનનો અનુરાગી સાધક આ ત્રણ જ્વરને દૂર કરવા જીવનપર્યંત ઉપચારો કરતો રહે છે.

જ્વરના તાપમાં શેકાતો, અકળાતો મનુષ્ય ક્ષણભર પણ ખૂશી અનુભવતો નથી. આ ત્રણ ત્રણ જ્વરના સખત તાપમાં તડફડતો જીવાત્મા કેવી રીતે થોડી ક્ષણો માટે પણ પ્રસન્નતા અનુભવી શકે? સ્ત્રીરાગમાં દિવસ-રાત તરફડતા અને બળતા માણસોની બેચેની તમે શું નથી જોઈ? ધનરાગમાં અકળાતા અને વેદનાની ચીસો પાડતા માનવીઓની દયનીય સ્થિતિ તમે શું નથી જોઈ? તનરાગમાં

વ્યાકુળતા અનુભવતા અને આંસુ સારતા મનુષ્યોની બેહાલી તમે શું નથી જોઈ?

અપયશ, પરાજય, પરાભવ અને અપમાનથી ધુવાંપુવાં થતા... રોષથી પાગલ બની જતા...ભાન ભૂલી જતા માણસોના છાતી ચીરી નાંખતા ચિત્કારો તમે નથી સાંભળ્યા? ઉદ્દીપ્ત વાસનાઓને પરવશ પડી...તીવ્ર કામવ્યથાથી વ્યાકુળ બની...નિઃસાર અને નિઃસત્ત્વ બની કમોતે મરતા જીવોને તમે નથી જોયા?

આપણા જીવે પણ અનંત જન્મોમાં આ દારુણ વેદનાઓ ભોગવી છે. હવે જો એ વેદનાઓથી છૂટવું છે, એ જીવલેણ જવરોથી મુક્તિ પામવી છે તો લોકચિંતાનો ત્યાગ કરી દઈએ અને આત્માની વિભાવદશા તથા સ્વભાવદશાના ચિંતન મનનમાં ઓતપ્રોત બનીએ. તો જ સ્વસ્થતાપૂર્વક જીવી શકાય.

એ સાધુપુરુષો અદ્‌ભુત સ્વસ્થતાથી જીવનયાત્રા કરી રહ્યા છે કે જેઓ સમગ્ર પરચિંતાઓથી મુક્ત છે અને આત્મચિંતનમાં લીન છે. જેઓના રાગ–દ્વેષ અને કામવિકારોના વિષમ જવર શાન્ત થઈ ગયા છે એવા યોગીપુરુષોની ભાવપૂર્ણ સ્મૃતિ કરી; એવી અવસ્થા પામવા પુરુષાર્થશીલ બનીએ.

## ધર્મ નિમિત્તે અપવાદ

या चेहलोकवार्ता शरीरवार्ता तपस्विनां या च ।
सद्धर्मचरणवार्तानिमित्तकं तद्द्वयमपीष्टम् ॥१३०॥

અર્થ : જે કોઈ ઈહલોક-વાર્તા અને જે કોઈ શરીરવાર્તા સાધુઓના સદ્ધર્મના અને ચારિત્રના નિર્વાહમાં હેતુભૂત હોય, તે બંને (લોકવાર્તા-શરીરવાર્તા) અભિમત છે. [જિનશાસનમાં માન્ય છે.]

**વિવેચન** : "જો સાધુ સમગ્ર લોકચિંતા ત્યજી દે તો એ પોતાનું જીવન કેવી રીતે જીવી શકે? શરીરના નિર્વાહ માટે એણે લોકો પાસે તો જવું જ પડે ને?" આ પ્રશ્નનો ઉત્તર આપતાં ભગવાન ઉમાસ્વાતિ કહે છે: સાધુજીવન જીવવા માટે, સાધુજીવનમાં આરાધવાના ધર્મયોગોની આરાધના માટે શરીર સ્વસ્થ હોવું જરૂરી છે. શરીરની સ્વસ્થતા આહાર અને પાણી ઉપર નિર્ભર હોય છે. આહાર–પાણી વિના શરીર અને મનની સ્વસ્થતા જળવાતી નથી. આહાર–પાણી ગૃહસ્થો પાસેથી લાવવાનાં હોય છે. એ માટે સાધુઓને ગૃહસ્થોના સંપર્કમાં આવવું પડે તો એનો સંપર્ક વર્જ્ય નથી, ત્યાજ્ય નથી.

સાધુ એટલો લોક–વિચાર તો કરે જ કે એને દોષરહિત ભિક્ષા ક્યાંથી મળશે. એ ભિક્ષાવેળાનો પણ વિચાર કરે કે એને ગૃહસ્થોના ઘરોમાં ક્યારે ભિક્ષા મળશે. એ ગૃહસ્થોની આર્થિક અને માનસિક સ્થિતિનો પણ વિચાર કરે. એ ગૃહસ્થની પારિવારિક સ્થિતિનો પણ વિચાર કરે... આ બધા વિચારોનું મૂળકેન્દ્રબિંદુ હોય શરીરને ટકાવવા માટે આહાર, વસ્ત્ર, પાત્ર આદિ લેવાનું, કે જે સંયમજીવન માટે અતિ આવશ્યક હોય.

૧. સાધુ એવાં ગૃહસ્થ–ઘરોમાં ભિક્ષા લેવા જાય કે જ્યાંથી એને દોષરહિત ભિક્ષા મળે એમ હોય. એ માટે એ એવાં ગૃહસ્થ, ઘરો અંગે વિચાર કરે અને સહવર્તી સાધુઓ સાથે વાત પણ કરે.

૨. દરેક ગામમાં લોકોનો જમવાનો સમય એક સરખો હોતો નથી, એટલે જે ગામમાં સાધુ હોય તે ગામમાં લોકોનો જમવાનો સમય જાણે. એ સમયે ભિક્ષા લેવા જાય.

૩. ભિક્ષા લેતાં એ ગૃહસ્થના વૈભવનો, સંપત્તિનો વિચાર કરે. જો એ ઘર નિર્ધન જેવું હોય તો એ લોકોને જરાય તકલીફ ન પડે, એવી અલ્પ ભિક્ષા લે.

૪. ભલે ઘર શ્રીમંત હોય પરંતુ દાન આપવાની અભિરુચિ ન જુએ તો અલ્પ ભિક્ષા લે અથવા ન પણ લે.

૫. ઘરમાં પારિવારિક ઝગડો ચાલતો હોય અથવા કોઈ ગંભીર બિમારી હોય કે કોઈનું મૃત્યુ થઈ ગયું હોય, તો એ ઘરમાં ભિક્ષા માટે ન જાય.

અનેક પ્રકારની ચિંતા સાધુએ કરવી જોઇએ. જે ચિંતાનો સંબંધ પોતાની ધર્મસાધના સાથે ન હોય તેવી વ્યર્થ ચિંતા સાધુ ન કરે. લોકોની આરંભ--સમારંભ ભરેલી વ્યાપાર વગેરેની વાતો ન કરે.

સાધુ પોતાના શરીરની પણ કાળજી રાખે, પાંચ ઇંદ્રિયોની કાળજી રાખે, કારણ કે એને જે કોઇ ધર્મઆરાધના કરવાની છે, તેનું મુખ્ય સાધન છે શરીર. એને ધર્મગ્રન્થોનું શ્રવણ કરવાનું છે, માટે એના કાન કામ કરતા હોવા જોઇએ. એને ધર્મગ્રન્થોનું અધ્યયન કરવાનું છે, પરમાત્માની પ્રતિમાનાં દર્શન કરવાનાં છે, પદયાત્રા કરવાની છે, પ્રતિલેખનની ક્રિયા કરવાની છે...માટે એની આંખો નિરોગી જોઇએ. સાધુનું જીવન સ્વાશ્રયી હોય છે એટલે એનાં દરેક અંગોપાંગ અખંડ અને વ્યાધિરહિત જોઇએ. એટલે સાધુ પોતાના શરીરની કાળજી રાખે. એનું લક્ષ હોય છે ચારિત્રધર્મની આરાધનાનું.

ક્ષમા, નમ્રતા, સરલતા, નિર્લોભતા વગેરે દશ પ્રકારના સાધુધર્મનું પાલન પણ સ્વસ્થ શરીરથી થઈ શકે છે. ક્ષુધાતુર મનુષ્ય પ્રાયઃ ક્ષમાભાવ જાળવી શકતો નથી, અસ્વસ્થ શરીરથી તપશ્ચર્યા થઇ શકતી નથી, સ્વાધ્યાય થઇ શકતો નથી, સેવા–ભક્તિ થઇ શકતી નથી.

લોકચિંતા નહીં કરવાનો અને શરીર પ્રત્યે મમતારહિત બનવાનો ઉપદેશ આપનારા જ્ઞાની પુરુષો લોકચિંતા અને શરીરચિંતા કરવાનો માર્ગ બતાવે છે! આ છે અનેકાંત દૃષ્ટિ! લોકચિંતા ન જ કરવી જોઇએ, શરીરચિંતા ન જ કરવી જોઇએ.' આવું એકાંત પ્રતિપાદન નથી કરતા. લોકચિંતા ન કરવી જોઈએ અને કરવી પણ જોઈએ! શરીરનું લાલનપાલન ન કરવું જોઈએ અને કરવું પણ જોઇએ! જોઇએ સાધુની પાસે જ્ઞાનદૃષ્ટિ, વિવેકદૃષ્ટિ.

ક્ષમા વગેરે સાધુધર્મના પાલન માટે, પાંચ મહાવ્રતમય ચારિત્ર ધર્મના પાલન માટે, સાધુધર્મની વ્યવહાર–ક્રિયાઓ માટે શરીરની જાળવણી કરવી અને તે માટે લોકસંપર્ક તથા લોક–વિચાર કરવાં આવશ્યક હોય છે. રાગવશ કે મોહવશ બની સ્નેહી-સ્વજનોનાં સુખ-દુખોની વાતો કરવી, ચિંતા કરવી...હવે વર્જ્ય છે. શરીરની શોભા માટે, શરીરને બળવાન્ બનાવવા માટે સારા માદક પદાર્થો વાપરવા, ઘી–દૂધ–દહીં વગેરે વાપરવાં...એનો નિષેધ કરવામાં આવ્યો છે.

સમાજના લોકો સાથે એવો સંપર્ક ન જોઈએ કે એમના અંગે એવા વિચારો ન જોઇએ કે જે સાધુના વૈરાગ્યનો નાશ કરે. શરીરની એવી તુષ્ટિ–પુષ્ટિ ન જોઈએ કે જે સાધુનાં મનમાં વિકારો જન્માવે, સાધુની રસવૃત્તિ પ્રબળ બને. નિરાકુલ અને નિર્વિકાર ચિત્તવૃત્તિ ટકી રહે, અને સંયમયાત્રા ચાલતી રહે, એટલીજ લોક–વાર્તા અને શરીરવાર્તા કરવાની છે.

## સંયમીનો આધાર–સંસાર !

लोकः खल्वाधारःसर्वेषां ब्रह्मचारिणां यस्मात् ।
तस्माल्लोकविरुद्धं धर्मविरुद्धञ्च संत्याज्यम् ॥१३१॥

**અર્થ** : સર્વે સંયમીઓનો આધાર લોક [જનપદ] જ છે, માટે લોકવિરુદ્ધ અને ધર્મવિરુદ્ધ [આચરણ]નો ત્યાગ કરવો જોઇએ.

**વિવેચન** : જે જનસમાજની નિશ્રામાં સર્વે સંયમી સ્ત્રી–પુરુષોને જીવન જીવવાનું હોય છે, એ જનસમાજની ઉપેક્ષા સંયમી સ્ત્રી–પુરુષોથી ન જ કરાય. ચારિત્ર–ધર્મની આરાધના કરનારાં સાધુ અને સાધ્વીએ જનસમાજનું જ્ઞાનદૃષ્ટિથી મૂલ્યાંકન કરવ'નુ' છે. એમણે સમજવાનું છે કે "અમારી સંયમયાત્રાનો આધાર જનસમાજ છે.'

આ સમજીને, એ આધારભૂત જનસમાજની રુચિ–અરુચિનો ખ્યાલ રાખવાનો છે. આધારને ક્યારેય આઘાત ન લાગે, તેની સંપૂર્ણ કાળજી રાખીને જીવન જીવવાનું છે. ભલે પછી એ ચારિત્રધારી મધ્યમમાર્ગી હોય કે ઉત્કૃષ્ટ સાધક હોય. ભલે એ ગામનગરોમાં વિચરતો હોય કે જંગલોમાં પરિભ્રમણ કરતો હોય.

ભલે સંયમી પુરુષ પર–નિરપેક્ષ જીવન જીવતો હોય છતાં એને શરીરને ટકાવવા આહારની જરૂર તો રહેવાની જ. ભલે એને શરીરની મમતા ન હોય છતાં શરીરની લાજ ઢાંકવા માટે વસ્ત્રોની આવશ્યકતા તો રહેવાની જ. ભલે એ ક્ષેત્ર-નિરપેક્ષ સંયમયાત્રા કરતો હોય છતાં એને અલ્પકાલીન પણ નિવાસસ્થાનની જરૂર રહેવાની જ. આ આહાર, વસ્ત્ર, આવાસ વગેરે એને જનસમાજ પાસેથી જ મેળવવાનાં રહે છે. જો એ જનસમાજની ઉપેક્ષા કરે, અવગણના કરે, તિરસ્કાર કરે, તો એને આહાર વગેરેની પ્રાપ્તિ દુર્લભ થઈ જાય, એની સંયમયાત્રા વિકટ બની જાય. એટલે, જનસમાજને અપ્રિય અને અરુચિકર કાર્યો સાધુ ન કરે. સાધુને એ જ્ઞાન હોવું અનિવાર્ય હોય છે કે જનસમાજમાં કેવાં કેવાં કાર્યો નિંદનીય ગણાય છે, ત્યાજય ગણાય છે. સાધુએ લોકમાનસનું અધ્યયન કરવું જોઈએ, સાધુએ કેવું કેવું લોકમાનસનું અધ્યયન કરવું જોઇએ સાધુએ કેવું કેવું લોકસમાજનું અધ્યયન કરવું જોઇએ, એનું માર્ગદર્શન ધર્મ-ગ્રન્થોમાં આપેલું છે.

થોડાંક ઉદાહરણોથી આ વાત સ્પષ્ટ કરું છું. સામાન્યથી જે ઘરમાં પુત્રપુત્રીનો જન્મ થયો હોય એ ઘરનું કેટલાક દિવસ સુધી બીજા લોકો પાણી નથી પીતા, ભોજન નથી કરતા, તો સાધુએ પણ એટલા દિવસ એ ઘરનાં આહાર પાણી ન લેવાં જોઈએ. એવી રીતે જે ઘરમાં કોઈનું મૃત્યુ થયું હોય, લોકો કેટલાક દિવસ એ ઘરનાં આહાર–પાણી નથી લેતા, સાધુએ પણ એ ઘરે ભિક્ષા માટે ન જવું

જોઈએ. એવી રીતે, જે સમાજની નિશ્રામાં સાધુ–સાધ્વી રહેલાં હોય, એ સમાજનો જે લોકો સાથે જમવાનો સંબંધ ન હોય, એવા લોકોના ઘરે ભિક્ષા માટે ન જવું જોઈએ.

જે ગામ–નગરમાં જે લોકો બહિષ્કૃત હોય, જેઓ સમુહ ભોજનમાં ન આવી શકતા હોય, તેવા લોકોને ત્યાં સાધુઓએ ઉતરવું ન જોઈએ, એવા લોકોને દીક્ષા આપવી ન જોઈએ કે એવા લોકોને ત્યાં ભિક્ષા ન લેવી જોઈએ. અલબત્, સાધુને એમના પ્રત્યે કોઈ અરુચિ કે અણગમો ન હોય, દ્વેષ કે તિરસ્કાર ન હોય, એ લોકો પ્રત્યે સાધુના હૃદયમાં તો મૈત્રીભાવના જ હોય, છતાં વ્યવહાર ધર્મનું પાલન કરવું અવશ્યક હોય છે.

જેવી રીતે સાધુ લોક–માનસનું અધ્યયન કરી, લોકોને અપ્રિય હોય એવું આચરણ ન કરે, તેવી રીતે સાધુ પોતાના સાધુ જીવનની મર્યાદાઓનું પણ યથાર્થ પાલન કરે. અર્થાત્ ધર્મઆરાધનામાં પ્રતિકૂળ આહાર, વસ્ત્ર, મકાન વગેરે ગ્રહણ ન કરે. ભલે લોકવિરુદ્ધ ન હોય છતાં સાધુ માંસ, માખણ, મધ, મદિરા તેમ જ કંદમૂળ વગેરે ગ્રહણ ન કરે. જે મકાનમાં રહેવાથી સાધુની સંયમ–આરાધના ડહોળાતી હોય, ભલે ત્યાં રહેવું લોક–વિરુદ્ધ ન હોય, છતાં સાધુ એવા મકાનમાં ન રહે.

સાધુ અને સમાજ વચ્ચેના સંબંધની સ્પષ્ટ રૂપરેખા અહીં દોરવામાં આવી છે. સમાજનો સાધુપુરુષો પ્રત્યે જેમ ભક્તિભાવ હોવો જરૂરી છે. સાધુપુરુષોની સંયમયાત્રામાં સહાયક બનવું જરૂરી છે તેમ સાધુઓએ સમાજ સાથે કેવી રીતે જીવવું જોઈએ, એ વાત અહીં વિચારવામાં આવી છે. સમાજમાં કોઈને દુ:ખ ન થાય, પીડા ન થાય, દ્વેષ કે અણગમો ન થાય, એટલી કાળજીથી સાધુએ વ્યવહાર કરવાનો છે. સાધુની દૃષ્ટિમાં જનસમાજ "આ મારો આધાર છે." આ વિચાર રહેવો જોઈએ. 'મને સમાજની

પડી નથી....' આવા વિચાર કે આવી વાણી સાધુની ન હોય.

થોડાક સાધુ કે થોડીક સાધ્વીઓ પણ જો આધારભૂત જન-સમાજની ઉપેક્ષા કરે, એની સાથે દુર્વ્યવહાર કરે તો એના દુષ્પ્રભાવો સમગ્ર શ્રમણસંઘ પર પડતા હોય છે. એથી સમગ્ર શ્રમણસંઘને સહન કરવું પડતું હોય છે. સાધુ–સાધ્વીની સંયમ–આરાધના દુષ્કર બની જતી હોય છે. એટલે સાધુ કે સાધ્વીએ જનસમાજ સાથે સદૈવ ઔચિત્યપૂર્ણ વ્યવહાર કરવો જોઈએ.

ધર્મની દૃષ્ટિએ, શાસ્ત્રદૃષ્ટિએ બાધક ન હોય, છતાં જો સમાજની દૃષ્ટિએ અકરણીય હોય, એવું કાર્ય પણ સાધુ–સાધ્વીએ ન કરવું જોઈએ. હા, ધર્મવિરુદ્ધ કાર્ય હોય તો ન કરવું જોઈએ. એમાં પણ એ સાવધાની રાખવી જોઈએ કે એ કાર્ય ન કરવાથી સમાજને અણગમો થતો હોય તો એ ગામ–નગર છોડીને ચાલ્યા જવું જોઈએ.

સર્વે સંયમીઓના આધારભૂત જનસમુહ પ્રત્યે ઉપેક્ષાભર્યો વ્યવહાર ન કરો.

## લોક વિરુદ્ધનો ત્યાગ

देहो नासाधनको लोकाधीनानि साधनान्यस्य ।
सद्धर्मानुपरोधात्तस्माल्लोकोऽभिगमनीयः ॥१३२॥

અર્થ : સાધન વિના શરીર નથી, તેનાં સાધનો લોકાધીન છે. માટે સદ્ધર્મને અવિરુદ્ધ લોકનું અનુસરણ કરવું જોઇએ.

**વિવેચન : 'શરીરમાદ્યં ખલુ ધર્મસાધનમ્'**

ધર્મઆરાધના માટે પહેલું સાધન શરીર છે. જો શરીર સ્વસ્થ હોય, નિરોગી હોય, નિરામય હોય તો જ ધર્મઆરાધના શાન્તિ-પૂર્વક–સમાધિપૂર્વક થઈ શકે. પરંતુ શરીર તરફનો સાધકનો અભિગમ

આ જ જોઈએ "ધર્મસાધનાનું આ સાધન છે.' આ અભિગમ સાથે જો સાધક એ શરીર પાસેથી ધર્મારાધનાનું કામ લે, તો 'ઔદારિક શરીર' મુક્તિનું દાન કરી દે!

શરીર માટે બે વાતોની કાળજી હોવી જરૂરી છે. શરીર રોગી ન બનવું જોઈએ, શરીર અશક્ત ન બનવું જોઈએ. સાધુજીવનમાં આ બે કાળજી હોવી ખૂબ આવશ્યક હોય છે. શરીર જો રોગોથી ઘેરાઈ જાય તો સાધુ પરાધીન બની જાય. સાધુ જો અશક્ત કે અપંગ થઈ જાય તો પણ પરાશ્રિત અને પરાધીન બની જાય. પરાશ્રયતા અને પરાધીનતા સાધુજીવનમાં મોટાં વિઘ્નો છે.

શરીરને નિરોગી અને સશક્ત રાખવા માટે કેટલાંક સાધનો જોઈએ જ! શરીરને આહાર જોઈએ, વસ્ત્ર જોઈએ અને આવાસ જોઈએ. આ ત્રણ સાધન તો જોઈએ જ. સંસારત્યાગી, વ્યાપારત્યાગી એવા સાધુપુરુષો અકિંચન હોય છે. એમને ભિક્ષાવૃત્તિથી જીવવાનું વ્રત હોય છે. એ અણગાર હોય છે, ગૃહત્યાગી હોય છે, એટલે અલ્પકાળ રહેવા માટે પણ એમનું પોતાનું ઘર હોતું નથી. આહાર, ઉપકરણ અને આવાસ—આ ત્રણ સાધનો વિના શરીર ટકી ન શકે. આ ત્રણ સાધનો વિના શરીરનું અસ્તિત્વ નથી. એ સાધનોની ગુણવત્તા અને પ્રમાણમાં તરતમતા હોઈ શકે. કોઈ શરીરને આ સાધનો સામાન્ય કોટિનાં હોય તો ચાલે તો કોઈ શરીરને આ સાધનો સારાં જોઈતાં હોય છે. કોઈ શરીરને આ સાધનો ખૂબ થોડાં જોઈતાં હોય છે તો કોઈ શરીરને આ સાધનો વધારે જોઈએ છે... પરંતુ સાધનો જોઈએ તો ખરાં જ.

આ સાધનો સાધુ-સાધ્વીને જનસમાજમાંથી મેળવવાનાં છે. આ સાધનો પુરતી અપેક્ષા તો જનસમાજ પાસેથી રહેવાની જ. એટલે જનસમાજ સાથે સંબંધ પણ રહેવાનો જ. એ સંબંધને જાળવવાની કાળજી રાખવી અનિવાર્ય હોય છે.

લેનારે આપનારના મનને ખેદ ન પમાડવો જોઈએ. લેનારે આપનારની સાથે સદ્વ્યવહાર રાખવો જોઈએ. જનસમાજ પાસેથી

આહાર, ઉપકરણ અને આવાસની અપેક્ષા રાખનારાં સાધુ–સાધ્વીએ એ જનસમાજના સદ્વ્યવહારોનું ઉલ્લંઘન ન કરવું જોઈએ. પોતાના ધર્મને બાધક ન હોય એવા લોકાચારોનું અનુસરણ કરવું જોઈએ.

"સદ્ધર્મને અબાધક લોકાચારોનું અનુસરણ કરવું જોઈએ," આ પ્રતિપાદન કરતાં ટીકાકાર મહર્ષિએ સદ્ધર્મની પરિભાષા કરી છે ક્ષમાદિ યતિધર્મ! સાધુએ પોતાના ક્ષમાદિ દશ પ્રકારના ધર્મને આંચ ન આવે એ રીતે લોકાચારોનો આદર કરવો જોઈએ. અર્થાત્ જન-સમુહ સાથે પોતાનો વ્યવહાર રાખવો જોઈએ.

દશ પ્રકારનો સાધુ ધર્મ આ પ્રમાણે છે: ૧. ક્ષમા રાખવી. ૨. નમ્રતા રાખવી. ૩. સરળતા રાખવી. ૪. શૌચધર્મનું પાલન કરવું. ૫. સંયમનું પાલન કરવું. ૬. ત્યાગી રહેવું. ૭. સત્યનું પાલન કરવું. ૮. તપશ્ચર્યા કરવી. ૯. બ્રહ્મચર્યનું પાલન કરવું અને ૧૦. અકિંચનતાનું પાલન કરવું જોઈએ.

આ દશ પ્રકારના સાધુધર્મનું પાલન થતું હોય, એમાં ક્ષતિ ન પહોંચે, એ રીતે લોકવાર્તા કરવામાં દોષ નથી. આ ત્યારે જ બને કે સાધક પ્રતિપળ જાગ્રત હોય, અપ્રમત્ત હોય. કોઈપણ લૌકિક–વ્યવહારિક પ્રસંગ ઉપસ્થિત થતાં તત્કાલ એને કર્તવ્ય–અકર્તવ્યની સુઝ આવે. 'આ કરવું જોઈએ... અથવા આ ન કરવું જોઈએ,' આ ખ્યાલ એને આવી જાય.

કયારેક કોઈ કાર્યમાં, જનસમુહ સાધુપુરુષોનો સહયોગ ઈચ્છતો હોય પરંતુ એ કાર્ય સાધુધર્મની મર્યાદાની બહારનું હોય, ત્યારે વિચક્ષણ સાધુ જનસમુહને પોતાની મર્યાદાઓ એ રીતે સમજાવે કે જનસમુહને અરૂચિ કે અભાવ ન થાય. જનસમાજમાં સાધુ પ્રત્યે દ્વેષ કે ઘૃણા ન થાય. સાધુએ પોતાના દશ પ્રકારના ધર્મના પાલનમાં જાગ્રત રહેવાનું છે, તેમ જે જનસમાજના આધારે એને સંયમયાત્રા કરવાની છે તે જનસમાજ પ્રત્યે સભાન રહેવાનું છે; એની જરાય ઉપેક્ષા કે અવગણના નથી કરવાની

જો એ જનસમાજની અવગણના કરે તો એ જનસમાજ સાધુનો દ્વેષી-વિરોધી બની જાય. દ્વેષી અને વિરોધી બનેલા જનસમાજ પાસેથી સાધુને પોતાના શરીર માટેનાં સાધનો આહાર-ઉપકરણ-આવાસ પ્રાપ્ત ન થાય. તેથી શરીર રોગી કે અશક્ત બની જાય. રોગી કે અશક્ત શરીર સંયમધર્મના પાલનમાં ઉપયોગી ન બને, તેથી સંયમ-ધર્મની આરાધના અશક્ય બની જાય. માટે સાધુ-સાધ્વીએ જનસમાજ સાથે પોતાના સંબંધો સુરક્ષિત રાખવા જોઈએ.

## વિવેકથી ત્યાગ કરો

दोषेणानुपकारी भवति परो येन येन विद्विष्टि ।
स्वयमपि तद्दोषपदं सदा प्रयत्नेन परिहार्यम् ॥१२३॥

**અર્થ :** જે જે દોષથી બીજો માણસ અનુપકારી થાય છે, દ્વેષ કરે છે, તે તે દોષસ્થાનનો પોતે પણ જાગ્રત રહીને, હંમેશા ત્યાગ કરવો જોઈએ.

**વિવેચન :** જે જનસમાજની પાસેથી સંયમધર્મના પાલનમાં સહાયક સામગ્રી પ્રાપ્ત કરવાની હોય છે, એ જનસમાજની એકપણ વ્યક્તિ શ્રમણ કે શ્રમણી તરફ દ્વેષવાળી ન બને, અનર્થકારી ન બને, એની કાળજી શ્રમણ-શ્રમણીએ રાખવાની છે. એ માટે શ્રમણોએ જાણવું જોઈએ કે લોકો કેવા કેવા આચરણથી રોષે ભરાય છે, ગુસ્સે થાય છે. શું કરવાથી લોકો અણગમાવાળા અને તિરસ્કાર કરનારા બને છે, એ જાણી લેવું જોઈએ. અહીં કેટલાક પ્રસંગોની કલ્પના કરીને, જનસમાજ શ્રમણ-શ્રમણી પ્રત્યે કેવી રીતે રોષે ભરાય છે તે બતાવીશ. તે જાણીને શ્રમણ-શ્રમણીએ આવાં આચરણોનો ત્યાગ કરવો જોઈએ.

૧. એક શ્રમણ રાજમાર્ગ પરથી પસાર થઈ રહ્યા છે, ત્યાં એક ઘરના દ્વારે એ ઘરનો માલિક રોષે ભરાઈને એક સંન્યાસીને કહી રહ્યો છે: 'હમણાં ને હમણાં મારૂં ઘર ખાલી કરીને ચાલ્યા જાઓ. મેં તમને એક દિવસ માટે જ ઉતારો આપ્યો હતો, તમે બે દિવસે પણ ઘર ખાલી નથી કરતા...' બુદ્ધિમાન શ્રમણ આ દૃશ્ય જુએ છે અને ગૃહસ્થના શબ્દો સાંભળે છે. એ મનોમન નિર્ણય કરે છે કે 'ગૃહસ્થના ઘરમાં, જેટલા દિવસની અનુમતિ ગૃહસ્થે આપી હોય, એટલા જ દિવસ રહેવું જોઈએ.' ગૃહસ્થના રોષનું કારણ તેઓ સમજી ગયા.

૨. એક શ્રમણ નગરના મહોલ્લાઓમાં ભિક્ષા માટે પરિભ્રમણ કરી રહ્યા હતા. એક ઘરના આંગણામાં ઘરના સ્ત્રી–પુરુષો એક બાવા પર ગુસ્સે ભરાયાં હતાં. 'તને જેટલી ભિક્ષા આપવી હતી એટલી આપી દીધી, વધારે નહીં મળે. ચાલ્યો જા.' બાવો ખસતો ન હતો. છેવટે ઘરના માલિકે કહ્યું : 'તું નહીં જાય તો પોલિસ બોલાવીને તને કઢાવીશ....' શ્રમણે લોકમાનસને પરખ્યું. 'ગૃહસ્થને જરાય દુઃખ થાય એ રીતે બલાત્કારથી ભિક્ષા ન લેવી જોઈએ.'

૩. એક શ્રમણે એક સદ્‌ગૃહસ્થના દ્વારે જઈ કહ્યું : 'મહાનુભાવ, અમારે એક રાત પસાર કરવા જગા જોઈએ છે, તમારૂં મકાન મોટું છે, અમને થોડી જગા આપશો ? અમે દસ શ્રમણો છીએ.' મકાન-માલિકે કહ્યું : 'મહારાજ, હવે હું કોઈ સાધુ–સંતોને જગા નહીં આપું. કારણકે થોડા દિવસ પહેલાં મારે ત્યાં રહેલા સંતોએ મારા જ આઠ વર્ષના દિકરાને ભરમાવ્યો અને સાથે લઈ ગયા...એને એ સાધુઓ દીક્ષા આપવાના હતા, અમે જઈ પહોંચ્યા અને છોકરાને પાછો લઈ આવ્યા...' શ્રમણ સમજી ગયા, લોકો કેવી રીતે રોષે ભરાય છે તે !

૪. એક ગૃહસ્થ સવારમાં જ રાડો પાડીને ગાળો બોલી રહ્યો હતો, કારણ કે કોઈ માણસ એના મકાનની ભીંત પાસે જ 'વડીનીતિ' કરી ગયો હતો...ત્યાંથી પસાર થતા સાધુએ એ ગૃહસ્થનાં કઠોર

અને બિભત્સ વચનો સાંભળ્યાં. તેઓ સમજી ગયા કે ગૃહસ્થ શાથી ગુસ્સે થયો છે.

૫. બહારગામથી આવેલા એક સદ્‌ગૃહસ્થે મને કહ્યું : 'મહારાજ સાહેબ, અમારા ગામમાં અમારું ઘર એક ધર્મસ્થાનકની પાસે છે. એ ધર્મસ્થાનકમાં રહેલા સંતો અમારા ઘેર દિવસમાં ત્રણ વાર ભિક્ષા લેવા આવે છે. મારી પત્ની સાધુઓ પ્રત્યે ભક્તિવાળી છે, પણ હું એને ગાંડી ભક્તિ માનું છું. પરિવારનો વિચાર કર્યા વિના તે સાધુઓને ભિક્ષા આપે છે...પાછળ અમે સહુ હેરાન થઈએ છીએ...' એના શબ્દોમાં પત્ની પ્રત્યે અને સાધુઓ પ્રત્યે રોષ હતો, એ રોષનું કારણ હું સમજી ગયો !

૬. એક ધર્મશાળામાં મેનેજર એટલા માટે ખૂબ ગુસ્સે થયો હતો કારણ કે યાત્રિકો ધર્મશાળાના બ્લૉકોને ગંદા કરીને ચાલ્યા ગયા હતા, ખૂલ્લા મૂકીને મેનેજરને કહ્યા વિના ચાલ્યા ગયા હતા, અને બ્લૉકમાંથી ચોરી થઈ હતી. મેનેજરના ગુસ્સાનું કારણ સમજાઈ ગયું. અમે મેનેજરને કહ્યું : અમને રહેવા માટે તમે જે ખંડ આપશો તે જરાય ગંદો નહીં થાય. અમે જઈશું ત્યારે તમને કહીને જઈશું. ખંડમાં રહેલા તમારા સામાનને અમે સ્પર્શ પણ નહીં કરીએ...આ તો અમારા સાધુધર્મની મર્યાદા છે.' એણે અમને ખંડ ખોલી આપ્યો.

સર્વે સંયમી સાધુ–સાધ્વીના આધારભૂત જનસમાજને અપ્રિય હોય એવી દરેક પ્રવૃત્તિનો સાધુ–સાધ્વીએ ત્યાગ કરવો જ જોઈએ. જો એ ત્યાગ ન કરે તો ક્યારેક રોષે ભરાયેલા લોકો સાધુ–સાધ્વીને નુકશાન પણ પહોંચાડે. સાધુ–સાધ્વીની સંયમ–આરાધનામાં અંતરાય ઊભા થાય. ક્યારેક ગૃહસ્થવર્ગની અપ્રિયતા, દુર્ભાવ દૂર કરવા સાધુને અપવાદમાર્ગનું અવલંબન લેવું પડે તો લે, પરંતુ ગૃહસ્થોને અપ્રિય એવું તો કંઈ જ ન કરે.

સંપૂર્ણ જાગ્રતી સાથે સાધુ–સાધ્વીએ જીવવાનું છે. જરાય પ્રમાદ કરે ન ચાલે. એટલી સુઝ અને સમજ સાધુ–સાધ્વીને હોવી જ જોઈએ.

એવી સુઝ અને સમજ ન હોય તો એવા સાધુ-સાધ્વીએ ગીતાર્થ-પ્રજ્ઞાવંત સાધુ પુરુષોની નિશ્રામાં રહેવું જોઈએ અને એમની આજ્ઞા મુજબ જીવવું જોઈએ.

પ્રમાદ અને મૂર્ખતા સાધુ જીવનમાં ન જ ચાલે. એક સાધુ કે એક સાધ્વીનો પ્રમાદ સમગ્ર સાધુસંઘને અસર કરે છે. માટે પ્રમાદને દૂર કરી સતત જાગ્રત રહી સાધુજીવન જીવવાનું છે.

## નિરોગિતાનો ઉપાય

पिण्डैषणानिरुक्तः कल्प्याकल्प्यस्य यो विधिः सूत्रे ।
ग्रहणोपभोगनियतस्य तेन नैवामयभयं स्यात् ॥१३४॥

**અર્થ :** આગમમાં, 'પિંડૈષણા' નામના અધ્યયનમાં કલ્પ્ય-અકલ્પ્યનો જે વિધિ બતાવાયો છે તે વિધિથી પરિમિત ગ્રહણ કરનાર અને પરિમિત ઉપભોગ કરનારને રોગનો ભય ન જ રહે.

**વિવેચન :** સાધુ શારીરિક રોગોથી પણ નિર્ભય હોય. સાધુનું શરીર પ્રાયઃ નિરોગી રહે. કારણ કે એ પોતાના આહારમાં નિયમિત હોય છે.

'આચારાંગ' સૂત્રના 'પિંડૈષણા' અધ્યયનમાં સાધુના માટે આહાર ગ્રહણ કરવાનો જે વિધિ બતાવવામાં આવ્યો છે, એ વિધિ મુજબ સાધુ આહાર ગ્રહણ કરતો હોય છે, અર્થાત્ દોષરહિત ભિક્ષા ગ્રહણ કરતો હોય છે.

દોષરહિત ભિક્ષા પણ સાધુ પરિમિત જ ગ્રહણ કરે. આવશ્યકતા કરતાં વધુ આહાર તે ગ્રહણ ન કરે; કારણ કે ગ્રહણ કરેલો આહાર સાધુ બીજા દિવસ માટે રાખી શકતો નથી. જો વધેલી ભિક્ષા તે પરઠવી દે (ધૂળમાં કે રાખમાં મેળવીને જીવરહિત જગાએ નાંખી દે)

તો તેને પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. એટલે ભિક્ષા લેતી વખતે સાધુએ જાગ્રત રહેવાનું હોય છે. પોતાના માટે અને સહવર્તી સાધુ માટે આવશ્યક હોય એટલા જ પ્રમાણમાં એ ભિક્ષા લે.

ક્ષુધા ઉપશાન્ત થઈ જાય અને શરીરમાં શક્તિસંચાર થઈ જાય, એટલો જ આહાર કરવાનો હોય છે. અકળાઈ જવાય એ રીતે આહાર કરવાનો જ નથી. ન છૂટકે, શરીરને ટકાવવા માટે જ સાધુ આહાર કરે. જો શરીરને આહાર ન આપે તો શરીર સંયમધર્મની આરાધનામાં સહાયક ન બને. આ વિષયમાં એક ઉપનય–કથા આગમ ગ્રન્થમાં આવી છે.

એક નગરમાં એક નાના બાળકની હત્યા થઈ ગઈ. બાળકના શરીર પર મૂલ્યવાન અલંકારો હતાં, એની લાલચથી ડાકૂએ બાળકનું અપહરણ કર્યું, અલંકારો લઈ, બાળકની હત્યા કરી નાંખી. પરંતુ થોડા જ દિવસમાં એ ડાકૂ પકડાઈ ગયો અને રાજાએ જેલમાં પુરી દીધો.

મૃત બાળકના પિતા શ્રીમંત વ્યાપારી હતા. એક દિવસ એ પણ રાજાના ગુનેગાર ઠર્યા અને એમને જેલમાં પુરી દેવામાં આવ્યા. જેલની જે ઓરડીમાં પેલા ડાકૂને રાખવામાં આવ્યો હતો એ જ ઓરડીમાં શેઠને રાખવામાં આવ્યા. શેઠને અને ડાકૂને એક જ બેડીમાં કેદ કરાયા. એટલે શેઠને કે ડાકૂને બહાર જવું હોય તો સાથે જ જવું પડે.

શેઠના ઘરેથી શેઠાણી શેઠ માટે સારું ભોજન તૈયાર કરી જેલમાં મોકલે છે. દાસી ભોજનનો થાળ લઈ શેઠને ભોજન કરાવવા જેલમાં આવે છે. પહેલા દિવસે જ્યારે ભોજન આવ્યું, ડાકૂએ શેઠ પાસે થોડું ભોજન માંગ્યું. શેઠે કહ્યું : 'તું મારા પુત્રનો હત્યારો છે, તને હું ભોજન નહીં આપું.' શેઠે ડાકૂને ભોજન ન આપ્યું, એકલા જ ખાઈ ગયા. બપોરે શેઠને જંગલમાં જવાની હાજત થઈ, તેમણે ડાકૂને કહ્યું : 'મારે જંગલ જવું છે, મારી સાથે ચાલ.' ડાકૂએ ના પાડી દીધી! શેઠ કરગરવા લાગ્યા ત્યારે ડાકૂએ કહ્યું : તમે રોજ તમારા

ભોજનમાંથી અડધું ભોજન મને આપવાનું વચન આપો તો હું આવું.' શેઠને ના છૂટકે હા પાડવી પડી.

બીજા દિવસે જ્યારે દાસી ભોજન લઈને આવી ત્યારે શેઠે ડાકૂને અડધું ભોજન આપ્યું ! દાસીએ જોયું. એણે ઘેર જઈને શેઠાણીને વાત કરી. શેઠાણીને રોષ થયો. તેણે હવે રોજ સાદુ ભોજન મોકલવા માંડ્યું. જ્યારે શેઠની સજા પુરી થઈ, શેઠ ઘરે આવ્યા ત્યારે શેઠાણી રીસાયાં. શેઠે ખૂલાસો કર્યો : જો હું એને ભોજન ન આપત તો એ મારી સાથે જંગલમાં ન આવત...અમે બંને એક જ બેડીમાં કેદ હતા....' શેઠાણીના મનનું સમાધાન થયું.

ડાકૂ એ શરીર છે અને શેઠ એ સંયમી આત્મા છે, આત્મા અને શરીર જ્યાં સુધી ભેગાં જકડાયેલાં છે ત્યાં સુધી શરીરને આહારાદિ આપવાં પડે છે. ન આપે તો શરીર આત્માને સંયમયોગોની આરાધનામાં સહાયક ન બને. આહાર વિના શરીર અશક્ત બની જાય અને અશક્ત શરીર સાધુજીવનની આવશ્યક ધર્મક્રિયાઓ ન કરી શકે...

પરંતુ જેમ શેઠ ક-મને ડાકૂને ભોજન આપતા હતા, જેમ-થોડું જ ભોજન આપતા હતા, તેમ સાધુ નિઃસંગભાવે બત્રીસ કવળ જેટલું જ ભોજન કરે. શરીર પ્રત્યે કોઈ રાગ નહીં, ભોજન તરફ કોઈ લોલુપતા નહીં. શરીર સંયમયોગોની આરાધનામાં સહયોગી બને, એ રીતે પરિમિત આહાર આપે. આ રીતે પરિમિત ભિક્ષા ગ્રહણ કરનાર અને પરિમિત આહાર કરનાર સાધુને અજીર્ણ નથી થતું, અજીર્ણમાંથી પેદા થતા રોગો નથી થતા. સાધુ નિરોગી-નિરામય રહે છે, તેથી એની સંયમયાત્રા સુખરૂપ ચાલે છે.

સાધુ-સાધ્વીએ પોતાના શરીરને નિરોગી રાખવું જોઈએ. નિરોગી રહેવા માટે, રોગ થાય જ નહીં, તે રીતે આહાર કરવો જોઇએ. નિયોગી રહેવા માટે, રોગ થાય જ નહીં, તે રીતે આહાર કરવો જોઈએ. ક્ષુધા કરતાં પણ ઓછો આહાર કરનાર સાધુ-સાધ્વીને પ્રાયઃ રોગ થતો નથી. કોઈ અશાતા-વેદનીય કર્મના ઉદયથી રોગ આવે તે અપવાદ! એ રોગને દૂર કરવા ઉચિત ઉપચારો કરી શકે, સમતા અને સમાધિ જાળવીને.

## સાધુ કેવા ભાવથી આહાર કરે

व्रणलेपाक्षोपाङ्गवदसङ्गयोगभरमात्रयात्रार्थम् ।
पन्नग इवाभ्यवहरेदाहारं पुत्रपलवच्च ॥१३५॥

**અર્થ :** અસંગ પુરુષો પોતાના સંયમયોગોના સમુહના નિર્વાહ માટે, ગુમડા ઉપર લગાડવાના લેપની જેમ અને ગાડાના પૈડાંની ધરી ઉપર લગાડવાના તેલની જેમ, જેવી રીતે સર્પ આહાર કરે તેવી રીતે અને જેવી રીતે સંતાનના માંસનો પિતા આહાર કરે તેવી રીતે આહાર કરે.

**વિવેચન :** સાધુ અસંગ હોય.

સાધુ પોતાના શરીર પ્રત્યે નિર્મમ હોય.

સાધુ શરીર, ભોજન, વસ્ત્ર...આવાસ પ્રત્યે સ્નેહરહિત બનીને પોતાની સંયમયાત્રા કરતો રહે. શરીર વગેરેને એ માત્ર સંયમયાત્રાનાં સાધન રૂપે જ જુએ. એનું સાધ્ય છે આત્માની પૂર્ણતા! અનન્ત ગુણોની ઉપલબ્ધિ! એ માટે જ સાધુ વિવિધ ધર્માનુષ્ઠાનો કરે, એ માટે જ એ જ્ઞાન-ધ્યાન કરે, એ માટે જ એ તપત્યાગ અને તિતિક્ષા કરે.

સંયમયાત્રા થતી રહે, એટલા માટે જ એ શરીરને આહાર આપે! કેટલો આહાર આપે, તે સમજાવવા અહીં ગ્રન્થકારે બે દૃષ્ટાન્ત આપ્યાં છેઃ ૧. માણસના શરીર પર ગુમડું થયું હોય, તે ગુમડાને દૂર કરવા એના પર કેટલો મલમ લગાડવામાં આવે? એ ગુમડું ફૂટી જાય, એમાંથી લોહી-પરૂ નિકળી જાય અને ઘા રૂઝાઈ જાય, એટલા પુરતો જ મલમ લગાડવામાં આવે ને? વધુ પ્રમાણમાં મલમ લગાડવાનું કોઈ પ્રયોજન હોતું નથી. સાધુ માત્ર ક્ષુધાને ઉપશાન્ત કરવા પુરતો જ આહાર કરે. ૨. બળદગાડી હોય કે ઘોડાગાડી હોય, એનાં પૈડાં સરળતાથી ગતિ કરતાં રહે એટલા માટે

પૈડાંની ધરી ઉપર તેલ વગેરે ચીકણો પદાર્થ લગાડવામાં આવે છે. એટલું જ તેલ લગાડાય કે પૈડાં અવાજ કર્યા વિના, ઘસાયા વિના સારી રીતે ગતિ કરી શકે. સાધુ પણ એટલો જ આહાર કરે કે એનું શરીર સંયમયોગોની આરાધનામાં થાકયા વિના ગતિ કરી શકે.

આ બે દૃષ્ટાન્તો જ બોલે છે કે સાધુના આહારનું પ્રમાણ કેટલું હોય. પ્રમાણની સાથે, એ આહાર તરફ સાધુની દૃષ્ટિ કેવી હોય, તેનું એક તોબા પોકરાવી દે તેવું દ્રષ્ટાન્ત ગ્રન્થકારે આપી દીધું છે...વાંચતા અને વિચારતાં રૂવાડાં ઊભાં થઇ જાય એવું આ દ્રષ્ટાન્ત છે. એક પિતાને પોતાના પ્રિય સંતાનના મૃતદેહના માંસનું ભક્ષણ કરવાનો અતિ વિકટ પ્રસંગ આવી પડે....ત્યારે તે પિતા કેવા સળગતા હૃદયે એ માંસના ટુકડા પોતાના મોંઢામાં મૂકે...? જો એક જ ટુકડો પેટમાં જવાથી મોત ટળી જતું હોય તો બીજો ટુકડો મોંઢામાં મૂકે ખરા? એ માંસના ટુકડાઓ તરફ પિતાની દૃષ્ટિ કેવી હોય? આહાર તરફ સાધુની દૃષ્ટિ એવી હોય!

શાસ્ત્રોમાં આવું અતિકરુણ એકજ ઉદાહરણ વાંચવા મળે છે... ચિલાતીપુત્ર પોતાના જ શેઠની કન્યાના પ્રેમમાં પડે છે. શેઠ ચિલાતીપુત્રને કાઢી મૂકે છે. ચિલાતી ડાકૂ બની જાય છે...એક દિવસ શેઠની હવેલી પર ત્રાટકે છે. પોતાની પ્રેમિકા 'સુષમા'ને લઈ ચિલાતીપુત્ર ભાગે છે...એના સાથી ડાકૂઓ ધન-સંપત્તિ લઇને ભાગે છે. શેઠ અને એમના યુવાન પુત્રો, ચિલાતીપુત્રની પાછળ પડે છે, 'સુષમા'ને લઇ આવવા.

જ્યારે ચિલાતીપુત્ર દોડતાં થાકી જાય છે, પકડાઈ જવાનો ભય લાગે છે, ત્યારે એ ખભે નાંખેલી સુષમાને જુએ છે. એ તલવારના ઝાટકે સુષમાનું મસ્તક કાપી નાંખે છે...ધડ ત્યાં નાંખીને, મસ્તક પોતાના ગળે લટકાવીને ભાગી જાય છે.

સુષમાના પિતા અને ભાઈઓ એ જગાએ જઈ પહોંચે છે કે જ્યાં સુષમાનું ધડ પડેલું છે. પુત્રીની હત્યા થઇ ગયેલી જાણી, તેઓ

રડી પડે છે અને ત્યાંજ બેસી જાય છે. ખૂબ દૂર જંગલમાં આવી ચઢેલા છે. ભૂખ અને તરસથી પ્રાણ નિકળી જાય છે...ત્યાં તેઓ સુષમાના દેહના માંસનો ઉપયોગ...કકળતા હૃદયે કરે છે...પ્રાણ બચાવવા !

આ ઘટનાને આંખ સામે રાખીને ભગવાન ઉમાસ્વાતી, સાધકોને કહે છેઃ 'તમારે આવા રાગરહિત હૈયે, ના છૂટકે આહાર કરવાનો છે.' આહારવિષયક સારા–નરસાની કોઈ ચર્ચા નહીં. કોઈ રાગ નહીં, કોઈ દ્વેષ નહીં.

એ આહાર મોંઢામાં નાંખ્યા પછી એને રસપૂર્વક ચાવવાનો પણ નહી. મોઢામાં મમરાવવાનો પણ નહીં, સીધો ગળે ઉતારી દેવાનો ! જેવી રીતે સાપ પોતાના ભક્ષ્યને પેટમાં પધરાવી દે છે તેવી રીતે સાધુ આહારનો આસ્વાદ માણ્યા વિના ગળે ઉતારી જાય.

રસાસ્વાદ માટે કે શરીરની પુષ્ટિ માટે સાધુ આહાર ન કરે, એને પોતાના સંયમયોગો–સ્વાધ્યાય, ધ્યાન, ભિક્ષા–પરિભ્રમણ, વિહાર... વગેરે સારી રીતે આરાધાય, એટલા પુરતું જ શરીર ટકાવવાનું હોય છે. શરીરનું લાલન–પાલન એ કરે નહીં. શરીર પ્રત્યે અનાસક્ત મહાત્મા, આહાર પ્રત્યે પણ આસક્તિરહિત જ હોય.

આહાર કરવાનું પ્રયોજન, આહારનું પ્રમાણ, આહાર પ્રત્યેનો અભિગમ અને આહાર કરતાં રાખવાનો ભાવ–આટલી વાતો દૃષ્ટાંતોના માધ્યમથી બતાવાઇ છે.

## રાગ–દ્વેષરહિત ભોજન કરો

गुणवद्मूर्च्छितमनसा तद्विपरीतमपि चाप्रदुष्टेन ।
दारुपमधृतिना भवति कल्प्यमा स्वाद्यमास्वाद्यम् ॥१२६॥

અર્થ : લાકડાના જેવા ધૈર્યવાળા સાધુ, ગ્રહણ કરવા યોગ્ય સ્વાદિષ્ટ ભોજન રાગરહિત મનથી અને સ્વાદરહિત ભોજનદ્વેષ-રહિત મનથી જો કરે છે તો તે ભોજન કરવા યોગ્ય ભોજન બને છે.

**વિવેચન :** 'હે મુનિરાજ! તમારે લાકડા જેવા લાગણીહીન બની જવાનું છે! ન રાગની લાગણી, ન દ્વેષની લાગણી! લાકડાને સુથાર રંધાથી છોલી નાંખે કે કરવતથી વ્હેરી નાંખે તો શું લાકડું રોષ કરે છે? લાકડા ઉપર કોઈ ભક્ત કંકુનાં છાંટણાં કરે અને ફુલોની માળા પહેરાવે તો શું લાકડું રાજી થઈ જાય છે? એમ હે મુનિવર, તમારી પાસે ષડ્રસનાં ભોજન આવે તો રાગ નહીં કરવાનો અને રસહીન–બેસ્વાદ ભોજન આવે તો દ્વેષ નહિં કરવાનો. બસ, આ રીતે, રાગ–દ્વેષના વિચારોથી મનને મુક્ત રાખી તમારે આહાર કરવાનો છે.'

ભગવાન ઉમાસ્વાતીજી, સાધુના મનને રાગ–દ્વેષરહિત ઈચ્છે છે. જડસૃષ્ટિ પ્રત્યે રાગ–દ્વેષ રહિત અને જીવસૃષ્ટિ તરફ મૈત્રી–પ્રમોદ કરુણા અને માધ્યસ્થ્ય ભાવથી સભર મુનિની મનસૃષ્ટિ હોય. આહાર, વસ્ત્ર, મકાન આદિ જીવનોપયોગી સાધનોનો મુનિ રાગ–દ્વેષ રહિત મનથી ઉપયોગ કરે.

**પ્રશ્ન :** શું મન રાગ–દ્વેષરહિત રહી શકે? મનમાં રાગના કે દ્વેષના વિચારો તો આવી જ જાય છે.

**ઉત્તર :** છદ્મસ્થ જીવાત્માનું મન સંપૂર્ણ રાગરહિત કે દ્વેષરહિત ન બની શકે, એ વાત સાચી છે; પરંતુ મનને રાગની તીવ્રતા વિનાનું, દ્વેષની તીવ્રતા વિનાનું તો બનાવી શકાય છે. રાગ–દ્વેષની તીવ્રતાને નામશેષ કરી નાંખવા માટે 'આહાર' તરફ જોવાની ગ્રન્થકારે જ્ઞાનદૃષ્ટિ આપી છે. એ જ્ઞાનદૃષ્ટિથી જોનાર સાધુને આહાર પ્રત્યે રાગ થાય જ નહીં. સર્પની જેમ આહારને મોંઢામાં વાગોળ્યા વિના, ગળે ઉતરી જનાર સાધુને આહારવિષયક રાગ–દ્વેષ થાય જ નહીં.

'મારે ધર્મના સાધન તરીકે શરીરને ટકાવવું છે,' આ સ્પષ્ટ નિર્ણય થયા પછી આહાર અંગે "આ સારો આહાર, આ નરસો આહાર" આ ભેદ રહેતો નથી. પ્રતિક્ષણ જાગ્રત સાધુ રસહીન આહાર જ લાવે. રસપ્રચુર આહારને બને ત્યાં સુધી લાવે જ નહીં. શાસ્ત્રોમાં ગવાયેલા 'કુરગડુ મુનિ'નો આદર્શ આંખ સામે રાખનાર સાધુ રસનેન્દ્રિયને પરવશ કેમ થાય?

સાધુજીવન જીવનાર મહાત્માનો આદર્શ હોય છે. 'अरक्तद्विष्टता' 'મારે રાગ-દ્વેષરહિત બનવું છે.' આ આદર્શથી જીવન જીવનાર સાધુ પોતાનાં મન-વચન-કાયાને એ રીતે પ્રવર્તાવે કે રાગ-દ્વેષ તીવ્ર ન બને. નિરંતર રાગ-દ્વેષ મંદ થતા જાય. સાધુ બનતાં પહેલાં જીવાત્માને આ સમજણ હોવી જ જોઈએ કે 'સાધુ બનીને મારે મારા રાગ-દ્વેષ મંદ કરવાના છે. રાગ-દ્વેષ વધે એવી કોઈપણ પ્રવૃત્તિ નથી કરવાની. મારે નિર્દોષ ભિક્ષા પણ રાગ-દ્વેષ કર્યા વિના લાવવાની છે અને રાગ-દ્વેષ કર્યા વિના આહાર કરવાનો છે. વસ્ત્ર, પાત્ર અને મકાન અંગે પણ મારે રાગ-દ્વેષ કરવાના નથી...સહજભાવે ગ્રહણ કરવાનાં છે અને સહજભાવે છોડવાનાં છે.

રાગ અને દ્વેષ આ બે ભાવોની અનર્થકારિતા સારી રીતે સમજેલો આત્મા જ એ બે ભાવોથી બચવા સતત જાગ્રત રહી શકે. "હું મારા રાગ-દ્વેષ ઓછા કરીશ જ. રાગદ્વેષ ઓછા કરવા માટે જ હું સાધુ થયો છું." આવા દૃઢ સંકલ્પવાળો સાધુ જીવનપર્યંત રાગ-દ્વેષ સામે આંતર યુદ્ધ કરતો રહે અને વિજયી બને.

વૈષયિક સુખો કરતાં, મનની શાન્તિ-સમાધિને વધુ ચાહનારા મહાત્માઓ, મનની શાન્તિ-સમાધિનો ભંગ કરનારાં વૈષયિક સુખોનો સહજતાથી ત્યાગ કરી દેતા હોય છે. તેઓ એવી જ જીવનપદ્ધતિ અપનાવતા હોય છે કે એમની શાન્તિ અખંડ રહે, એમની સમાધિ અવિચ્છિન્ન રહે. એવાં જ દ્રવ્યો, એવું જ ક્ષેત્ર અને એવું જ વાતાવરણ તેઓ પસંદ કરતા હોય છે. શાન્ત અને સમાધિસ્થ મનમાં જ પરમ તત્ત્વોનું ચિંતન-મનન થઈ શકતું હોય છે. પરમ તત્ત્વોની રમણતામાંથી જે સ્વાધીન અને નિરવધિ આનંદ પ્રાપ્ત થતો હોય છે તે આનંદ અનુભવવા મહાત્મા પુરુષો તત્પર હોય છે.

તેઓની આ દૃઢ માન્યતા હોય છે કે જીવન જીવવાનાં સાધનો અંગે રાગ-દ્વેષ કરવાથી મન અશાન્ત અને ચંચળ બની જતું હોય છે, આ નુકશાન તેઓને ખમાતું નથી. તેઓ શરીરને એટલું જ સ્વસ્થ

અને તંદુરસ્ત ઇચ્છે છે કે એ શરીર મનની શાન્તિ અને સમાધિમાં સહાયક બને; એનાથી વિશેષ જરા પણ એ શરીરની વધુ અપેક્ષા રાખતા નથી. આવું અને આટલું ધૈર્ય સાધુમાં હોવું અતિ આવશ્યક હોવું જોઈએ.

સારા-નરસા આહાર અંગે રાગ-દ્વેષ ન થવા દેવાનું ધૈર્ય સાધુમાં હોવું અતિ આવશ્યક છે. એવું ધૈર્ય મેળવવા સાધુએ સતત પ્રયત્નશીલ બનવું જોઈએ.

## ...તો દવાઓ ન જોઈએ.

कालं क्षेत्रं मात्रां स्वात्म्यं द्रव्यगुरुलाघवं स्वबलम् ।
ज्ञात्वा योऽभ्यवहार्यं भुङ्क्ते किं भेषजैस्तस्य ॥१३७॥

અર્થ : કાળ, ક્ષેત્ર, માત્રા, સ્વભાવ, દ્રવ્યનું ભારેપણું-હલકાપણું અને પોતાની શક્તિ જાણીને જે ભોજન કરે છે, તેને ઔષધોથી શું ? [દવાઓનું શું પ્રયોજન ?]

**વિવેચન :** "મુનિરાજ, તમારે વળી રોગ શાના અને ઔષધો શાનાં ? તમારે કાળને અનુરૂપ, ક્ષેત્રને અનુકૂળ, પ્રમાણ પુરસ્સર, પ્રકૃતિને અનુરૂપ, તમારી પાચનશક્તિને અનુસાર ભારે કે હલ્કુ ભોજન કરવાનું હોય છે. આવી રીતે ભોજન કરનારા મહાત્માને પ્રાયઃ રોગ થાય નહીં અને ઔષધ લેવાં પડે નહીં. તમારે કાલાદિને અનુરુપ કેવી રીતે ભોજન લેવાનું છે, તે સમજાવું.

**કાળ :** ઉનાળામાં તમારે પાણી વધારે પીવું જોઈએ અને આહાર ઓછો લેવો જોઈએ. આ રીતે કરવાથી ભોજન સરળતાથી પચે છે. વર્ષાકાળમાં એવી રીતે આહાર-પાણી લેવાં જોઈએ કે પેટનો છઠ્ઠો ભાગ ખાલી રહે. અર્થાત્ ઉણોદરી રહેવી જોઈએ. શિયાળામાં

આહારનું પ્રમાણ વધારે રાખવાનું અને પાણી ઓછું પીવાનું. આ રીતે ઋતુઓને અનુસાર જો તમે આહાર–પાણી લેશો તો તમને અજીર્ણાદિ રોગો નહીં થાય, તમારૂં સ્વાસ્થ્ય સારૂં રહેશે.

**ક્ષેત્ર :** ક્ષેત્રો ત્રણ પ્રકારનાં હોય છે. રુક્ષ, સ્નિગ્ધ અને શીતલ. સૌરાષ્ટ્ર વગેરે રુક્ષ પ્રદેશમાં આહારનું પ્રમાણ ઓછું રાખવાનું, પાણીનું વધારે. કોંકણ જેવા સ્નિગ્ધ પ્રદેશમાં કે જ્યાં પાણી વધારે હોય છે ત્યાં આહારનું પ્રમાણ વધારે રાખવાનું, પાણીનું ઓછું. કાશ્મિર જેવા શીત પ્રદેશમાં આહારપાણીનું એવું પ્રમાણ રાખવાનું કે પાચનશક્તિ બરાબર કામ કરતી રહે.

**માત્રા :** તમને તમારી પાચનશક્તિનું જ્ઞાન હોવું જોઈએ. તમારા જઠરાગ્નિને અનુરૂપ તમારે આહાર–પાણી લેવાં જોઈએ. કેટલાકનો જઠરાગ્નિ મંદ હોય છે તો તેઓ ૩૨ કવળનો પ્રમાણયુક્ત આહાર લે છતાં નથી પચતો, તો તેમણે એટલો આહાર લેવો જોઈએ કે તે પચી જાય.

**સ્વભાવ :** કેટલાકની પ્રકૃતિ એવી હોય છે કે તેઓને સ્નિગ્ધ આહાર સારી રીતે પચતો હોય છે. કેટલાકની પ્રકૃતિ એવી હોય કે તેમને રુક્ષ આહાર જ સરળતાથી પચે ! કેટલાકને મધ્યમ કક્ષાનો આહાર, એટલે કે બહુ સ્નિગ્ધ નહીં બહુ રુક્ષ નહીં, એવો આહાર પચે. કેટલાકને વિરૂદ્ધ દ્રવ્યોનું સંયોજન સુખકારી બનતું હોય છે તો કેટલાકને દુઃખ કરનારૂં બને છે ! એટલે તમારે તમારી પ્રકૃતિ સમજીને આહાર કરવો જોઈએ. કોઈનું અનુકરણ ન કરવું જોઈએ.

**દ્રવ્ય :** ભક્ષ્ય દ્રવ્યોનું ભારેપણું અને હલકાપણું તમારે જાણવું જોઈએ. એટલે કે કેટલાંક દ્રવ્યો પચવામાં ભારે હોય છે તે દ્રવ્યો ભારે કહેવાય. કેટલાંક દ્રવ્યો પચવામાં હલકાં હોય છે, તે દ્રવ્યો હલકાં કહેવાય. જેમ–ભેંસનું દૂધ અને દહીં પચાવવા ભારે હોય છે જ્યારે ગાયનાં દૂધ–દહીં પચવામાં હલકાં હોય છે. એવી રીતે બીજા દ્રવ્યોની ઓળખાણ કરી લેવી જોઈએ. બને ત્યાં સુધી ભારે દ્રવ્યોનો ઉપયોગ ઓછો કરવો જોઈએ.

**સ્વશક્તિ :** તમારે એ ધ્યાન રાખવું જોઈએ કે તમને વાયુનો પ્રકોપ નથી ને ? જો હોય તો વાયુ કરનારાં દ્રવ્યોનો ત્યાગ કરવો જોઈએ. જો તમને પિત્તનો પ્રકોપ હોય તો પિત્તને ઉત્તેજનારાં દ્રવ્યો ન વાપરવા જોઈએ, પિત્તશામક દ્રવ્યો લેવાં જોઈએ. જો તમારી કફ-પ્રકૃતિ હોય તો કફને વધારનારાં દ્રવ્યો વર્જવાં જોઈએ. તમને તમારી પ્રકૃતિનું જ્ઞાન હોવું જોઈએ. જો તમારી પ્રકૃતિ વિષમ ન હોય, સમપ્રકૃતિ હોય, તો તમારે એટલી નિયમિતતા જાળવવી જોઈએ કે સમ પ્રકૃતિ વિષમ ન બની જાય.

એ ન ભૂલશો કે તમારી સંયમ સાધનાનું મુખ્ય સાધન શરીર છે. જો તમે શરીર તરફ બેદરકાર બનશો તો એ બેદરકારી સંયમ-આરાધના તરફની બેદરકારી ગણાશે. જેવી રીતે શરીરને પુષ્ટ નથી બનાવવાનું તેવી રીતે એને રોગી પણ નથી બનાવવાનું, અશક્ત પણ નથી બનાવવાનું.

તમારી પ્રકૃતિ આદિને અનુરૂપ આહારમાં પરિવર્તન કરીને, તમારા સ્વાસ્થ્યને જાળવવાનું છે, પરંતુ દવાઓનો ઉપયોગ ચાલે ત્યાં સુધી નથી કરવાનો. તમને શરીરમાં અસ્વસ્થતા દેખાય, રોગનાં એંધાણ મળે... કે તૂર્ત તમારે આહાર-પરિવર્તન કરવું જોઈએ. એમાં ય જો અજીર્ણ હોય તો તો ઉપવાસ જ કરી દેવો જોઈએ. ભોજનનો ત્યાગ કરી દેવો જોઈએ. ભોજનત્યાગ અને ભોજન-પરિવર્તન દ્વારા રોગને દૂર કરવાનો પહેલો પ્રયાસ કરવો જોઈએ. તે છતાં જો રોગ દૂર ન થાય તો દવાનો ઉપયોગ કરી શકાય.

વાસ્તવમાં, સાધુ જો આ કાળ, ક્ષેત્ર, માત્રા વગેરેને અનુરૂપ આહાર લે તો રોગ થવાનો જ સંભવ રહેતો નથી. શરીરને નિરોગી અને સશક્ત રાખવા માટે કેટલું બધું સુંદર માર્ગદર્શન ગ્રન્થકારે આપ્યું છે ! આ માર્ગદર્શન મુજબ જો સાધુ-સાધ્વી આહાર કરે તો ખરેખર, તેમને દવાઓ લેવી ન પડે. તન સ્વસ્થ રહે અને મન પણ સ્વસ્થ રહે. આત્મકલ્યાણ માટે ધર્મઆરાધના નિર્વિઘ્ન થતી રહે.

## શરીરરક્ષા શા માટે ?

पिण्डः शय्या वस्त्रैषणादि पात्रैषणादि यच्चान्यत् ।
कल्प्याकल्प्यं सद्धर्मदेहरक्षानिमित्तोक्तम् ॥१३८॥

**અર્થ :** આહાર, ઉપાશ્રય, વસ્ત્ર એષણાદિ, પાત્ર-એષણાદિ અને બીજું જે કંઈ કલ્પ્ય-અકલ્પ્ય બતાવાયું છે તે સદ્ધર્મના હેતુભૂત શરીરની રક્ષા નિમિત્તે કહેવાયું છે.

**વિવેચન :** 'મુનિરાજ ! તમે અપરિગ્રહી છો ને ? પરિગ્રહનો મન-વચન-કાયાથી ત્યાગ કર્યો છે ને ? તો પછી ભોજન, ઉપાશ્રય, વસ્ત્ર, પાત્ર વગેરે તો તમે લો છો...તમે અપરિગ્રહી કેવી રીતે ?' જિજ્ઞાસુના આ પ્રશ્નનો ઉત્તર આ શ્લોકમાં આપવામાં આવ્યો છે.

પહેલી વાત : પરિગ્રહ કોને કહેવાય, એની પરિભાષાનો વિચાર કરીએ. જિનાગમોમાં કહેવાયેલું છે: मुच्छा परिग्गहो वुत्तो' મનની વસ્તુમાં મૂર્છા-મમત્વ એ પરિગ્રહ છે. કોઈ વસ્તુને પાસે રાખવા માત્રથી સાધુ પરિગ્રહી બની જતો નથી. જો વસ્ત્ર, પાત્ર આદિ રાખવા માત્રથી 'પરિગ્રહ' કહેવાનો હોય, તો શરીર પણ પરિગ્રહ કહેવાશે ! આત્મા શરીરમાં રહે છે ને ? તો આત્મા માટે શરીર પણ પરિગ્રહ કેમ નહીં ? પરંતુ જે શરીર પ્રત્યે મમતારહિત હોય છે તેના માટે શરીર પરિગ્રહ નથી; તેમ વસ્ત્ર, પાત્ર, ઉપાશ્રય આદિ તરફ મમતારહિત સાધુ પરિગ્રહી કેવી રીતે કહેવાય ?

બીજી વાતઃ મોક્ષમાર્ગની આરાધનામાં, આરાધકની આશય-શુદ્ધિ મહત્વની મનાયેલી છે. અર્થાત્ સાધકનો આશય શુદ્ધ હોવો જોઈએ. સાધુ જે આહાર કરે છે, વસ્ત્ર ધારણ કરે છે, પાત્ર રાખે છે, ઉપાશ્રયમાં રહે છે...શરીરની કાળજી રાખે છે, આની પાછળ એનો આશય કયો છે, એ સમજવું જોઈએ. એને જે સંયમ-ધર્મની આરાધના કરવી છે, તે આરાધનાનો આધાર છે શરીર. એ શરીરને

ટકાવવા માટે સંયમધર્મની આરાધનામાં સહાયક બને તે માટે, શરીરને વસ્ત્ર, પાત્ર, આહારાદિ જોઈએ જ. એટલે વસ્ત્ર, પાત્ર વગેરે ગ્રહણ કરવાનો અને ઉપયોગ કરવાનો આશય છે સંયમધર્મની આરાધના કરવાનો. આ આશય પવિત્ર અને વિશુદ્ધ હોવાથી, શરીરની સંભાળ રાખવી અને તે વસ્ત્ર પાત્ર–આહારાદિ ગ્રહણ કરવા તે પરિગ્રહ ન કહેવાય. શરીર અને શરીર માટેનાં સાધનો પ્રત્યે સાધુ મૂર્છારહિત હોય છે.

સાધુ સંયમ–આરાધનાના શુદ્ધ લક્ષથી અને મૂર્છામુક્ત ભાવથી આહાર વગેરેની ગવેષણા કરે. જેવી રીતે ૪૨ દોષ ટાળીને આહાર લાવવાનો છે તેવી રીતે કેટલાક દોષ ટાળીને વસ્ત્ર લાવવાના છે. પાત્ર લાવવા માટે પણ વિધિ બતાવવામાં આવી છે. 'વસ્ત્ર–એષણા' અને 'પાત્ર–એષણા'નો અર્થ આ છે. શાસ્ત્રોમાં બતાવેલી વિધિ મુજબ વસ્ત્ર અને પાત્ર લાવે. ઉપાશ્રય માટે પણ વિધિ બતાવવામાં આવી છે. જે સ્થાનમાં સાધુને રહેવાનું હોય અથવા રહેવા માટે સાધુને જગા જોઈતી હોય, તેના માલિકની રજા માંગવાથી માંડી, તે સ્થાન-માંથી નિકળવા સુધીની વિધિને સાધુ અનુસરે.

ત્રીજી વાત : આહાર, વસ્ત્ર, પાત્ર વગેરેની ગવેષણા કરતો સાધુ નિર્દોષ આહાર વગેરે ગ્રહણ કરે; પરંતુ નિર્દોષ–દોષરહિત આહારાદિ ન મળે તો સાધુ શું કરે? આવા સમયે સાધુ દોષયુક્ત આહાર વગેરે પણ ગ્રહણ કરે, ઓછામાં ઓછા દોષ લાગે એની ચીવટ રાખીને ગ્રહણ કરે. આ રીતે દોષિત આહારાદિ ગ્રહણ કરનાર સાધુ પણ જિનાજ્ઞાનો આરાધક છે. કારણ કે વીતરાગ સર્વજ્ઞ પરમાત્માએ જેવી રીતે સંયમધર્મના નિયમો બતાવ્યા છે તેમ એ નિયમોના અપવાદ પણ બતાવ્યા છે. અપવાદ વિના નિયમ ન હોઈ શકે. 'પ્રશમરતિ'ના ટીકાકાર આચાર્યશ્રી કહે છે; 'सर्वे च विषयाः सापवादाः' દરેક વિષયો અપવાદવાળા હોય છે.

અલબત્, સાધુને તે તે નિયમોના જ્ઞાન સાથે એના અપવાદોનું પણ જ્ઞાન હોવું જોઇએ. એ અપવાદ–માર્ગના આચરણની પદ્ધતિનું

પણ જ્ઞાન હોવું જોઈએ. મૂળ નિયમોને જૈન પરિભાષામાં 'ઉત્સર્ગ' કહેવાય છે. એ ઉત્સર્ગમાર્ગના નિયમો અને તેના અપવાદો—આ બંને મોક્ષમાર્ગ છે! એટલે, સંયમ ધર્મની આરાધનામાં સહાયક એવા શરીરને ટકાવવા માટે ક્યારેક ઉત્સર્ગ માર્ગની દૃષ્ટિએ 'અકલ્પ્ય' એવા આહાર, વસ્ત્ર વગેરે, અપવાદ માર્ગે 'કલ્પ્ય' બની જતા હોય છે.

મોક્ષમાર્ગની યાત્રામાં જે કોઈ નિયમો અપવાદો બતાવવામાં આવ્યા છે, તે બધાજ નિયમો અને અપવાદો સદ્ધર્મની આરાધના માટે અને સદ્ધર્મની આરાધનાના આધારભૂત શરીરની રક્ષા માટે બતાવવામાં આવ્યા છે, આ વાત ન ભૂલવી જોઈએ. એટલે એકાંતે કોઈ નિયમનું પ્રતિપાદન જ્ઞાની પુરુષો કરતા નથી.

સાધુ શરીરની રક્ષા માટે આહાર ગ્રહણ કરે, ઉપાશ્રયમાં રહે, દંડ વગેરે રાખે, અને અવસરે ઔષધાદિ પણ લે, આ રીતે શરીર—રક્ષા કરનાર સાધુને પરિગ્રહી ન કહેવાય. 'સ્વસ્થ અને નિરોગી શરીરથી હું મારા સંયમધર્મની આરાધના નિરાકુલ ચિત્તે કરી શકીશ.' આ પવિત્ર આશયથી સાધુ પોતાના શરીરની રક્ષા કરે.

## મુનિ ! અલિપ્ત રહો !

कल्याकल्प्यविधिज्ञः संविग्नसहायको विनीतात्मा ।
दोषमलिनेऽपि लोके प्रविहरति मुनिर्निरुपलेपः ॥१३९॥

અર્થ : કલ્પનીય અને અકલ્પનીયના વિધિને જાણનાર, સંવિગ્ન, [સંસારભીરૂ અને જ્ઞાન-ક્રિયાયુક્ત] પુરુષોની સહાયવાળો અને વિનીત મુનિ, દોષોથી મલિન લોકમાં [રહેવા છતાં] પણ, લેપરહિત [રાગ દ્વેષરહિત] વિહરણ કરે છે.

**વિવેચન :** મુનિરાજ! ખૂબ કાળજીપૂર્વક વિચરજો આ

દુનિયામાં! દુનિયામાં પગલે પગલે દોષોના કાંટા પડેલા છે... ખૂબ સાવધાનીથી ચાલજો. એક પણ કાંટો તમારા સંયમ–પગની પાનીને ભેદી ન નાંખે. ઠેર ઠેર રાગ–દ્વેષના કાદવ જામેલા છે, જો જો તમારાં ચરણ રાગ–દ્વેષથી ખરડાય નહીં.

આહાર, વસ્ત્ર, પાત્ર વગેરેની ગવેષણા કરવા તમે ફરશો ત્યારે પાંચ ઇન્દ્રિયોના અનેક લોભામણા વિષયો તમારી સામે આવશે. તે જોઈને તમારે જરાયે લોભાવાનું નથી. પ્રિય વિષયો તરફ જરાય અનુરાગી બનવાનું નથી, અપ્રિય વિષયો તરફ જરાય દ્વેષી બનવાનું નથી. તમારે તો મધ્યસ્થ જ રહેવાનું છે. મધ્યસ્થ આત્મા નવાં કર્મો બાંધતો નથી. જુનાં બાંધેલાં કર્મોની નિર્જરા કરતો રહે છે. તમારે આ જ કામ કરવાનું છે. નવાં કર્મો બંધાય નહીં એની કાળજી રાખવાની છે અને જુનાં કર્મોનો ક્ષય કરવાનો છે.

મહાત્મા! તમે આવા મધ્યસ્થ અને નિર્લેપ ત્યારે જ બની શકવાના જ્યારે તમે ઉત્સર્ગમાર્ગ અને અપવાદમાર્ગના જ્ઞાતા હશો. ઉદ્‌ગમ, ઉત્પાદન અને એષણાના દોષોનું તમને જ્ઞાન હોય. કલ્પનીય અને અકલ્પનીયનું શાસ્ત્રીયજ્ઞાન હોય અને ક્યારે... કેવા સંયોગોમાં અપવાદમાર્ગનું અવલંબન લેવું જોઈએ, એનો બોધ હોય! આ માટે તમારે ઉત્સર્ગમાર્ગના અને અપવાદ માર્ગના આગમગ્રન્થોનું તલસ્પર્શી અધ્યયન કરવું જોઈએ.

તમે સ્વયંજ્ઞાની હો પરંતુ જો તમારી સાથેના મુનિવરો ભવ-ભીરૂ અને સમ્યગ્‌દર્શન–જ્ઞાન–ચારિત્રની આરાધનાના તીવ્ર અભિલાષી ન હોય, તો પણ તમારો માર્ગ કઠીન બની જવાનો, તમારા સહવર્તી મુનિવરો ભવભ્રમણથી ડરનારા હોવા જોઈએ. 'જો હું અસંયમ આચરીશ, સમ્યગ્‌દર્શન–જ્ઞાન–ચારિત્રની વિરાધના કરીશ તો હું ભવસાગરમાં ડૂબી જઈશ. મારે હવે ભવસાગરમાં ડૂબવું નથી. હવે એવી કોઈપણ પ્રવૃત્તિ નથી કરવી કે જે પ્રવૃત્તિના પરિણામે મારૂં સંસાર પરિભ્રમણ વધી જાય.' આવા દૃઢ સંકલ્પવાળા મુનિઓ જો તમારા સાથી હશે

તો તેઓ તમારા માર્ગદર્શનને અનુસરનારા બનશે. એટલું જ નહીં તમને પણ તેમની શ્રદ્ધા સહાયક બનશે, કોઈ વિશિષ્ટ પ્રસંગમાં તમે નિર્ણય કરો કે "કોઈપણ રીતે આપણે આ અસંયમની પ્રવૃત્તિ નથી આચરવી. ભલે ગમે તે કષ્ટ આવે...." એ વખતે સંવિગ્ન સાધુઓ તમારા નિર્ણયને વધાવી લેવાના. અસંયમની પ્રવૃત્તિ માટે તમારા પર દબાણ નહીં લાવવાના.

એવી રીતે, તમે વિશેષ પરિસ્થિતિમાં, દેખીતી રીતે 'અકલ્પનીય' શાસ્ત્ર દૃષ્ટિએ 'કલ્પનીય' એવા આહારાદિ ગ્રહણ કરવાનો નિર્ણય કર્યો, તો એ વખતે સહવર્તી સંવિગ્ન સાધુઓ તમારા નિર્ણયને આવકારશે. આવા સહાયક સાથી મુનિ તમને ત્યારે મળવાના અને તમારા સહવાસી બનવાના કે જ્યારે તમે ખૂબ વિનીત હશો, તમારા સ્વભાવ સાથે વિનય વણાઈ ગયો હશે.

તમે ક્યારેય કોઈને કટુ–કર્કશ શબ્દો નથી કહેતા, તમે ક્યારેય કોઈનું અપમાન નથી કરતા, તમે ક્યારેય કોઈની સાથે દુર્વ્યવહાર નથી કરતા. તમારી ક્યારેય કોઈ અનુચિત પ્રવૃત્તિ નથી હોતી, તો તમારા સહવાસી મુનિવરો તમારા પ્રત્યે શ્રદ્ધા ભાવવાળા બનવાના. તમારી મોક્ષમાર્ગની આરાધનામાં સહાયક બનવાના.

તમે આચાર્ય, ઉપાધ્યાય આદિ વડિલોની ઉચિત સેવાભક્તિમાં ઉજમાળ છો, તમે બાલમુનિ, વૃદ્ધ મુનિ, બિમાર મુનિ અને તપસ્વી મુનિની સેવામાં સદૈવ જાગ્રત છો. તમે ચતુર્વિધ સંઘ પ્રત્યેનાં તમારાં કર્તવ્યો તરફ સજાગ છો. તો તમને અનેક સુ–સહાયક મુનિવર મળી જવાના.

અનેક દોષોથી સંપૂર્ણતયા બચીને, રાગ–દ્વેષની તીવ્રતા વિના મુનિએ સંયમયાત્રા કરવાની છે. એ માટે આટલી અને આવી તૈયારી મુનિએ રાખવાની છે. સૌથી મહત્વની વાત છે 'નિરુપલેપ' રહેવાની. રાગ–દ્વેષના મલીન લેપથી જરાય લેપાવાનું નહીં. આહારનો, વસ્ત્રનો, પાત્રનો, ઉપાશ્રયનો ઉપયોગ કરવાનો પરંતુ એમાં રાગ–દ્વેષ કરવાના

નહીં. આહારાદિ પ્રાપ્ત કરવા સમાજના લોકોના સંપર્કમાં આવવાનું પણ રાગ–દ્વેષથી જરાય લેપાવાનું નહીં. બાહ્ય ઉપકરણોના ઉપયોગ–ઉપભોગમાં રાગ–દ્વેષ વિના પ્રવૃત્તિ કરવાની છે. એ માટે શાસ્ત્રજ્ઞાન સાથે સતત આત્મજાગ્રતિ હોવી આવશ્યક હોય છે. જો આત્મજાગ્રતિ ન હોય તો શાસ્ત્રજ્ઞાન રાગ–દ્વેષથી બચાવી શકતું નથી.

મુનિરાજ! આત્માની પૂર્ણતા પ્રાપ્ત કરવાના વિકટ પંથે તમે ચાલી રહ્યા છો. તમામ ઉપકરણો અને સંપૂર્ણ જ્ઞાનમૂલક જાણકારી સાથે, જરાય દીન–હીન બન્યા વિના તમારા માર્ગે આગળ વધતા રહો.

यद्वत्पङ्काधारमपि पङ्कजं नोपलिप्यते तेन ।
धर्मोपकरणधृतवपुरपि साधुरलेपकस्तद्वत् ॥१४०॥
यद्वत्तुरगः सत्स्वप्याभरणविभूषणेष्वनभिसक्तः ।
तद्वदुपग्रहवानपि न संगमुपयाति निर्ग्रन्थः ॥१४१॥

**અર્થ** : જેવી રીતે કાદવમાં રહેલું પણ કમળ કાદવથી લેપાતું નથી, તેવી રીતે ધર્મોપકરણ શરીર પર ધારણ કરનાર પણ સાધુ કમળની જેમ નિર્લેપ રહે છે. ૧૪૦.

જેવી રીતે અશ્વ આભૂષણોથી વિભૂષિત હોવા છતાં (આભૂષણોમાં) મૂર્ચ્છિત નથી હોતો, તેવી રીતે ઉપગ્રહ (ધર્મોપકરણ) યુક્ત હોવા છતાં નિર્ગ્રન્થ તેમાં મોહ નથી કરતો.

**વિવેચન** : 'દોષોથી ભરેલા લોકોની વચ્ચે રહેવા છતાં, એ લોકોનો સંપર્ક કરવા છતાં મુનિ દોષોથી કેમ ન ખરડાય?' આ પ્રશ્ન ઉઠે છે ને મનમાં? એ પ્રશ્નનો ઉત્તર કમળનું પુષ્પ આપે છે! તમે કોઈ સરોવરમાં...પાણી પર રહેલા કમળને જુઓ. એ કાદવમાં અને પાણીમાં રહે છે. એનો આધાર છે કાદવ અને પાણી, છતાં તમે જોજો, કમળ જરાય કાદવથી ખરડાયેલું નહીં હોય, પાણીથી ભીંજાયેલું નહીં હોય! જાણે કમળ કહે છે : 'હું કાદવના આધારે રહું છું...એટલે કંઈ કાદવથી લેપાવા બંધાયેલું નથી! હું પાણીમાં રહું છું...એટલે કંઈ પાણીથી ભીંજાવા બંધાયેલું નથી. હું એ

બંનેથી નિર્લેપ રહી શકું છું...માટે તો યોગીપુરુષો પોતાના હૃદયને મારી ઉપમા આપે છે! મારા જેવું હૃદય બનાવી એમાં પરમાત્માનું ધ્યાન ધરે છે!'

મુનિ ભલે દોષભરેલા સમાજના આધારે જીવે, છતાં એ દોષોથી નિર્લેપ રહી શકે છે. મુનિ ન ઇચ્છે તો એ દોષો એને વળગી પડતા નથી. મારે નિર્લેપ રહેવું છે,' આવો મુનિનો દૃઢ સંકલ્પ હોવો જોઇએ. ભલે એ આહાર કરે, શરીર પર વસ્ત્ર ધારણ કરે, પાત્ર અને દંડ રાખે. કંબલ અને રજોહરણ રાખે...છતાં એના ઉપર એ રાગ–દ્વેષથી લેપાતો નથી. જ્યાં આશય શુદ્ધ હોય અને આસક્તિનો અભાવ હોય ત્યાં લોભ ટકી શકતો નથી, રાગ રહી શકતો નથી, દ્વેષને સ્થાન મળતું નથી.

કાજળની કોટડી જેવા સમાજની વચ્ચે રહેવા છતાં એ કાજળનો એક પણ ડાઘ આત્માને ન લાગવા દેનાર મુનિ મોક્ષમાર્ગે ઝડપભેર પ્રયાણ કરી રહેલો મહાવીર પુરુષ છે.

બીજું દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે ઘોડાનું. લગ્નપ્રસંગે વરરાજાને સ્વારી કરવા ઘોડાને શણગારવામાં આવે છે. સોના–રૂપાનાં આભૂષણો એને પહેરાવવામાં આવે છે. મૂલ્યવાન વસ્ત્રોથી એની શોભા કરવામાં આવે છે...શું એ ઘોડાને એ વસ્ત્રો અને અલંકારો પર મમત્તા થાય છે? ઘોડાના શણગારને જોનારા ભલે રાગી બને, ઘોડો પોતાના શણગાર પ્રત્યે અનુરાગી નથી બનતો. જ્યારે માણસ એના શણગારને ઉતારી લે છે ત્યારે ઘોડો વિરોધ નથી કરતો...રૂદન નથી કરતો! સહજભાવે એ શણગાર કરવા દે છે...સહજભાવે એ શણગારને ઉતારવા દે છે!

મુનિ આવી જ સહજતાથી વસ્ત્ર–પાત્ર આદિ ગ્રહણ કરે છે અને અવસરે ત્યાગ કરે છે. ન રાગ, ન સ્નેહ, ન દ્વેષ! બહારથી વસ્ત્ર–પાત્રાદિને ધારણ કરનાર મુનિ અંતઃકરણથી અલિપ્ત હોય છે....

માટે તેને 'નિર્ગ્રન્થ' કહેવામાં આવે છે. ગ્રન્થ એટલે ગાંઠ. નથી હોતી રાગની ગાંઠ કે નથી હોતી દ્વેષની ગાંઠ. માટે તેઓ નિર્ગ્રન્થ હોય છે.

શરીર પર વસ્ત્રાદિ હોવા છતાં અને પાસે રજોહરણ–મુખવસ્ત્રિકા અને દંડ વગેરે હોવા છતાં મુનિ પરિગ્રહી નથી. મમતા હોય તો પરિગ્રહ કહેવાય, મમતા નથી. ઉપકરણો રાખવા માત્રથી કોઈ પરિગ્રહી બની જતું નથી. જો એ રીતે ઉપકરણો રાખવા માત્રથી પરિગ્રહી બની જવાતું હોય તો તો શરીર પણ પરિગ્રહ બની જશે! અલબત; શરીર પર મમત્વ રાખનાર માટે શરીર પણ પરિગ્રહ બને છે.

એટલે, પાયાની વાત આ છે કે મુનિ વસ્ત્ર–પાત્ર આદિ ધર્મોકરણ રાખી શકે છે. શરીરને સાચવી શકે છે, એ માટે ભોજનાદિ લઈ શકે છે. શર્ત એટલી જ છે કે એણે એ બધામાં આસક્તિ, મમતા નથી રાખવાની. કમળની જેમ એણે નિર્લેપ રહેવાનું છે. ઘોડાની જેમ નિઃસ્પૃહ–નિર્મમ રહેવાનું છે.

એમ તર્ક ન કરશો કે 'કમલ તો મનરહિત છે, ઘોડો પણ વિકસિત મનવાળો નથી...એટલે રાગ–દ્વેષ નથી કરતો.' તમારે પણ તમારા બાહ્યમનને મારી નાંખવાનું છે! જે બાહ્ય મનમાં રાગ–દ્વેષના વિકલ્પો જન્મે છે, એ મનનો નાશ કરવાનો છે. નિર્લેપ બનવા માટે મન વિનાના બની જવું પડે તો બની જાઓ! મન હોવા છતાં મન વિનાના બની જવાનું! મનનો ઉપયોગ માત્ર ધર્મધ્યાનમાં અને શુક્લ ધ્યાન માટે જ કરવાનો. મનનો ઉપયોગ તત્ત્વચિંતન માટે કરવાનો. રાગીદ્વેષી મનનું મારણ કરી, કમલ જેવા નિર્લેપ અને અશ્વ જેવા અનાસક્ત બની સંયમયાત્રા કરતા રહો.

# નિર્ગ્રન્થ કોને કહેવાય?

ग्रन्थः कर्माष्टविधं मिथ्यात्वाविरतिदुष्टयोगाश्च ।
तज्जयहेतोरशठं संयतते यः स निर्ग्रन्थः ॥१४२॥

**અર્થ :** આઠ પ્રકારનાં કર્મ, મિથ્યાત્વ, અવિરતિ અને અશુભ યોગો, આ 'ગ્રન્થ' છે. તેને જીતવા માટે અશઠપણે (માયારહિત) જે સમ્યગ્ ઉદ્યમ કરે તે નિર્ગ્રન્થ.

**વિવેચન :** સાધુ...મુનિ...શ્રમણ...ભિક્ષુ... આ બધા માટે 'નિર્ગ્રન્થ' શબ્દ વપરાયેલો છે. 'નિર્ગ્રન્થ' શબ્દ અર્થસૂચક સુંદર શબ્દ છે. ગ્રન્થકારે એ શબ્દના ભાવને ખોલ્યો છે. ટીકાકાર આચાર્યશ્રીએ એ ભાવને સુસ્પષ્ટ કર્યો છે.

'ગ્રન્થ' શબ્દને 'નિ' ઉપસર્ગ લાગીને 'નિર્ગ્રન્થ' શબ્દ બન્યો છે. જેનાથી જીવાત્મા ગુંથાય...વિંટળાય તેને ગ્રન્થ કહેવાય. એ ગ્રન્થ છે આઠ પ્રકારનાં કર્મ, અને એ કર્મોના બંધનમાં હેતુભૂત મિથ્યાત્વ, અવિરતિ તથા મન-વચન-કાયાના અશુભ યોગો.

જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, અંતરાય, વેદનીય, નામ, આયુષ્ય અને ગોત્ર, આ આઠ કર્મ છે. જ્યાં સુધી જીવાત્મા સર્વજ્ઞકથિત તત્ત્વો અને પદાર્થોને માનતો નથી, જાણતો નથી ત્યાં સુધી આ કર્મોથી આત્મા બંધાતો રહે છે. જ્યાં સુધી હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહનાં પાપોનો પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગ કરતો નથી ત્યાં સુધી આ કર્મોથી એ બંધાતો રહે છે. જ્યાં સુધી મન અશુભ અને અશુદ્ધ વિચારો કરતું રહે છે, વાણી અસત્ય બોલાતી રહે છે અને પાંચ ઇન્દ્રિયો એના વિષયોમાં રમતી રહે છે ત્યાં સુધી આ કર્મો બંધાતાં રહે છે...આ છે ગ્રન્થ!

મોક્ષમાર્ગનો યાત્રિક મુનિ, આ કર્મબંધના હેતુઓને સારી રીતે જાણે. એનો માનસિક દૃઢ સંકલ્પ હોય કે 'મારે નવાં કર્મ બાંધવાં નથી અને જે કર્મો બંધાયેલાં છે, એનાથી મુક્ત થવું છે.' આ સંકલ્પ નિષ્કપટ હૃદયનો હોય છે. શુદ્ધ આત્મસ્વરૂપની પ્રાપ્તિનું ધ્યેય–એ જ નિષ્કપટપણું છે. "મારે હવે કોઈ કર્મજન્ય સુખ નથી જોઈતું.' આ નિર્ધાર એના નિષ્કપટ હૃદયની સાક્ષી છે.

સર્વજ્ઞશાસનના આગમગ્રન્થોનું આદરપૂર્વક અધ્યયન–પરિશીલન કરી એ મહાત્મા, એ 'ગ્રન્થ'નું નિરાકરણ કરવાના ઉપાયો શોધી કાઢે છે. એ ઉપાયોને સારી રીતે જાણીને, અમલમાં મૂકે છે. 'હું આ કર્મોને જીતીશ જ', આવા દૃઢ નિર્ધાર સાથે એ ઉદ્યમશીલ બને છે.

'હે મુનિરાજ, તમારે જો નિર્ગ્રન્થ બનવું છે તો તમારે સર્વ પ્રથમ આ પ્રબલ નિર્ધાર કરવો પડશે, કે "મારે આત્માને કર્મોનાં બંધનોથી મુકત કરવો જ છે. એ માટે હું સતત અને સખત પુરુષાર્થ કરીશ."

બીજી વાત–તમારે તમારા હૃદયને ક્યારે પણ માયાવી નહીં બનવા દેવાનું. એટલે કે બાહ્યદૃષ્ટિએ તમે કર્મોનો નાશ કરવાનો પ્રયત્ન કરતા હો પરંતુ તમારા હૃદયમાં જો લોકોનાં માન–સન્માન મેળવવાની, લોકોની પ્રશંસા સાંભળવાની ઇચ્છા રહે છે તો હૃદય માયાવી કહેવાય. બાહ્ય રીતે તમે નિરતિચાર ચારિત્ર પાળતો હો પરંતુ જો મનમાં દેવલોકનાં દિવ્ય સુખો મેળવવાની કામના રહેલી છે તો હૃદય માયાવી કહેવાય. તમારે હૃદયને માયારહિત બનાવીને કર્મોનો જ નાશ કરવા ઉદ્યમશીલ બનવાનું છે.

તમારો એ ઉદ્યમ પણ માયારહિત હોવો જોઈએ. એટલે કે મન–વચન કાયાથી તમામ શક્તિ લગાવીને ઉદ્યમ કરવાનો છે. આત્મ-વંચના ન થઈ જાય, એની પુરી તકેદારી રાખવાની છે. એના માટે તમારે ખાસ તો શાતા–ગારવથી બચવાનું છે. 'શાતાગારવ' એટલે સુખશીલતા. આ સુખશીલતા તમને જો વળગી તો 'આત્મવંચના' થઈ

જતાં વાર નહીં લાગે. 'હું યથાશક્તિ મોક્ષપુરૂષાર્થ કરૂં છું,' આવી માન્યતામાં તમે રહેશો અને મહાન્ પુરૂષાર્થ નહીં કરી શકો એવી રીતે, ઋદ્ધિ–ગારવ પણ ખતરનાક બની જાય છે ક્યારેક. ઉગ્ર ધર્મ-પુરુષાર્થ દ્વારા આત્મલબ્ધિઓ...આત્મશકિતઓ પ્રગટ કરવાની ઈચ્છા ક્યારેક સાધકને પછાડે છે. 'હું દિવ્ય શક્તિઓથી દુનિયાને ચકિત કરી દઉં...મારૂં નામ ઈતિહાસમાં અમર થઈ જાય...' આવી ભૌતિક ઈચ્છાઓ તમારા હૃદયને માયાવી બનાવી ન દે, એ માટે તમારે પ્રતિ-ક્ષણ જાગ્રત રહેવું પડશે.

નિર્ગ્રન્થ બનવા માટે, કર્મોનો નાશ કરવો અનિવાર્ય છે. પૂર્વબદ્ધ કર્મોનો નાશ કરવાનો અને નવાં કર્મ ન બંધાય તે માટે મન–વચન-કાયાના યોગોને પવિત્ર રાખવા અત્યંત જરૂરી છે. તમે નિરર્થક વિકલ્પોથી મનને મુક્ત રાખો. દિવસમાં થોડી ક્ષણો માટે 'નિર્વિકલ્પ' વિચારરહિત બનવાનો અભ્યાસ કરો. એ માટે જેમ બને તેમ ઓછું બોલો. વધુ સમય મૌન રહેવાનો અભ્યાસ કરો. સ્ત્રીકથા, ભોજન કથા, રાજ-કથા અને દેશકથા તો ક્યારેય કરો જ નહીં. આવો મનોનિગ્રહ અને વચનસંયમ તમે ત્યારે જ રાખી શકશો કે જ્યારે તમારી પાંચ ઈન્દ્રિયોને દુનિયાના વિષયો સાથે જોડાવા નહીં દો. ઈન્દ્રિયોને એના પ્રિય–અપ્રિય વિષયોમાં રમવા ન દો. વધુને વધુ 'કાયસંલીનતા' કેળવો. શરીરની સ્થિરતા કેળવો.

તમારે 'ગ્રન્થ'નું નિરાકરણ કરી નિર્ગ્રન્થ બનવાનું છે. કર્મો અને કર્મબંધના હેતુઓ પર વિજય મેળવવાનો છે. વિજયી બનવાના ઉત્સાહ સાથે તમે યુદ્ધ કરતા રહો, તમારો વિજય નિશ્ચિત છે.

## કલ્પ્ય–અકલ્પ્ય

यज्ज्ञानशीलतपसामुपग्रहं निग्रहं च दोषाणाम् ।
कल्पयति निश्चये यत् तत् कल्प्यमकल्प्यमवशेषम् ॥ १४३ ॥

**અર્થ :** જે વસ્તુ જ્ઞાન, શીલ અને તપને વધારે તથા દોષોને દૂર કરે, તે નિશ્ચયથી (અને વ્યવહારથી) કલ્પનીય છે, બાકીનું બધું અકલ્પનીય છે.

**વિવેચન :** મુનિના માટે શું કલ્પ્ય અને શું અકલ્પ્ય, એની ખૂબ સ્પષ્ટ ભેદરેખા ગ્રન્થકારે દોરી આપી છે. મુનિના જ્ઞાનની, શીલની અને તપની વૃદ્ધિમાં જે સહાયક બને અને દોષોનો નિગ્રહ કરવામાં સહાયક બને, તે બધું જ કલ્પ્ય! એ સિવાયનું બધું જ અકલ્પ્ય! મુનિએ પોતાની વિવેકબુદ્ધિથી નિર્ણય કરવાનો છે.

મુનિને ધર્મગ્રન્થોનું અધ્યયન–પરિશીલન કરવાનું હોય છે. તત્ત્વચિંતન કરવાનું હોય છે. ધર્મોપદેશ આપવાનો હોય છે; પોતાની આ જ્ઞાનોપાસના નિરંતર થતી રહે, એ માટે આવશ્યક આહાર, વસ્ત્ર, પાત્ર, ઉપાશ્રય વગેરે સાધનોની મુનિએ પસંદગી કરવાની હોય છે.

મુનિને પાંચ મહાવ્રતોનું પાલન કરવાનું હોય છે. રાત્રિભોજન કરવાનું હોતું નથી, પોતાની આવશ્યક ધર્મક્રિયાઓ કરવાની હોય છે; આ વ્રત–નિયમ અને ક્રિયાનુષ્ઠાનો મુનિ સારી રીતે કરી શકે તે માટે આવશ્યક આહાર, વસ્ત્ર, પાત્ર અને ઉપાશ્રય વગેરેની પસંદગી કરવાની હોય છે.

મુનિને ઉપવાસ–આયંબિલ આદિ બાહ્ય તપ કરવાનો હોય છે. સ્વાધ્યાય, ધ્યાન આદિ અભ્યંતર તપ કરવાનો હોય છે. આ તપશ્ચર્યા સારી રીતે થઈ શકે, એ દૃષ્ટિથી મુનિએ આહાર, વસ્ત્ર–પાત્ર, ઉપાશ્રય આદિની પસંદગી કરવાની હોય છે. આ બધું એણે મધ્યસ્થભાવથી

કરવાનું હોય છે. પસંદગીમાં રસલોલુપતા, શરીરની સુખશીલતા કે માન–સન્માનની કામના...માધ્યમ ન બનવાં જોઈએ.

જેવી રીતે જ્ઞાન, શીલ અને તપની વૃદ્ધિનો વિચાર કરવાનો છે, તેવી રીતે દોષોને દૂર કરવાની દૃષ્ટિ પણ કલ્પ્ય–અકલ્પ્યના નિર્ણયમાં મહત્વની રહેવી જોઈએ. જ્યારે ક્ષુધાની પીડા તમારી જ્ઞાનોપાસનાને ડહોળી નાંખતી હોય, તમારી આવશ્યક ધર્મક્રિયાઓમાં વિક્ષેપ નાંખતી હોય, તમારી બાહ્ય–અભ્યંતર તપશ્ચર્યામાં બાધક બનતી હોય ત્યારે તમારે આહારની સમુચિત ગવેષણા કરવી જ જોઈએ. એવી રીતે તૃષા તમારી સંયમયાત્રામાં બાધક બનતી હોય, ગરમી અને ઠંડી તમારા શુભ અધ્યવસાયોને અશુભ કરી દેતાં હોય....ત્યારે તમારે આહાર, વસ્ત્ર–પાત્ર, ઉપાશ્રય આદિની ઉત્સર્ગદૃષ્ટિથી કે અપવાદદૃષ્ટિથી પસંદગી કરવી જોઈએ.

ક્ષુધા–તૃષા અને ઠંડી–ગરમી વગેરે પરિસહો સહવા, એ શ્રમણ-જીવનની એક શર્ત છે. પરંતુ એ પરિસહો ત્યાં સુધી જ સહવાના છે કે જ્યાં સુધી શ્રમણની સમતા–સમાધિ ટકે છે. આર્તધ્યાન કે રૌદ્રધ્યાન આવી જાય એ રીતે પરિસહો સહવાના નથી. એટલે કે ક્ષુધા તંગ કરી રહી છે અને નિર્દોષ ભિક્ષા મળતી નથી...તૃષા ખૂબ સતાવી રહી છે અને દોષરહિત પાણી મળતું નથી.... તો ત્યાં દોષયુક્ત આહાર–પાણી લઈને પણ ક્ષુધા–તૃષા શાન્ત કરવાં જોઈએ. ઓછામાં ઓછા દોષ લાગે, એની કાળજી શ્રમણ રાખે.

નિવાસ કરવા માટે દોષરહિત ઉપાશ્રય મળતો નથી... નિવાસની જગ્યા વિના જ્ઞાનોપાસના અને બીજા સંયમયોગો આરાધી શકાય એમ નથી... આવા સંયોગોમાં અકલ્પ્ય મકાન પણ કલ્પ્ય બની જાય છે! દોષયુક્ત મકાનમાં પણ નિવાસ કરવો પડે. આ નિર્ણય અપવાદ-દૃષ્ટિથી લીધો કહેવાય.

વસ્ત્રો વિના શરીર સંયમઆરાધનામાં સાથ આપતું નથી... ભયાનક ઠંડી ચામડી ચીરી નાંખે છે...મન જ્ઞાન–ધ્યાનમાં લાગતું

નથી...બીજી બાજુ ઉત્સર્ગમાર્ગથી ગવેષણા કરવા જતાં વસ્ત્ર મળતાં નથી... તો ત્યાં અપવાદમાર્ગથી પણ મુનિ વસ્ત્ર પ્રાપ્ત કરે.

સંયમયાત્રામાં અવરોધક દોષોને દૂર કરવાની દૃષ્ટિથી, રાગ-દ્વેષરહિત આત્મભાવથી સાધુ આહાર-ઉપધિ અને ઉપાશ્રય ગ્રહણ કરે, તે એના માટે કલ્પ્ય છે. સંયમઆરાધનામાં બાધક બને...અવરોધક બને એવાં આહાર-ઉપધિ અને ઉપાશ્રય સાધુ ગ્રહણ ન કરે.

એ નથી ભૂલવાનું કે રાગ, દ્વેષ, મોહ અને અજ્ઞાન જેવા આંતરદોષોનો ઉચ્છેદ કરવા માટે જ સાધુ-જીવન છે. આ પાયાની વાત ભૂલ્યા વિના, એ આંતરદોષોનું ઉન્મૂલન કરતાં કરતાં આગળ વધવાનું છે. બધા જ વિધિ-નિષેધો આ આંતરદોષોને નિર્મૂળ કરવા માટે યોજાયેલા છે. વિધિ-નિષેધો નિરપેક્ષ નથી હોતા, સાપેક્ષ હોય છે. વ્યક્તિની અપેક્ષાએ વિધિ નિષેધ બને છે, નિષેધ વિધિ બને છે.

ગ્રન્થકારનું સારભૂત કથનીય આ છે કે 'જે જ્ઞાન-શીલ અને તપમાં સહાયક બને છે અને આંતર-બાહ્ય દોષોને દૂર કરનાર હોય છે તે, સાધુ માટે કલ્પ્ય છે. ક્યારેક ઉત્સર્ગમાર્ગથી જે અકલ્પ્ય હોય તે અપવાદમાર્ગે કલ્પ્ય બની જાય છે. સાધક આત્માને ઉત્સર્ગનું અને અપવાદનું જ્ઞાન હોવું જરૂરી હોય છે. એવું જ્ઞાન ન હોય ત્યાં સુધી એવા જ્ઞાનીપુરુષોની નિશ્રામાં રહેવું આવશ્યક હોય છે.

यत्पुनरूपघातकरं सम्यक्त्वज्ञानशीलयोगानाम् ।
तत्कल्प्यमप्यकल्प्यं प्रवचनकुत्साकरंयच्च ॥१४४॥

**અર્થ :** જે વસ્તુ સમ્યગદર્શન જ્ઞાન-શીલ અને સંયમયોગોનો ઉપઘાત કરનારી છે અને જિનશાસનની નિન્દા કરાવનારી છે, તે વસ્તુ કલ્પ્ય હોવા છતાં અકલ્પ્ય છે!

**વિવેચન :** જે વસ્તુ સાધુના સંયમની વિઘાતક ન હોય પરન્તુ જિનશાસનને નુકશાન કરનારી હોય તે વસ્તુ અકલ્પ્ય છે.

જે વસ્તુ શાસ્ત્રદૃષ્ટિથી કલ્પ્ય હોય પરંતુ સાધુના સંયમની વિઘાતક હોય તે વસ્તુ તે સાધુ માટે અકલ્પ્ય ગણાય.

જે પરિવારોમાં માંસભક્ષણ થતું હોય, મદ્યપાન થતું હોય; એવા પરિવારોમાં જો સાધુ ભિક્ષા લેવા જાય, ભલે તે અભક્ષ્ય-અપેય ગ્રહણ ન કરે, પોતાને કલ્પતી ભિક્ષા લે, છતાં સમાજમાં જૈન શ્રમણોની નિંદા થાય. "અહિંસાનું વ્રત ધરનારા આ શ્રમણો હીન કુલોમાં ભિક્ષા માટે જાય છે....' અહિંસક અને નિર્વ્યસની સમાજમાં જિનશાસનની નિંદા થાય. તેથી એ સમાજમાં જૈન શ્રમણસંસ્કૃતિ પ્રત્યે આદર ન રહે. એ સમાજના સ્ત્રી-પુરુષો શ્રમણસંઘમાં પ્રવેશી આત્મકલ્યાણની સાધના ન કરી શકે. માટે એવા કુલોમાં-પરિવારોમાં સાધુએ ભિક્ષા માટે ન જવું જોઈએ. અલબત્ કુલોમાં નહીં જવાની જિનાજ્ઞા નથી, પરંતુ એવા કુલોમાં જવાથી જિનશાસનની નિંદા થતી હોય તો ન જવું જોઈએ, એવી જિનાજ્ઞા છે.

સંયમને-મહાવ્રતોને ક્ષતિ ન પહોંચતી હોય છતાં જો જિન-શાસનની નિંદા થવાની, અવહેલના થવાની સંભાવના લાગતી હોય તો તેવી પ્રવૃત્તિ ન કરવી જોઈએ. આ વિવેકદષ્ટિ છે. ક્યારેક સંય-મની ક્ષતિને સહન કરીને પણ જિનશાસનની અવહેલનાથી બચવું જોઈએ. અર્થાત્ શાસનમલિનતા ન થવા દેવી જોઈએ. સંયમ કરતાં શાસન મહાન છે. શાસન છે તો સંયમ છે. માટે જિનશાસનની નિંદામાં ક્યારેય નિમિત્ત ન બનવું જોઈએ.

શાસ્ત્રદૃષ્ટિએ દૂધ, દહીં, ગોળ, સાકર, મીઠાઈ વગેરે પદાર્થો લેવાનો નિષેધ નથી, પરંતુ જે સાધુ કે સાધ્વી એ પદાર્થોના સેવ-નથી વિકૃતિના ભોગ બનતા હોય, જેઓની ઈન્દ્રિયો ઉત્તેજિત થતી હોય, તેમના માટે એ દૂધ-દહીં વગેરે પદાર્થો અકલ્પ્ય બને છે! ઇન્દ્રિયોની ઉત્તેજના અને માનસિક વિકારો સાધુના જ્ઞાન અને ચારિ-ત્રને હણી નાંખે છે, માટે તેવા ઉત્તેજક માદક પદાર્થો અકલ્પ્ય બને છે.

સાધુએ અને સાધ્વીએ સદૈવ આ વાત યાદ રાખવાની છે કે તેમણે પોતાનાં સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્રના વિશુદ્ધ પાલન માટે ભિક્ષા લેવાની છે. સંયમધર્મની વિભિન્ન ક્રિયાઓ, જ્ઞાન-ધ્યાન,

સેવા–ભક્તિ...ઇત્યાદિ સારી રીતે કરી શકાય તે માટે ભિક્ષા લેવાની છે. મન–વચન–કાયાના યોગોને સંયમ સાધનામાં જોડી રાખવા માટે ભિક્ષા લેવાની છે.

એ ભિક્ષા ગ્રહણ કરતાં સાધુ વિચારે કે "આ પદાર્થો મારા મનને વિકારી તો નહીં બનાવે ને? મારી ધર્મક્રિયાઓમાં પ્રમાદ તો નહીં લાવે ને?" સાધુને તો નિરંતર મોક્ષમાર્ગે પ્રગતિ કરે જવાની છે. તે મોક્ષયાત્રામાં સહાયક તત્ત્વ તરીકે જ એણે ભિક્ષાને મહત્ત્વ આપવાનું છે.

પરદ્રવ્ય...પરપુદ્ગલ પ્રત્યે રાગ–દ્વેષ ઓછા થતા જાય....તે મોક્ષયાત્રામાં પ્રગતિ છે. શ્રમણજીવનની તમામ ધર્મક્રિયાઓ, રાગ–દ્વેષની વૃત્તિઓ નાબૂદ કરવા માટેની ધર્મક્રિયાઓ છે. 'મારા રાગ–દ્વેષ ઓછા થયા કે કેમ...?' આ આંતર–નિરીક્ષણ સતત સાધુ કરતો રહે. જેવી રીતે ભિક્ષામાં કલ્પ્ય પણ ક્યારેક અકલ્પ્ય બને છે, એ વાત વિચારી તેવી રીતે વસ્ત્ર અને મકાનના વિષયમાં પણ કલ્પ્ય ક્યારે અકલ્પ્ય બને છે, તે સમજવું જોઈએ.

દા.ત. સાધુઓ કોઇ ગામમાં ગયા, ત્યાં ઉપાશ્રય નથી, જૈનોનાં ઘર નથી, ત્યાં એક દિવસ રહેવાનું છે, રહેવા માટે મકાન જોઈએ... સાધુઓ મકાનની ગવેષણા કરે છે. દોષરહિત મકાન મળી જાય છે. મકાનમાલિક મકાનમાં રહેવાની રજા આપે છે...પણ તે મકાનનો માલિક કસાઈ છે! મકાન એવી શેરીમાં આવેલું છે કે જે શેરીમાં એક છેડે કતલખાનું છે...તો એના મકાનમાં ન રહેવાય.

દા.ત. એક ધર્મશાળા છે. સાર્વજનિક છે. એ ધર્મશાળામાં તાપસો, સન્યાસીઓ વગેરે રહેલા છે. સાધુઓએ એવા સ્થાનમાં ન રહેવું જોઈએ. જે સાધુઓ ગીતાર્થ નથી, પરિપક્વ નથી એવા સાધુઓ પેલા સન્યાસીઓ વગેરેના આચરણને જોઈને ભ્રમિત થવાની સંભાવના રહે છે. અલબત્ એ સ્થાન નિર્દોષ છે, છતાં સમ્યગ્દર્શનને ક્ષતિ પહોંચવાની સંભાવના હોવાથી વર્જ્ય બની જાય છે. આવું

સ્થાન જ્ઞાનોપાસના માટે પણ ઉપયુક્ત નથી હોતું. અનેક મુસાફરોની અવરજવરથી સ્વાધ્યાયનો વ્યાઘાત થાય છે.

કલ્પ્ય પણ અકલ્પ્ય ક્યારે બને છે, કેવી રીતે બને છે, કેવી રીતે બને છે, તેનાં આ ઉદાહરણ છે. આ દૃષ્ટિથી સાધુએ કલ્પ્ય અકલ્પ્યનો ભેદ કરવાનો છે. આ દૃષ્ટિથી જીવન જીવનાર સાધુ નિર્વિઘ્નપણે મોક્ષયાત્રામાં આગળ વધતો રહે છે.

किंचिच्छुद्धं कल्प्यमकल्प्यं स्यात्स्यादकल्प्यमपि कल्प्यम् ।
पिण्डः शय्या वस्त्रं पात्रं वा भेषजाद्यं वा ॥१४६॥

**અર્થ** : ભોજન, મકાન, વસ્ત્ર, પાત્ર કે ઔષધ વગેરે કોઈ વસ્તુ શુદ્ધ કલ્પ્ય હોય છતાં અકલ્પ્ય બની જાય છે અને અકલ્પ્ય હોવા છતાં કલ્પ્ય બની જાય છે.

**વિવેચન** : હે મુનિરાજ, ભલે તમે ગોચરીના ૪૨ દોષ ટાળીને ઘી, દૂધ, દહીં અને ગોળ-ખાંડ વગેરે આહાર લાવી શકતા હો, પરંતુ તે છતાં તમારે તેવો આહાર ન લેવો જોઈએ. એમ ન વિચારવું જોઈએ કે "જિનાજ્ઞા તો નિર્દોષ આહાર ગ્રહણ કરવાની છે, હું દોષરહિત ભિક્ષા લાવું છું...પછી ઘી-દૂધ વગેરે અકલ્પ્ય કેમ?"

જેવી રીતે દોષયુક્ત આહાર મનના અધ્યવસાયોને અશુભ અને અસ્થિર કરે છે માટે તે અકલ્પ્ય છે તેવી રીતે ઘી-દૂધ-દહીં વગેરે માદક પદાર્થો પણ મનના અધ્યવસાયોને અશુભ અને અસ્થિર બનાવે છે માટે અકલ્પ્ય છે. મન જ્યાં અશુભ અને અસ્થિર બન્યું, સંયમ-જીવન સુરક્ષિત ન રહે. ઇન્દ્રિયો પ્રશાન્ત ન રહે. સંયમયોગોની આરાધનામાં અપ્રમત્તતા ન રહે.

દૂધ-દહીં-ઘી-ગોળ વગેરેને 'વિકૃતિ' (વિગઇ) કહેવામાં આવ્યાં છે. તે પદાર્થોનો આહાર કરનારનાં તન-મન વિકારોથી વ્યાપ્ત થઈ જાય છે માટે તેને 'વિકૃતિ' કહેવામાં આવે છે. એ વિકૃત-ભોજન ભલે ૪૨ દોષોથી રહિત મળતું હોય છતાં અકલ્પ્ય છે.

પરંતુ જો વૈદ્ય બિમાર સાધુને દૂધ-દહીં કે ઘી વગેરે લેવાનું

કહે તો એ બિમાર સાધુ માટે કલ્પ્ય છે! બાલ મુનિ હોય કે વયોવૃદ્ધ મુનિ હોય તો એમના માટે પણ કલ્પ્ય છે.

એવી રીતે જે વસ્ત્રો (રેશમી વગેરે) શુદ્ધ મળતાં હોવા છતાં સાધુ માટે અકલ્પ્ય છે, તે વસ્ત્રો બિમારી વગેરે કારણે કલ્પ્ય બને છે. જે ઉપાશ્રય કે મકાન સાધુ માટે યોગ્ય ન હોય છતાં વિશિષ્ટ કારણે સાધુ એ મકાનમાં રહી શકે છે. જે પાત્ર (ધાતુ વગેરેનાં) સાધુના ઉપયોગમાં નથી આવી શકતાં, તે પાત્ર વિશિષ્ટ કારણે સાધુના ઉપયોગમાં આવી શકે છે. જે ઔષધ સાધુ ન વાપરી શકે તે ઔષધ એવી ગાઢ બિમારીના કારણે સાધુ વાપરી શકે છે. આ રીતે, અકલ્પ્ય એવું ભોજન, મકાન, વસ્ત્ર, પાત્ર અને દવા વગેરે વિશિષ્ટ સંયોગોમાં કલ્પ્ય બની શકે છે. એ વિશિષ્ટ સંયોગોનો નિર્ણય ગીતાર્થ મુનિ કરી શકે છે.

કલ્પ્ય અને અકલ્પ્યનો નિર્ણય, ઉત્સર્ગમાર્ગ અને અપવાદમાર્ગના જ્ઞાતા એવા પ્રજ્ઞાવંત શ્રમણો કરી શકે. ગમે તે સાધુ કે સાધ્વી કલ્પ્યને અકલ્પ્ય કે અકલ્પ્યને કલ્પ્ય ન માની શકે. એમના માટે તો ગીતાર્થ ગુરુજનોના માર્ગદર્શન મુજબ કલ્પ્ય–અકલ્પ્યનો નિર્ણય બંધનકર્તા હોય છે.

આ રીતે કલ્પ્ય અને અકલ્પ્યના નિયમો એકાંતિક નથી. એક નિયમ સહુના માટે બંધનકર્તા નથી. એકના માટે કલ્પ્ય હોય તે બીજાના માટે અકલ્પ્ય બની શકે. એકના માટે અકલ્પ્ય હોય તે બીજાના માટે કલ્પ્ય બની શકે. એટલે કલ્પ્ય–અકલ્પ્યના વિષયમાં કોઈનું અનુકરણ ન કરવું જોઈએ. એવી રીતે કોઈની નિંદા ન કરવી જોઈએ.

'ફલાણા સાધુ આ વસ્તુ વાપરે છે તો આપણને વાપરવામાં શો વાંધો?' અથવા 'અમુક સાધુ અમુક વસ્તુ નથી વાપરતા તો આપણાથી કેમ વપરાય?' આવું અનુકરણ ન કરવું જોઈએ.

'અમુક સાધુઓ તો અકલ્પ્ય વાપરે છે... આવું તો ન જ

વપરાય...આવી જગાએ તો ન જ રહેવાય....' આવી નિન્દાઓ ન કરવી જોઈએ. કલ્પ્ય અને અકલ્પ્યના નિયમો ત્રિકાલાબાધિત નથી. રોગથી આક્રાન્ત સાધુને સચિત્ત અને મિશ્ર ઔષધ લેવાનું પણ કલ્પ્ય બતાવવામાં આવ્યું છે. એ અપવાદ-માર્ગ છે. એ અપવાદ-માર્ગનું અવલંબન ક્યારે, કેવી રીતે અને કેટલું લેવું, તે અંગે આગમ ગ્રન્થોમાં માર્ગદર્શન આપવામાં આવેલું છે. અપવાદમાર્ગનું આલંબન પણ શાસ્ત્રદૃષ્ટિથી જ લેવાનું છે. જેવી રીતે ઉત્સર્ગ-માર્ગ મોક્ષમાર્ગ છે તેવી રીતે અપવાદ માર્ગ પણ મોક્ષમાર્ગ છે. એકલો ઉત્સર્ગમાર્ગ મોક્ષમાર્ગ નથી, એકલો અપવાદમાર્ગ મોક્ષમાર્ગ નથી. બંને એકબીજાને સાપેક્ષપણે મોક્ષમાર્ગ બને છે. કલ્પ્ય અને અકલ્પ્યના વિષયમાં અનેકાન્તદૃષ્ટિ આપીને ગ્રન્થકાર મહર્ષિ કલ્પ્યાકલ્પ્યના વિષયમાં અનાગ્રહી બનવાનો ઉપદેશ આપે છે.

અલબત્, આ વિષયમાં વિશેષ સ્પષ્ટતા મેળવવા માટે આગમ-ગ્રન્થોનું અધ્યયન હોવું અનિવાર્ય છે. આગમ ગ્રન્થોના અધ્યયન સાથે આગમિક વાતોને એના સંદર્ભમાં સમજવાની સૂક્ષ્મ પ્રજ્ઞા હોવી જરૂરી છે. મોક્ષમાર્ગની આરાધનામાં શું સહાયક બને છે અને શું વિઘાતક બને છે—આનો નિર્ણય કરનારી સૂક્ષ્મ બુદ્ધિ હોય તો જ મનુષ્ય મોક્ષમાર્ગે પ્રગતિ સાધી શકે.

કલ્પ્ય અને અકલ્પ્યનો વિચાર અનેક અપેક્ષાએ કરવાનો નિર્દેશ કરતા ગ્રન્થકાર હવે તે અપેક્ષાઓ બતાવી રહ્યા છે.

देशं कालं पुरुषमवस्थामुपघातशुद्धपरिणामान् ।
प्रसमीक्ष्य भवति कल्प्यं नैकान्तात् कल्प्यते कल्प्यम् ॥१४६॥

**અર્થ :** દેશ, કાલ, પુરુષ, અવસ્થા, ઉપઘાત અને શુદ્ધપરિ-ણામની સમ્યગ્ આલોચના કરીને કલ્પ્ય કલ્પે છે. એકાન્તે કલ્પ્ય કલ્પતું નથી.

**વિવેચન :** ભિક્ષા, વસ્ત્ર, પાત્ર અને મકાન આદિના કલ્પ્ય-અકલ્પ્યના વિષયમાં અહીં ગ્રન્થકાર મહાત્મા છ અપેક્ષાઓથી વિચારવાનું કહે છે. આપણે એક-એક અપેક્ષાનો અહીં વિચાર કરીશું.

**૧. દેશ** એક દેશમાં એક વસ્તુ સાધુના માટે અકલ્પ્ય હોય તે વસ્તુ બીજા દેશમાં કલ્પ્ય બની શકે. અર્થાત્ સાધુ એ વસ્તુ ગ્રહણ કરી શકે. વર્તમાનકાલીન શ્રમણ સંઘમાં આ અપેક્ષાએ વિચાર થતો નથી, એટલે કે ગુજરાતમાં જે અકલ્પ્ય ગણાતું હોય તે બંગાલ અને બિહારમાં પણ અકલ્પ્ય જ ગણાય છે. પૂર્વના દેશોમાં જે અકલ્પ્ય મનાતું હોય તે દક્ષિણના દેશોમાં પણ અકલ્પ્ય મનાય છે.

**૨. કાળ :** સુકાળમાં જે વસ્તુ અકલ્પ્ય ગણાતી હોય તે વસ્તુ દુષ્કાળમાં કલ્પ્ય બની શકે છે. દુષ્કાળમાં જ્યારે કલ્પ્ય ભોજનનો અભાવ હોય ત્યારે અકલ્પ્ય પણ કલ્પ્ય બની શકે છે. વર્તમાનકાળમાં, આવા દુષ્કાળનો સંભવ નથી હોતો કારણ કે એક પ્રદેશમાં દુષ્કાળ પડે છે ત્યારે બીજા પ્રદેશોમાંથી તત્કાલ ધાન્યનો પુરવઠો પહોંચાડવામાં આવે છે. યાતાયાતનાં ઝડપી સાધનો ઉપલબ્ધ હોવાથી કોઈ પ્રાન્ત–રાજ્યની પ્રજાને ભૂખે મરવાનું પ્રાયઃ બનતું નથી.

**૩. પુરુષ :** પ્રાચીનકાળમાં રાજાઓ, મહામંત્રીઓ, શ્રેષ્ઠિઓ જ્યારે સંસારનો ત્યાગ કરી શ્રમણ બનતા હતા, તેમના માટે ગીતાર્થ ગુરુજનો, તેમની શારીરિક ક્ષમતાનો વિચાર કરી કલ્પ્ય–અકલ્પ્યનો નિર્ણય કરતા હતા. બીજાઓ માટે અકલ્પ્ય વસ્તુ રાજર્ષિ જેવાઓ માટે કલ્પ્ય બનતી હતી.

**૪. અવસ્થા :** ધર્મગ્રન્થોમાં મુખ્યતાએ ત્રણ અવસ્થાઓનો વિશેષ વિચાર કરવામાં આવેલો છે. ૧ બાલ્યાવસ્થા ૨. ગ્લાનાવસ્થા. ૩. વૃદ્ધાવસ્થા.

આઠ વર્ષની ઉંમરે દીક્ષા લેનારા બાલસાધુઓ માટે અપવાદરૂપે અકલ્પ્ય પણ કલ્પ્ય બને છે. યુવાન શ્રમણો માટે જે ઘી–દૂધ–દહીં વગેરે અકલ્પ્ય ગણાય છે તે ઘી–દૂધ વગેરે બાલ શ્રમણો માટે કલ્પ્ય ગણાય છે. આઠ વર્ષથી સોળ વર્ષ સુધીના શ્રમણો માટે ઘી–દૂધ વગેરેની છૂટ આપવામાં આવી છે. એવી રીતે વસ્ત્ર અને પાત્રના વિષયમાં પણ બાલ શ્રમણો માટે કેટલાક અપવાદો છે.

ગ્લાન–બિમાર સાધુના માટે તો ઘણું–ઘણું અકલ્પ્ય કલ્પ્ય બને છે. વૈદ્ય કે ડોકટરોનાં સૂચનોનો અમલ કરવો આવશ્યક હોય છે. વસ્ત્ર–પાત્ર અને મકાનના વિષયમાં પણ ઘણું અકલ્પ્ય કલ્પ્ય બને છે.

૭૦ વર્ષની ઉંમર થઈ એટલે વૃદ્ધાવસ્થા કહેવાય. આવા વૃદ્ધ શ્રમણો માટે પણ કેટલુંક અકલ્પ્ય કલ્પ્ય બને છે. એમના માટે જ્ઞાની પુરુષોએ ઘણા અપવાદો સૂચવ્યા છે. વૃદ્ધ શ્રમણોની સમતા–સમાધિ જળવાય એ રીતે તેઓને ભિક્ષા, વસ્ત્ર પાત્ર વગેરેનો ઉપયોગ કરવાનો છે.

**૫. ઉપઘાત :** ઉપઘાત એટલે સૂક્ષ્મ જીવોથી સંસકત મકાન, વસ્ત્ર વગેરે હોય તો તે અકલ્પ્ય બને છે. એટલે કે મકાનમાં કુંથુઆ, માંકડ વગેરે થયા હોય, પરંતુ બીજું કોઈ મકાન ન મળતું હોય તો માંકડવાળા મકાનમાં પણ જયણાપૂર્વક રહે. સાંધેલાં વસ્ત્ર–પાત્ર અકલ્પ્ય હોવા છતાં, બીજા વસ્ત્ર–પાત્ર ન મળતાં હોય તો અકલ્પ્ય પણ કલ્પ્ય બને છે.

**૬. શુદ્ધ પરિણામ :** અકલ્પ્યને પણ ગ્રહણ કરતાં, ચિત્તના અધ્યવસાયો વિશુદ્ધ જોઈએ, નિષ્કપટ હૃદયથી, અપવાદ માર્ગે અકલ્પ્ય પણ ગ્રહણ કરી શકે. વાસ્તવમાં એવું કોઈ વિશેષ કારણ ન હોય, છતાં કપટથી એવું કોઈ કારણ ઉપસ્થિત કરીને જો અકલ્પ્ય ગ્રહણ કરે તો તે દોષિત બને છે. એટલે કોઈપણ અપવાદનું આલંબન લેતાં હૃદય કપટરહિત હોવું જોઈએ.

દેશ, કાલ વગેરેની અપેક્ષાઓના વિચાર શાસ્ત્રસંમત હોવા જોઈએ. જ્યારે જ્યારે એવી અપેક્ષાએ અકલ્પ્ય ગ્રહણ કરવું પડે ત્યારે અબુઝ અજ્ઞાની લોકો અને અગીતાર્થ સાધુઓ અધર્મ ન પામે, એમના મનમાં વિસંવાદ પેદા ન થાય, એવી કાળજી રાખવી જોઈએ. એટલે અપવાદનું આલંબન જ્ઞાની એવા ગીતાર્થ પુરુષો જ લઈ શકે.

સાધુ–સાધ્વીએ ગીતાર્થ બનીને જીવવાનું છે અથવા ગીતાર્થ

મહાપુરુષોની નિશ્રામાં જીવવાનું છે. જે સ્વયં ગીતાર્થ નથી અથવા ગીતાર્થની નિશ્રામાં રહેતો નથી તે મોક્ષમાર્ગનો આરાધક બની શકતો નથી. મોક્ષમાર્ગની આરાધનામાં ઉત્સર્ગ–અપવાદના અને નિશ્ચય–વ્યવહારના જ્ઞાનની અનિવાર્ય આવશ્યકતા હોય છે.

કલ્પ્ય અને અકલ્પ્યનો વિધિ નિરપેક્ષ નથી, સાપેક્ષ છે, આ વાત ગ્રન્થકારે અને ટીકાકારે ખૂબ સ્પષ્ટતાથી સમજાવી છે. દરેક સાધુ સાધ્વીએ આ વાતોનું ચિંતન–મનન કરીને પોતાના જીવનમાર્ગને પ્રશસ્ત કરવો જોઈએ.

## સાચો પુરુષાર્થ

तच्चिन्त्यं तद्भाष्यं तत्कार्यं भवति सर्वथा यतिना ।
नात्मपरोभयबाधकमिह यत्परतश्च सर्वाद्धम् ॥१४७॥

**અર્થ** : મુનિએ સર્વથા તે જ વિચારવું જોઈએ, તે જ બોલવું જોઈએ અને તે જ કરવું જોઈએ કે જે આ લોકમાં અને પરલોકમાં, સર્વદા પોતાને, બીજાને અને ઉભયને દુઃખદાયી ન બને.

**વિવેચન** : તમે જો મુનિરાજ છો તો તમારે સતત તમારા વિચારોનું નિરીક્ષણ કરવું જોઈએ. એ સાવધાની રાખવી જોઈએ કે પ્રિયસંયોગના અને પ્રિયવિયોગના વિચારો તમારા મનનો કબજો ન લઈ લે. અપ્રિયસંયોગ અને અપ્રિયવિયોગના વિચારો તમારા મનને અશાંત ન બનાવી મૂકે.

તમને જે વ્યક્તિ કે જે વસ્તુ પ્રિય છે, તમને તેના સમાગમની ઈચ્છા રહેવાની. એ મેળવવા તમે સતત વિચારો કરવાના, તે મળી ગયા પછી એનો વિયોગ ન થાય એ માટે તમે ચિંતાતુર રહેવાના. વિયોગ થઈ ગયા પછી તમે શોકાકુલ બની જવાના ! એવી રીતે તમને જે

અપ્રિય છે અને તમને વળગ્યું છે, તમે એનાથી છૂટવાના વિચારો કરવાના. છૂટી ગયા પછી, ફરીથી એ અપ્રિય ન વળગે તે અંગે ચિંતા કરવાના, આ રીતે પ્રિય–અપ્રિયના સંયોગ–વિયોગના વિચારોથી તમારૂં મન એવું ચંચળ, અસ્થિર અને વિહ્‌વળ બની જવાનું કે તમે તમારા સંયમયોગોમાં સ્થિરતા પ્રાપ્ત નહીં કરી શકો. અનંત–અનંત પાપકર્મોથી તમારો પવિત્ર આત્મા બંધાઈ જવાનો...પાપકર્મોનું પરિણામ તો તમે જાણો છો...માટે મનમાં આવો કોઈ અશુભ વિચાર ન પ્રવેશી જાય એ માટે સતત જાગ્રત રહેજો. જો જાગ્રતિ ન રહી તો એ પ્રિયાપ્રિયના વિચારોમાંથી હિંસા, જૂઠ, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહના વિચારો મન ઉપર અધિકાર જમાવી લેશે...તમે મહાવ્રત-ધારી છો, જો હિંસા વગેરેના વિચારોનું મનમાં તાંડવનૃત્ય ચાલ્યું તો તમારા મહાવ્રતો નષ્ટ થઇ જવાનાં. તમારું જીવન નિઃસાર બની જવાનું. તમે સંસારમાં ભટકતા થઈ જવાના.

તમે ધર્મધ્યાનમાં તમારા મનને રમતું રાખો. જિનાજ્ઞાઓના વિચારો કરો. કર્મબંધના હેતુઓનો વિચાર કરો, કર્મોનાં પરિણામોનો વિચાર કરો. સમગ્ર ચૌદ રાજલોકના સ્વરૂપનું ચિંતન કરો. પંચપરમેષ્ઠિ ભગવંતોની ગુણસમૃદ્ધિના વિચારો કરો. જીવના અનંતકાલીન ભવ-ભ્રમણનો વિચાર કરો. કર્મોને પરાધીન જીવાત્માઓની દુર્ગતિઓમાં થતી ઘોર કદર્થનાનો વિચાર કરો.

જેવી રીતે વિચારોને પવિત્ર રાખવાના છે તેવી રીતે વાણીને પણ પવિત્ર રાખવાની છે. તમે જેટલા વધારે મૌન રહી શકો તેટલો વધારે આધ્યાત્મિક વિકાસ સાધી શકો. ખૂબ ઓછું બોલો. બોલવામાં તમારે જાગ્રત રહેવું પડશે. ક્યારે પણ અસત્ય ન બોલશો. અહિતકારી ન બોલશો. અપ્રિય ન બોલશો. તમે જાણો છો ને કે મનુષ્ય ક્રોધા-વેશમાં અસત્ય બોલી જાય છે? લોભદશામાં તણાયેલો મનુષ્ય અસત્ય બોલી જાય છે...ભયથી અને લોભથી પણ અસત્ય બોલી જાય છે. માટે તમે ક્રોધ–લોભ–ભય અને લોભમાં તણાશો નહીં...હસવામાં પણ જૂઠ ન બોલાઈ જાય તેની તકેદારી રાખજો.

એવું અને એટલું જ બોલજો જેથી તમે કોઇ આફતમાં ન ફસાઈ જાઓ. પાપકર્મો બંધાઇ ન જાય. આટલી તકેદારી તમારા જીવનમાં હોવી અત્યંત આવશ્યક છે.

તમારા શરીરને–પાંચે ઇન્દ્રિયોને પણ તમારે સંયમમાં રાખવાની છે. તમને ખ્યાલ હોવો જ જોઈએ કે પ્રમાદમાં પ્રવર્તતી ઇન્દ્રિયો અને કાયા, કેવાં પાપકર્મો બંધાવે છે. તમારી આ સમજણ ખૂબ સ્પષ્ટ હોવી જોઈએ કે અશુભ અને પાપમય પ્રવૃત્તિઓમાં પ્રવર્તતી ઇન્દ્રિયો કેવા મોટા અનર્થો સર્જે છે.

માત્ર પરલોકની દૃષ્ટિએ જ નહીં, વર્તમાન જીવનની દૃષ્ટિએ પણ તમારે વિચારવાનું છે. મનમાં આર્તધ્યાન–રૌદ્રધ્યાન કરવાથી, અસત્ય, અહિતકારી અને અપ્રિય વાણી ઉચ્ચારવાથી અને શરીરથી અસંયમની પ્રવૃત્તિ કરવાથી વર્તમાન જીવન પણ કેવું અશાન્તિભર્યું અને અનર્થકારી બની જાય છે, એ વાત સારી રીતે સમજી લેવી જોઇએ.

અનેક પ્રકારના માનસિક રોગો આર્ત–રૌદ્ર વિચારોનું પરિણામ છે, એ વાત સમજી લેજો. અનેકવિધ પારિવારિક અને સામાજીક ક્લેશો અસત્ય–અભદ્ર અને કર્કશ વાણીને આભારી છે, આ વાત તમે વિચારી લેજો. અનેક શારીરિક રોગો અને સમસ્યાઓ મનુષ્યની અસંયમી કાયિક પ્રવૃત્તિઓને આભારી છે, આ વાત પર વિશ્વાસ કરજો.

તમે મુનિરાજ બન્યા છો. સંસારનાં બંધનો તોડી આત્માને શુદ્ધ, બુદ્ધ અને મુક્ત બનાવવા તમે સંયમનો માર્ગ લીધો છે. નિર્મમ અને નિઃસ્પૃહ બની તમારે જીવનયાત્રા કર્યે જવાની છે. જો તમે મન–વચન–કાયાને શુભમાં પ્રવર્તાવશો, અશુભમાં જતાં અટકાવશો તો તમારૂં સંયમ જીવન સફળ બની જશે. તમે આત્માનંદ અનુભવી શકશો. તમે અપૂર્વ ચિત્તપ્રસન્નતા અનુભવી શકશો.

# વિષયોનાં પ્રત્યાખ્યાન

सर्वार्थेष्विन्द्रियसंगतेषु वैराग्यमार्गविघ्नेषु ।
परिसंख्यानं कार्यं कार्यं परमिच्छता नियतम् ॥१४८॥

**અર્થ :** ઉત્કૃષ્ટ અને શાશ્વત કાર્ય મોક્ષના અભિલાષી મુનિએ, વૈરાગ્યના માર્ગમાં વિઘ્ન કરનારા ઇન્દ્રિયસંબંધી વિષયોમાં સર્વદા પ્રત્યાખ્યાન કરવું જોઈએ.

**વિવેચન :** આ માનવજીવનમાં તમે કયું કાર્ય સિદ્ધ કરવા ઇચ્છો છો ? અનિશ્ચિત સ્થિતિમાં ન રહો. નિર્ણય કરી લો. ગંભીરતાથી વિચાર કરીને નિર્ણય કરો. એ નિર્ણય કરીને, નિશ્ચિત કરેલા કાર્યને પાર પાડવા કટિબદ્ધ બનો.

ભૂલેચૂકે પણ ધનાઢ્ય–શ્રીમંત બનવાનો નિર્ણય ન કરતા. અર્થ–પુરુષાર્થ ખૂબ વિષમતાઓથી ભરેલો છે. ધન કમાવામાં તન–મનની ખૂવારી થઇ જાય છે. કમાયેલા ધનની સુરક્ષામાં મન અનેક પાપવિચારોથી મલીન થઇ જાય છે. હિંસા–જૂઠ વગેરે પાપોના આચરણથી અનેક ભય અને સંતાપથી જીવ ઘેરાઈ જાય છે. મેળવેલું ધન કાયમ ટકતું નથી, જ્યારે ચાલ્યું જાય છે ધન, ત્યારે જીવ બેબાકળો બની જાય છે. અનેક અનર્થો સર્જાય છે. ભલેને દેવોનું ઐશ્વર્ય હોય, છતાં તે વિનાશી છે અને ક્લેશ કરાવનારૂં છે.

ભલે ગૃહસ્થ પોતાની આજીવિકાપુરતો અર્થપુરુષાર્થ કરે. એનું લક્ષ્ય અર્થપુરુષાર્થ ન હોય, લક્ષ્ય તો 'મોક્ષ'પ્રાપ્તિનું જ હોય. જો ધન–સંપત્તિના વ્યામોહમાં જીવ ફસાયો તો એ પોતાનાં તન–મન ખુવાર કરી નાંખવાનો ! પોતાના પરલોકને અંધકારમય બનાવી દેવાનો. મોક્ષથી અસંખ્ય યોજન દૂર ફેંકાઈ જવાનો.

જો મનુષ્ય કામપુરુષાર્થ તરફ આકર્ષાયો અને પાંચ ઇન્દ્રિયોનાં વિષયસુખોનો ઉપભોગ જ એનું લક્ષ્ય બની ગયું તો તે દુઃખી–દુઃખી

થઈ જવાનો. વૈષયિક સુખો ખરેખર તો દુઃખરૂપ જ છે. એનું પરિણામ પણ દુઃખ છે! ક્ષણિક–વિનાશી સુખોની ખાતર દીર્ઘકાલીન દુઃખોને નોંતરવાની ભૂલ ન કરવી જોઈએ. અનિવાર્યરૂપે જે વૈષયિક સુખો ભોગવવાં પડે તે ક્ષમ્ય છે, વૈષયિક સુખો જીવનનું લક્ષ્ય ન બનવું જોઈએ.

અર્થપુરુષાર્થ અને કામપુરુષાર્થ માનવજીવનના આદર્શ ન બનવા જોઈએ. માત્ર સાધનરૂપે જ એનો સ્વીકાર કરવાનો છે, તે પણ મમતા વિના! આસક્તિ વિના! અર્થ અને કામની ઉપાદેયતાનો ક્યારે ય સ્વીકાર નથી કરવાનો. 'અર્થ અને કામ ત્યાજ્ય છે–' આ ભાવ મનમાં અખંડ રહેવો જોઈએ.

ત્રીજો પુરુષાર્થ છે ધર્મપુરુષાર્થ. ધર્મના બે પ્રકારો છે: એક પ્રકાર છે અભ્યુદયસાધક ધર્મનો, બીજો પ્રકાર છે નિઃશ્રેયસાધક ધર્મનો. જે ધર્મના આરાધનથી ભૌતિક–સુખોની પ્રાપ્તિ થાય છે તે ધર્મ પણ એકાંતે ઉપાદેય નથી. જે ધર્મના આચરણથી પુણ્યકર્મો બંધાય અને એ પુણ્યકર્મોના ઉદયથી વૈષયિક સુખોની પ્રાપ્તિ થાય, તે ધર્મ આત્મસ્વરૂપની પ્રાપ્તિમાં બાધક બને છે. કારણ કે પ્રાપ્ત થયેલાં વૈષયિક સુખોમાં પ્રાયઃ જીવાત્મા મોહમૂઢ બને છે અને તીવ્ર રાગ–દ્વેષ કરી દુર્ગતિમાં ચાલ્યો જાય છે.

ધર્મનો બીજો પ્રકાર છે નિઃશ્રેયસસાધક ધર્મ! મોક્ષસાધક ધર્મ! આ મોક્ષસાધક ધર્મને મોક્ષપુરુષાર્થ કહેવામાં આવ્યો છે. જે ધર્મની આરાધનાથી આત્મા પર લાગેલાં કર્મોનો નાશ થાય અને આત્માના જ્ઞાનાદિ ગુણોનો આવિર્ભાવ થાય, તે ધર્મની આરાધના એકાંતે ઉપાદેય છે. તમારો નિર્ણય આ મોક્ષપુરુષાર્થ કરી લેવાનો થવો જોઈએ. 'આ માનવજીવનમાં મારે મોક્ષપુરુષાર્થ કરવો છે, આત્માના શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરવું છે.' આવો દૃઢ નિર્ણય કરવાનો છે.

આ મોક્ષપુરુષાર્થમાં અવરોધક છે પાંચ ઇન્દ્રિયોના વિષયો. શબ્દ–રૂપ–રસ–ગંધ અને સ્પર્શ. મોક્ષપ્રાપ્તિનો રાજમાર્ગ છે વૈરાગ્ય!

પાંચ ઇન્દ્રિયોના તમામ વિષયો પ્રત્યે વૈરાગ્ય! વિષયવિરાગને અખંડ રાખનાર જીવાત્મા જ મોક્ષ પામી શકે છે. વિષયવિરાગને અખંડ રાખવા માટે એ શબ્દ–રૂપ–રસ–ગંધ અને સ્પર્શના વિષયોની નિઃસારતા જાણવી જોઈએ અને એ વિષયોનો ત્યાગ કરવો જોઈએ. કોઈ એક વિષય પ્રત્યે પણ રાગ ન થઈ જાય, મમતા ન બંધાઈ જાય એ માટે જાગ્રત રહેવું જોઇએ.

વિષયરાગ મોક્ષમાર્ગમાં નડતું મોટામાં મોટું વિઘ્ન છે. એ વિઘ્નથી બચવા માટે સાધકે પોતાના લક્ષને સતત યાદ રાખવું જોઈએ. એ વિષયોની માયાજાળને સમજીને એમાં ફસાવું ન જોઈએ. તે માટે નીચે પ્રમાણે ચિંતન કરવું જોઈએ.

૧. પાંચ ઇન્દ્રિયોના વિષયો નિઃસાર છે.

૨. વિષયોનો ઉપભોગ તાલપુટ ઝેર જેવો ભયાનક છે.

૩. વિષયલંપટતા જીવાત્માને દુર્ગતિમાં લઈ જાય છે.

૪. વિષયોની વાસનાથી મુક્ત મન મોક્ષપુરુષાર્થમાં સહાયક બને છે.

૫. વિષયોનો પ્રતિજ્ઞાપૂર્વક કરેલો ત્યાગ વિષયાસક્તિને નાબૂદ કરે છે. જો શ્રેષ્ઠ–શાશ્વત્ સુખની તીવ્ર અભિલાષા છે તો વિષયોનો મન–વચન–કાયાથી ત્યાગ કરો.

# બાર ભાવનાઓ

भावयितव्यमनित्यत्वमशरणत्वं तथैकतान्यत्वे ।
अशुचित्वं संसारः कर्माश्रवसंवरविधिश्च ॥१४९॥
निर्जरणलोकविस्तरधर्मस्वाख्याततत्त्वचिन्ताश्च ।
बोधेः सुदुर्लभत्वं च भावना द्वादश विशुद्धाः ॥१५०॥

**અર્થ :** અનિત્યતા, અશરણતા, અન્યત્વ, અશુચિતા, સંસાર, આશ્રવ, સંવર, નિર્જરા, લોકવિસ્તાર, સ્વાખ્યાત ધર્મનું ચિંતન અને બોધિદુર્લભતા, આ બાર વિશુદ્ધ ભાવનાઓ છે, તેની સતત અનુપ્રેક્ષા કરવી જોઈએ.

**વિવેચન :** એક જિજ્ઞાસુએ પ્રશ્ન કર્યો : 'અમને તો હંમેશાં પૈસા, સ્ત્રી, સ્નેહી–સ્વજન...શરીર...આ બધાના જ વિચારો આવે છે. આ વિચારો ન કરવા જોઈએ, એ જાણીએ છીએ પરંતુ આ વિચારો છૂટતા નથી અને સારા વિચારો કેવા કરવા, એ સમજાતું નથી.'

અશુભ વિચારોથી મનને મુક્ત કરવા માટે 'મને ખૂબ ખરાબ વિચારો આવે છે...' એમ રોવામાત્રથી મન અશુભ વિચારોથી મુક્ત નહીં થાય. એ માટે તો શુભ–પવિત્ર વિચારો કરવાનો અભ્યાસ કરવો પડે. અહીં ગ્રન્થકાર એવા બાર પ્રકારના શુભ વિચારો બતાવી રહ્યા છે. એ બતાવીને કહે છે : 'તમે સતત આ વિચારો...આ ચિંતન–મનન કરતા રહેજો.'

આ બાર ભાવનાઓને સંક્ષેપમાં વિચારીને પછી એક–એક ભાવના પર વિસ્તારથી ચિંતન કરીશું.

**અનિત્યતા :** આ સંસારમાં સર્વ સ્થાનો અને સર્વ ભાવો અનિત્ય છે....કંઈ નિત્ય નથી, કંઈ શાશ્વત્ નથી. આ વિષયનું ચિંતન કરવાનું.

**અશરણતા :** 'જન્મ–જરા અને મૃત્યુના બંધનમાં જકડાયેલા જીવને જન્માદિથી બચાવનાર આ સંસારમાં કોઈ નથી, જીવ અશરણ છે.' આ વિચારવાનું.

**એકત્વ :** 'હું એકલો જ છું. એકલો જન્મું છું. સુખ-દુ:ખ એકલો અનુભવું છું. અને એકલો મરું છું.' આ વિષય પર મનન કરવાનું.

**અન્યત્વ :** 'હું સ્વજનોથી, પરિજનોથી, વૈભવ-સંપત્તિથી અને શરીરથી જુદો છું. આમાંનું કોઈ મારું નથી.' આ વિચારને વાગોળવાનો.

**અશુચિતા :** 'આ શરીર બિભત્સ પદાર્થોથી ભરેલું છે. શરીરમાં બધું જ અપવિત્ર અને ગંદુ ભરેલું છે.' આ રીતે શરીરની અપવિત્રતા વિચારવાની.

**સંસાર :** 'આ સંસારના સંબંધો પરિવર્તનશીલ છે...મા મરીને પુત્રી થાય...બહેન થાય...પત્ની થાય....' સંસારની પરિવર્તનશીલતા વિચારવાની.

**આશ્રવ :** 'મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ અને પ્રમાદનાં દ્વારોમાંથી કર્મો આત્મામાં વહી આવે છે, આત્મા કર્મોથી બંધાય છે.' આ વિચારવાનું.

**સંવર :** 'આ આશ્રવનાં દ્વારોને સમ્યક્ત્વ, વિરતિ, ક્ષમાદિધર્મ, અપ્રમાદ આદિથી બંધ કરી દઉં તો આત્મામાં કર્મો આવતાં અટકે.' આ રીતે આશ્રવદ્વારોને બંધ કરવાના મનોરથ કરવાના.

**નિર્જરા :** 'આશ્રવ-દ્વારો બંધ કર્યા પછી, આત્મામાં રહેલાં કર્મોનો નિકાલ કરવા માટે, તપશ્ચર્યા કરું.' કર્મોનો નાશ કરવાના ઉપાયો વિચારવાના.

**લોકવિસ્તાર :** ચૌદરાજલોકનું ચિંતન કરવાનું. ઉર્ધ્વલોક, અધોલોક અને મધ્યલોકમાં આપણા જીવે કેવાં કેવાં જન્મ-મરણ કર્યાં છે....એ વિચારવાનું.

**ધર્મચિંતન :** ભવ્યજીવોના ઉપકાર માટે સર્વજ્ઞ પરમાત્માએ કેવો નિર્દોષ ધર્મ બતાવ્યો છે...એનું હૃદયસ્પર્શી ચિંતન કરવાનું.

**બોધિદુર્લભતા :** મનુષ્યજન્મ, કર્મભૂમિ, આર્યદેશ, ઉચ્ચકુળ, પાંચ ઇન્દ્રિયોની પૂર્ણતા...આ બધું મળવા છતાં સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રની પ્રાપ્તિ કેટલી દુર્લભ છે એ વિચારવાનું.

શુભ...પવિત્ર વિચારો કરવાનાં આ બાર કેન્દ્રો છે. કોઈપણ એક કેન્દ્રને નક્કી કરીને તમે વિચારો કરવા લાગો. તમારું મન પવિત્ર બનશે. અશુભ કર્મોનાં બંધનથી તમે બચી જશો. તમારો આત્મભાવ નિર્મળ બનશે. આ બાર પ્રકારના વિચારો તમારે રોજ કરવા જોઈએ.

આ વિચારો તીવ્ર રાગ-દ્વેષની પરિણતિ તોડી નાંખશે. આ વિચારોને વારંવાર કરનાર અલ્પજ્ઞાની આત્મા પણ પરમ સુખ અનુભવે છે, જ્યારે આ ભાવનાઓને નહીં ભાવનાર મોટો શાસ્ત્રજ્ઞાની પણ ઘોર અશાન્તિ અનુભવે છે. આ ભાવનાઓ વિના ઘોર તપ કરનાર તપસ્વી પણ આંતર પ્રસન્નતા અનુભવી શકતો નથી. આ ભાવનાઓ નહીં ભાવનાર મોટો દાનેશ્વરી પણ આંતરવ્યથાથી મુક્ત થઈ શકતો નથી. આ ભાવનાઓથી આત્માને જે ભાવિત નથી કરતો એ બ્રહ્મચારી પણ આંતરસુખ પામી શકતો નથી. આ ભાવનાઓને પોતાના શ્વાસોચ્છ્વાસમાં જે મુનિ વણી લેતો નથી તે મુનિ સંયમ-ક્રિયાઓ કરવા છતાં આત્મભાવમાં કરી શકતો નથી.

ગ્રન્થકાર મહર્ષિ હવે એક-એક કારિકા દ્વારા એક-એક ભાવનાને સ્પષ્ટ કરે છે. આપણે એક-એક કારિકા ઉપર વિસ્તારથી હવે મનન કરીશું.

## અનિત્ય-ભાવના

इष्टजनसंप्रयोगर्द्धिविषयसुखसम्पदस्तथारोग्यम् ।
देहश्च यौवनं जीवितञ्च सर्वाण्यनित्यानि ॥१५१॥

અર્થ : ઇષ્ટજનોનો સંયોગ, ઋદ્ધિ, વિષયસુખ, સમ્પત્તિ, આરોગ્ય, શરીર, યૌવન અને જીવન, આ બધું અનિત્ય છે.

**વિવેચન** : મનનો એવો સ્વભાવ હોય છે કે એને જે અનિત્ય લાગે, તેના પર તેને રાગ નહીં થાય, સ્નેહ નહીં બંધાય. જે અનિત્ય છે, જે ક્ષણિક છે, જે વિનાશી છે તેને અનિત્ય ક્ષણિક અને વિનાશી સમજી લેવામાં આવે, એ સમજણને આત્મસાત્ કરવામાં આવે તો જ આસક્તિના બંધનમાંથી મન મુક્ત બને.

ઇન્દ્રિયગોચર બાહ્ય વિશ્વ અનિત્ય છે, અસ્થિર છે...'**સર્વમનિત્યમ્**' બધું જ અનિત્ય ! માટે, બાહ્યવિશ્વના પદાર્થો તરફ અનિત્યતાનો વિચાર સુદૃઢ કરવો જોઈએ. એ બાહ્ય વિશ્વના મુખ્ય આઠ વિભાગો બતાવીને ગ્રન્થકાર એ આઠ વિભાગો તરફ અનિત્યતાનો ભાવ કેળવવા પ્રેરણા આપે છે.

**૧. ઇષ્ટજન-સંયોગ** : જ્યારે કોઈ પ્રિય...મનગમતી વ્યક્તિનું મીલન થાય છે, પરસ્પર સ્નેહ બંધાય છે, અનુરાગના તાણા—વાણા ગુંથાય છે ત્યારે જીવાત્મા એમ સમજી લે છે કે 'અમારો આ સંબંધ ત્યાં સુધી અખંડઅભંગ રહેશે...જ્યાંસુધી ચાંદો—સૂરજ આકાશમાં પ્રકાશતા રહેશે !' કાચા સૂતરના તાંતણાં જેવા સર્વ સંબંધો જ્યારે તૂટી પડે છે ત્યારે જીવાત્માનું ધૈર્ય તૂટી પડે છે...અને આંખોમાંથી આંસુના મેઘ વરસી પડે છે. આ કરુણતા ન સર્જાય તે માટે '**સંયોગા વિયોગાન્તાઃ**'નું ચિંતન કરવું જોઈએ 'સર્વ સંયોગો વિયોગમાં પરિણમનારા છે.' આ સત્યને વારંવાર વાગોળ્યા કરવું જોઇએ.

**૨. ઋદ્ધિ** : જ્યારે જ્યારે સંપત્તિનો વિચાર આવે, વૈભવો તરફ દૃષ્ટિ જાય ત્યારે ત્યારે વિચારજો કે 'આ ઋદ્ધિ, આ સંપત્તિ મારી પાસે કાયમ રહેવાની નથી. કોઈની પાસે એ કાયમ રહેતી નથી, માટે હે આત્મન્, તું એ ઋદ્ધિનો રાગી બનીશ મા. એ સંપત્તિનો અનુરાગી બનીશ મા.' સંપત્તિમાં આસક્તિ બંધાય નહીં તે માટે એની અનિત્યતાનું ચિંતન કરતા રહો. જેઓ આ ચિંતન નથી કરતા તેઓ, જ્યારે સંપત્તિ ચાલી જાય છે, ત્યારે પારાવાર દુઃખ અનુભવે છે.

**૩. વિષયસુખ** : પાંચ ઇન્દ્રિયોનાં વૈષયિક સુખોમાં તમે લીન-

બનો છો ? એ સુખોમાં મમતા—આસક્તિ શું બંધાણી છે? વૈષયિક સુખોની એ મમતા જો તમે નહીં તોડો તો એક દિવસ તમે દુઃખી થશો. જ્યારે એ વૈષયિક સુખો તમારી પાસે નહીં રહે ત્યારે તમારી વેદનાની સીમા નહીં રહે. માટે 'સર્વ વૈષયિક સુખો અનિત્ય છે.' આ વિચાર વારંવાર કરો.

૪. **સંપત્તિ :** વૈષયિક સુખની સંપત્તિ! વૈષયિક સુખોની અનુભૂતિ.... પણ અનિત્ય છે. જે વિષય આજે તમને સુખાનુભવ કરાવે છે, એ જ વિષય કાલે તમને દુઃખાનુભવ કરાવી શકે છે! એક વિષય કાયમ સુખાનુભવ નથી કરાવી શકતો. વૈષયિક સુખના અનુભવો અનિત્ય છે! એટલે, કોઈપણ વૈષયિક સુખના અનુભવને શાશ્વત્ ન માનો.

૫. **આરોગ્ય :** 'મને તો નખમાંય રોગ નથી...મેં ક્યારેય દવા લીધી નથી...' સારું છે, તમારું આરોગ્ય કાયમ રહો, એમ અમે ઇચ્છીએ છીએ, પરંતુ આરોગ્ય કોઈનું ય કાયમ રહેતું નથી. આરોગ્ય; દેહની નિરોગિતા શાશ્વત્ નથી. ગમે ત્યાં અને ગમે ત્યારે આરોગ્ય ચાલ્યું જઈ શકે છે. આરોગ્યની અનિત્યતાનો વિચાર કરી જ રાખો.

૬. **દેહ :** દેહ એટલે શરીર, દેહ એટલે કાયા. દેહ અનિત્ય છે, દેહ પરિવર્તનશીલ છે, એટલે કે શરીરની અવસ્થાઓ બદલાતી રહે છે... શરીરની કોઈ એક અવસ્થા કાયમ નથી રહેતી. આ વાત સમજાવેલી હોય તો ગમતી દેહાવસ્થા બદલાય ત્યારે મન અશાન્ત ન બને.

૭. **યૌવન :** યૌવનનો તો ઉન્માદ જ એવો હોય છે કે યૌવનને અનિત્ય માનવું... યૌવનકાળને સંધ્યાના રંગ જેવો ક્ષણિક માનવો... ઘણું મુશ્કેલ કામ છે...છતાં, જો તમે યૌવનના ઉંબરે જ યૌવન તરફ અનિત્યતાની દૃષ્ટિથી જોશો તો જ્યારે યૌવનના રંગ ઉડી જશે ત્યારે અશાન્ત નહીં બનો, ઉદ્વિગ્ન નહીં બનો.

૮. **જીવન :** ગમે ત્યાં અને ગમે ત્યારે જીવનનો દીપ બુઝાઈ શકે છે! જીવનના વ્યામોહથી મુક્ત થવા માટે, જીવન પ્રત્યે મમતા-

રહિત બનવા માટે 'આ જીવન અનિત્ય છે, ક્ષણભંગુર છે...' આ ભાવનાથી ભાવિત થાઓ.... મોતના સમયે તમે વિહ્વળ નહીં બનો ! તમારી–પ્રસન્નતા મૃત્યુસમયે પણ અખંડ રહેશે.

આ આઠ તત્ત્વો તરફ, અનિત્યતાના રંગે રંગાયેલું મન રાગી–દ્વેષી નહીં બને. આવું મન પરમાત્મધ્યાનમાં અને તત્ત્વરમણતામાં રસલીન બની શકે.

## અશરણ–ભાવના

जन्मजरामरणभयैरभिद्रुते व्याधिवेदनाग्रस्ते ।
जिनवरवचनादन्यत्र नास्ति शरणं क्वचिल्लोके ॥१५२॥

**અર્થ** : જન્મ, જરા અને મરણના ભયથી અભિભૂત તથા રોગ અને વેદનાથી ગ્રસ્ત લોકમાં (જીવસૃષ્ટિમાં) તીર્થંકરનાં વચન સિવાય બીજું કોઈ જ શરણ નથી.

**વિવેચન** : સમગ્ર જીવસૃષ્ટિ ભયાક્રાન્ત છે! કોઇને કોઈ ભયથી પછી તે ભય વ્યક્ત હોય કે અવ્યક્ત હોય, જીવાત્માઓ વ્યાકુળ છે. અસંખ્ય પ્રકારના રોગો અને વિવિધ શારીરિક–માનસિક વેદનાઓથી જીવાત્માઓ સદૈવ ઉદ્વિગ્ન છે...

આવી જીવસૃષ્ટિમાં તમે ક્યાં જશો શરણ લેવા ? ક્યાં જશો સહારો લેવા ? સ્વયં દુઃખી, સ્વયં વેદનાગ્રસ્ત જીવાત્મા બીજાને શરણ કેવી રીતે આપી શકે ? બીજાનો સહારો કેવી રીતે બની શકે ? સ્વયં અશરણ મનુષ્ય....સ્વયં બેસહારા મનુષ્ય બીજા જીવને શરણ ન આપી શકે, સહારો ન આપી શકે.

સંસારમાં ક્યાં જીવાત્માને સંપૂર્ણ સુખ છે ? પૂર્ણજ્ઞાની મહાજ્ઞાની મહાપુરુષોએ સંસારનું સ્વરૂપદર્શન યથાર્થ જ કરાવ્યું છે....

'સંસાર દુઃખરૂપ છે!' જો તમે દુઃખોથી ગભરાઈને, દુઃખોથી ભયભીત થઈને, સંસારની કોઈપણ વ્યક્તિ પાસે જશો, તમને તે શરણ નહીં આપે, તમને તે દુઃખોથી નહીં બચાવી શકે.

જીવનનો પ્રારંભ દુઃખરૂપ છે, જીવનનો અંત દુઃખરૂપ છે... અને જીવતર પણ દુઃખરૂપ છે. ગર્ભાવસ્થાના અને જન્મનાં કેવાં દુઃખ હોય છે, તે ભલે આજે યૌવનકાળમાં તમે ભૂલી જાઓ, પરન્તુ એ દુઃખ અસાધારણ હોય છે. જીવતર તો અનેક શારીરિક, માનસિક, પારિવારિક....દુઃખોથી ભરેલું છે જ. અનેક પ્રકારના રોગો થવાની સંભાવનાઓ, અનેક પ્રકારના ઉપદ્રવો થવાની શકયતાઓ અને અસંખ્ય પ્રકારની માનસિક વેદનાઓથી માનવીનું જીવતર કેવું ચોળાઈ–ચૂંથાઈ ગયેલું છે...એ દૃષ્ટા બનીને તમે જોશો તો જ જીવની અશરણતા સમજાશે.

મૃત્યુનું દુઃખ માનવી માટે નક્કી જ છે! જેને જીવન પર મોહ છે, જેને આત્માથી ભિન્ન પદાર્થો પર પ્રીતિ છે, તેને મોતનો ભય સતાવે જ! મૃત્યુથી બચવા એ ગમે તેવા ઉપાયો કરે, તેને કોઇ બચાવી શકતું નથી. વિદ્યાઓ, મંત્રો કે ઔષધિઓ એને બચાવી શકતી નથી, વૈદ્યો, દેવો કે દાનવો એને બચાવી શકતા નથી.

આ બધાં જ દુઃખોથી તમારે બચવું છે? દુઃખોથી મુક્તિ મેળવવી છે? તો વીતરાગ–સર્વજ્ઞ પરમાત્માની અવિલંબ શરણાગતિ સ્વીકારી લો. સર્વજ્ઞ વીતરાગની વાણીને મન ભરીને સાંભળો... તમારૂં મન દુઃખોથી મુક્ત બની જશે! વીતરાગ પરમાત્માનાં વચન એટલે અમૃત! સર્વ દુઃખોનો નાશ કરનારું અમૃત! વીતરાગની વાણી એટલે રસાયણ! આત્મભાવને પુષ્ટ કરનારું રસાયણ! વીતરાગની જ્ઞાનગંગા એટલે ઐશ્વર્ય! આત્માની દરિદ્રતા મિટાવી દેનારું ઐશ્વર્ય!

શાસ્ત્રજ્ઞાની બનો, આત્મજ્ઞાની બનો. આત્મજ્ઞાનના અજવાળે નિર્વાણના મહામાર્ગે આગળ વધો. આ જ્ઞાન જ તમને અદીન અને નિર્ભય બનાવશે. એને જ જ્ઞાન કહેવાય કે જે જ્ઞાનીને અદીન અને

નિર્ભય બનાવે, ભલે પછી એ જ્ઞાનીના દેહમાં દાહજ્વરની પીડા કેમ નથી ઉપડતી ! જ્ઞાનીને પીડાનું કોઈ સંવેદન નહીં હોય, ભલે એ જ્ઞાનીને સ્વજનો ત્યજી જાય, જ્ઞાનીના મનમાં સ્વજનવિયોગની કોઈ વિહ્વળતા નહીં થાય. ભલે એ જ્ઞાનીનું કોઈ ઘોર અપમાન કરી જાય, જ્ઞાનીના મનમાં કોઈ વિખવાદ નહીં જન્મે !

આવા જ્ઞાની બનવા માટે, અન્તઃકરણથી અરિહંત પરમાત્માનું શરણ સ્વીકારો. સર્વકર્મોથી મુક્ત સિદ્ધ ભગવંતોનું શરણ સ્વીકારો, સાધનાલીન સાધુપુરુષોની શરણાગતિ સ્વીકારો અને સર્વજ્ઞ પરમાત્માએ ચીંધેલા મોક્ષમાર્ગનું શરણ સ્વીકારો.

સંસારની માયા–મમતાનાં બંધન તોડો ! 'મારે સંસારમાં કોઈનું પણ શરણ નથી જોઈતું.' આવો અડગ નિર્ણય કરો. તમે તમારી જાતને દીન–હીન ન માનો. કોઈ તમને શરણ આપવાની લોભામણી વાતો કરે તો તેમાં ફસાઓ નહીં. 'મારે તમારું શરણ નથી જોઈતું. તમે સ્વયં અશરણ છો, તમે સ્વયં અસહાય છો, તમે મને કેવી રીતે શરણ આપી શકો ? શું તમે મને જન્મ અને મૃત્યુનાં દુઃખોથી બચાવી શકશો ? શું તમે મારા શરીરને રોગમુક્ત રાખી શકશો ? શું તમે મારા મનને ચિન્તાઓમાંથી ઉગારી શકશો ? નહીં, ક્યારેય નહીં... માટે, હવે મારો અફર નિર્ણય છે.... કે હું જિનવચન સિવાય કોઈનું ય શરણ સ્વીકારીશ નહીં.'

જિનવચન તમને અવશ્ય શરણ આપશે, પરન્તુ તે માટે તમારે એ જિનવચન ગ્રહણ કરવાં પડશે. ચિંતન–મનન કરવું પડશે. દિવસોના દિવસો, વર્ષોનાં વર્ષો સુધી તમારે અનુપ્રેક્ષા કરવી પડશે ! તો, એ જિનવચનો તમારા આત્મભાવને નિર્ભયતા, નિશ્ચિંતતા અને પ્રસન્નતા પ્રદાન કરશે જ.

# એકત્વ-ભાવના

एकस्य जन्ममरणे गतयश्च शुभाशुभा भवावर्ते ।
तस्मादाकालिकहितमेकेनैवात्मनः कार्यम् ॥१५३॥

**અર્થ :** સંસાર-સાગરના આવર્તમાં જીવ એકલો (અસહાય) જન્મે છે, એકલો મરે છે. એકલો શુભ-અશુભ ગતિઓમાં જાય છે, માટે જીવે એકલાએ જ પોતાનું સ્થાયી હિત કરવું જોઈએ.

**વિવેચન :** હું એકલો છું ! જન્મું છું એકલો અને મરું છું એકલો ! નરકમાં જાઉં તોય એકલો અને સ્વર્ગમાં જાઉં તોય એકલો ! મનુષ્યગતિમાં જન્મું તોય એકલો અને તિર્યંચગતિમાં જન્મ લઉં તોય એકલો !

જે અનંતકાળ વીતી ગયો આ સંસારમાં પરિભ્રમણ કરતાં, તે અનંતકાળમાં જે કોઈ સુખ-દુઃખ સહ્યાં મારા જીવે, તે પણ એકલાએ જ, 'હું એટલે કે આત્મા, એકલો છું... અસહાય છું... આ એક વાસ્તવિકતા છે, અને મારે એ વાસ્તવિકતાનો સ્વીકાર કરવો જોઈએ... આ વાસ્તવિકતાનો મેં સ્વીકાર નથી કર્યો, અનેકતાની જ કલ્પના કરતો રહ્યો છું, અનેકતામાં જ રાચતો રહ્યો છું... 'એકલામાં દુઃખ અને ઘણામાં સુખ.' આ વિચાર મારો દૃઢ રહ્યો છે; એટલે એકમાંથી અનેક થવાના જ પ્રયત્નો કર્યા છે... અને કરે જાઉં છું.

વિશાળ પરિવાર હોય તો સુખ, વિશાળ મિત્રમંડળ હોય તો સુખ, વિશાળ અનુયાયીવર્ગ હોય તો સુખ... બસ, સમૂહમાં જ સુખ અને આનંદની કલ્પનાઓ બાંધી અને એમાં જ ઉલઝતો રહ્યો... પરિણામે દુઃખ અને અશાન્તિ ભોગવતો રહ્યો.... અલબત, સમૂહજીવ-

નનાં કેટલાંક સુખ, કેટલોક આનંદ મેં ભોગવ્યો છે, પરન્તુ એ સુખ દીર્ઘકાળ નથી ટક્યું, એ આનન્દ ક્ષણિક સિદ્ધ થયો છે.

મારે એકાકી બનવું નથી, છતાં જ્યારે એકાકી બનવાનું આવશે જરૂર, ત્યારે શું મને દુઃખ નહીં થાય? વેદના નહીં થાય? એકલાએ મરવાનું આવશે ત્યારે શું હું સ્વસ્થ રહી શકીશ? સમતા–સમાધિમાં લીનતા મેળવી શકીશ? 'હું એકલો કયી ગતિમાં જઈશ?' આ ભય મને વ્યાકુળ નહીં બનાવે?

માટે હું હવે આ પરમ સત્યનો સ્વીકાર કરું છું...'હું એકલો છું...મારે એકલાએ જ જન્મ–મરણ કરવાનાં છે, એકલાએ જ ચાર ગતિમાં અને ૮૪ લાખ યોનિમાં ભટકવાનું છે...તો પછી શા માટે હું એકલો જ મારું આત્મહિત આત્મકલ્યાણ ન સાધી લઉ? શા માટે એકલો જ મહાન ધર્મપુરુષાર્થ ન કરી લઉં?'

○ હું એકલો છું, મારું કોઈ નથી, મને કોઈ સહાય કરતું નથી.' આવી ફરિયાદો હવે ક્યારેય નહીં કરું.

○ 'મેં એમને મારાં માનીને એમનાં ઘણાં કામ કર્યાં, પણ એમણે મને કોઈ જ સહાય ન કરી,' આવી મનોવ્યથા હવે ક્યારેય મને નહીં થાય.

○ ધર્મઆરાધના તો હું કરું, પરન્તુ કોઈ મારે સાથી જોઈએ, સહયોગી જોઈએ...સાથી...સહયોગી વિના મને ધર્મઆરાધના કરવી ન ફાવે.' આવી દલીલો હવે નહીં કરું.

○ 'एकोऽहं' હું એકલો છું–આ સત્યને આત્મસાત્ કરવા માટે નિરંતર એકત્વની ભાવનાથી ભાવિત થતો રહીશ.

આત્માના અદ્વૈત ભાવની મસ્તીમાં ઝીલી ગયેલા મિથિલાના નમિ રાજર્ષિ અને ઉજ્જયિનીના મહર્ષિ ભર્તૃહરી વગેરે સ્મૃતિલોકમાં આવે છે ત્યારે અવર્ણનીય આત્માનન્દની અનુભૂતિ થઈ છે...એકલા-પણાની દીનતા–હતાશા દૂર થઈ ગઈ છે. પર–સાપેક્ષતાની દઢ થયેલી

કલ્પનાઓની ભેખડો તૂટી પડી છે. 'સહુની વચ્ચે પણ સહુથી અળગા...' જીવવાની મજા આવી ગઈ છે.

કોઈ ગિરિમાળાના ઉત્તુંગ શિખરે, ગગનચૂંબી ભવ્ય જિનમંદિરમાં એકાકી બેસીને, પવનના સુસવાટાઓ અને પંખીઓના કલરવ સિવાય જ્યાં કંઈ હોતું નથી... પૂજારી પણ જ્યારે પોતાના ઘરે ચાલ્યો ગયો હોય છે ત્યારે, જનરહિત....નીરવ શાન્તિમાં...પરમાત્માના સાન્નિધ્યમાં એકત્વનો નિજાનંદ મેં અનુભવ્યો છે...અને તીવ્ર સંવેદનાઓ અનુભવી છે...અનેકતાના કોલાહલથી મુક્ત થઈ દૂર દૂર...એકત્વના ક્ષીરસાગરમાં ડૂબકીઓ મારવાની !

હવે, અનેકતામાંથી મળતાં સુખો મારે નથી જોઈતાં. અનેકતામાંથી જન્મતો આનંદ મારે નથી જોઈતો. પરસાપેક્ષ જીવન નથી જીવવું....હવે તો આ નાનકડી જિંદગીમાં આત્માના અદ્વૈત–એકત્વની દિલ દઈને સાધના કરી લેવી છે. આત્માનું સ્થાયી હિત સાધી લેવું છે. નિત્ય અને શાશ્વત્ ગુણસમૃદ્ધિ મેળવી લેવી છે.

હે પરમાત્મન્ ! મારી આ અંતઃકરણની તમન્ના તારી અચિન્ત્ય કૃપાથી ફલવતી બનો. તારા ધ્યાનમાં અભેદભાવે લીન થઈ જાઉં ! તારા–મારા વચ્ચેનો ભેદનો પડદો દૂર થઈ જાઓ...'

## અન્યત્વ–ભાવના

अन्योऽहं स्वजनात् परिजनाच्च विभवाच्छरीरकाच्चेति ।
यस्य नियता मतिरियं न बाधते तं हि शोककलिः ॥१५४॥

અર્થ : 'હું સ્વજનોથી, પરિજનોથી, સંપત્તિથી અને શરીરથી પણ જુદો છું ' જેની આ પ્રકારની નિશ્ચિત મતિ હોય છે, તેને શોકરૂપી કલિ દુઃખી કરતો નથી.

**વિવેચન :** હું [આત્મા] જેનાથી-જેનાથી જુદો છું, ભિન્ન છું, તેની-તેની સાથે મેં આત્મીયતા બાંધવાની ભૂલ કરી છે. જે કદીય મારાં નથી બન્યાં તે તત્ત્વોને મેં મારાં માનવાની ગંભીર ભૂલ કરી છે... પરદ્રવ્ય સાથે, પરપદાર્થ સાથે મમતાનાં પ્રગાઢ બંધનોથી સજ્જડ જકડાયો છું.

અલબત્ત, પરને સ્વ માનવાની ભૂલ આજકાલની નથી, આ ભૂલ અસંખ્ય જન્મોથી કરતો આવ્યો છું. કારણ કે મેં પરદ્રવ્યમાં-પરવ્યક્તિમાં સુખની કલ્પનાઓ બાંધી છે. 'મને સ્વજનો સુખ આપશે, સંપત્તિ-વૈભવમાં મને સુખ મળશે, સારું-સ્વસ્થ શરીર મને સુખ આપશે...' આવી કલ્પનાઓ લઈને હું સ્વજનો પાસે ગયો, સ્વજનો સાથે રહ્યો... એમની સાથે મેં પ્રેમ કર્યો, સ્નેહ બાંધ્યો. તેમણે પણ એવી જ સુખની કલ્પનાથી પ્રેરાઈને મારી સાથે પ્રેમ કર્યો... મને લાગ્યું કે 'ઓહો ! આ સ્વજનો... માતા-પિતા, પુત્ર-પત્ની, ભાઈ-બહેન કેવાં પ્રેમાળ છે ! કેવો હેત વરસે છે !' હું એ બધાંની સાથે ઓત-પ્રોત થઈ ગયો.

પરન્તુ જ્યારે માતા-પિતાનું અવસાન થયું ત્યારે તેમના વિરહની વેદનાએ મારા હૃદયને વલૂરી નાંખ્યું. જ્યારે પુત્ર અવિનીત, સ્વચ્છન્દી અને ઉદ્ધત બન્યો ત્યારે મારા હૈયામાં મેં ઘોર વ્યથા અનુભવી. જ્યારે ભાઈઓ અને ભાભીઓએ મોઢાં ચઢાવ્યાં, મૌન ધારણ કરવા માંડ્યું અને ઝઘડવા લાગ્યાં, ત્યારે મારું મન ઉદ્વેગથી ભરાઈ ગયું. જ્યારે પત્નીના ઝઘડા વધવા લાગ્યા, તેનાં અયોગ્ય આચરણ વધવા લાગ્યાં ત્યારે મારા સંતાપની કોઈ સીમા ન રહી.

મને લાગ્યું કે 'સ્વજનો કરતાં પરિજનો સારા.' મેં મિત્રોને વધાર્યા. મિત્રો સાથે હરવા-ફરવામાં અને ખાવા-પીવામાં મને મજા આવવા લાગી. મારા મનમાં મેં નિર્ણય કર્યો કે 'સાચા સ્નેહી આ મિત્રો જ છે !' મિત્રોના સાથ-સહવાસમાં અને નોકર-ચાકરોની સેવા-ભક્તિ જોઈને હું મારી જાતને સુખી માનવા લાગ્યો... પરંતુ જ્યારે

મારા એક મિત્રે મારી પાસે પાંચ હજાર રૂપિયા માગ્યા અને મેં ન આપ્યા ત્યારે તેણે મારી સાથે ઝઘડો કર્યો, મને ગાળો દીધી અને મિત્રતા તોડી નાખી ત્યારે આખી રાત હું રોતો રહ્યો હતો...નિસીમ વેદનામાં મારું હૈયું વલોવાતું રહ્યું હતું. જે નોકર પર મને વિશ્વાસ હતો તે નોકર જ્યારે ચોરી કરીને ભાગી ગયો ત્યારે પરિજનો અંગેની મારી ભ્રમણા પણ ભાંગી ગઈ!

છતાં, મને મારી સંપત્તિ પર પૂરો વિશ્વાસ હતો. સ્વજન–પરિજનો સાથેના સંબંધોની કૃત્રિમતા સમજાયા પછી પણ સંપત્તિ–વૈભવ ઉપરનો વિશ્વાસ મારો ડગ્યો ન હતો. રહેવા માટે સગવડતાભર્યો બંગલો હતો, નાની સુંદર ગાડી હતી. ખર્ચ કરવા માટે ખૂટે નહીં એટલા રૂપિયા હતા. એકલો જ રહેતો હતો. સારી હોટલમાં જમતો હતો. પાર્ટટાઈમ રાખેલો નોકર આવીને બંગલાનાં કામ કરી જતો હતો. મારા વ્યવસાયમાં અને આનંદપ્રમોદમાં જીવન વહે જતું હતું. અને એક દિવસ હું રસ્તે રઝળતો ભિખારી બની ગયો...મારા બંગલાને કોઈએ આગ લગાડી અને બધું જ ભસ્મીભૂત થઈ ગયું...હું શોકસાગરમાં ડૂબી ગયો. વ્યથાથી એકલો જ પીડાતો રહ્યો.

મારું બધું જ ચાલ્યું ગયું હતું, છતાં મારું શરીર તંદુરસ્ત હતું, સશક્ત હતું. મને મારા શરીર પર પૂરો ભરોસો હતો. મારા તંદુરસ્ત અને સૌષ્ઠવયુક્ત શરીરને જોઈ બીજાઓને ઈર્ષ્યા થતી હતી...પરન્તુ નિર્ધન અવસ્થામાં જ્યારે હું એક હવા–અજવાસ વિનાની ઓરડીમાં રહેતો હતો ત્યારે એક દિવસ અચાનક મારું અડધું અંગ જકડાઈ ગયું....મને લકવા થઈ ગયો...મારી આંખો આંસુથી ભરાઈ ગઈ. મારું હૃદય અકથ્ય વેદનાથી ભરાઈ ગયું...'શરીર આ રીતે રોગથી ઘેરાઈ જશે.' એવી તો મેં સ્વપ્નેય કલ્પના કરી ન હતી.

ત્યાં મને એક પરમ સત્યનો અણસાર મળ્યો...દિવ્ય વાણી મારા કાને પડી...

"अन्योऽहं स्वजनात् परिजनाच्च विभवाच्छरीरकाच्चेति"

'હું સ્વજનોથી, પરિજનોથી, વૈભવથી અને શરીરથી જુદો છું! સાવ જુદો છું!' આ ચાર તત્ત્વો સાથેનો મારો સંબંધ કર્મજન્ય છે. આંખો બંધ કરીને, મનને સ્વસ્થ અને શાન્ત કરીને, મેં આ પરમ સત્યને વાગોળવા માંડ્યું. સ્વજન–પરિજનો તરફનો મારો અણગમો દૂર થઈ ગયો. રાગ તો પહેલાં જ તૂટી ગયેલો હતો. હવે દ્વેષ પણ ન રહ્યો. વૈભવ–સંપત્તિની ચંચળતા, અસ્થિરતા અને દુઃખદાયિતા મને સમજાઈ ગઈ, સંપત્તિનો રાગ ઓસરી ગયો; શરીર તરફ મારો અભિગમ બદલાઈ ગયો! 'નામકર્મ' અને 'વેદનીય કર્મ'ના આધારે સારું–નરસું મળેલું શરીર હવે મને રાગી–દ્વેષી ન બનાવી શકે.

અન્યત્વ–ભાવનાના સતત પરિશીલનથી શોક–ઉદ્વેગની તીવ્રતા દૂર થઈ અને મારો આત્મભાવ નિર્મળ બન્યો!

## અશુચિ–ભાવના

**अशुचिकरणसामर्थ्यादाद्युत्तरकारणाशुचित्वाच्च ।**
**देहस्याशुचिभावः स्थाने स्थाने भवति चिन्त्यः ॥१५५॥**

**અર્થ**: શરીરની [પવિત્ર એવા દ્રવ્યને પણ] અપવિત્ર કરવાની શક્તિ હોવાથી અને એના આદિકારણ તથા ઉત્તરકારણ અપવિત્ર હોવાથી, દરેક સ્થાને (શરીરનો) દેહનો અશુચિભાવ ચિંતવવો જોઈએ.

**વિવેચન**: મને શરીર ગમે છે! શરીર પર મને રાગ છે! એટલે હું શરીરની કાળજી રાખું છું. શરીરની માવજત કરું છું. મારો આ શરીરપ્રેમ મને રાગીદ્વેષી બનાવે છે.

મારે મારો શરીરપ્રેમ તોડવો છે. શરીરની આસક્તિનો સમૂળ ઉચ્છેદ કરવો છે...જો દેહાસક્તિનો ઉચ્છેદ થઈ જાય તો મારી રાગ–દ્વેષની પરિણતિ મંદ પડે, શરીરની ભીતર પુરાયેલા મારા આત્મસમની

પાસે પહોંચી શકાય. દેહાસક્તિ મને ભીતરમાં પ્રવેશવા જ દેતી નથી. ક્યારેક પ્રવેશ થઈ જાય છે તો આત્માની પાસે ટકવા દેતી નથી, રમવા દેતી નથી.

પરંતુ મારી દેહાસક્તિ છેદાય કેવી રીતે! હું માત્ર દેહને બહારથી જ જોઉં છું. રૂપ–રંગ અને ઘાટ જ જોયા કરું છું. કાન, આંખ, નાક, હાથ–પગ અને માથું. આ બધું જ જોયા કરું છું. શરીરની રચનાઓ અને શરીરમાં ભરેલી સાત ધાતુઓનો તો વિચાર જ નથી કરતો.

મેં જ આ શરીરની રચના કરી છે! માતાના ઉદરમાં ગર્ભરૂપે ઉત્પન્ન થતાં જ શરીરરચનાનું કાર્ય કર્યું હતું. શરીરરચના માટે મેં સર્વપ્રથમ, માતાએ લીધેલા અને પેટમાં આવીને બિભત્સ–ગંદા બની ગયેલા આહારના પુદ્ગલો ગ્રહણ કર્યા હતા, અને એ પુદ્ગલો દ્વારા શરીરરચના કરવા માંડી હતી. આ રીતે શરીરના મૂળભૂત દ્રવ્યો ગંદા અને બિભત્સ હતા. ત્યાર પછી, શરીરના સંવર્ધન માટે પણ માતાના ઉદરમાં આવતો આહાર જ મેં ગ્રહણ કર્યા કર્યો... અસ્થિ, માંસ, મજ્જા... આદિથી શરીર ભરાવા માંડ્યું.

જુગુપ્સનીય પદાર્થોથી નિર્માયેલું છે આ શરીર, એવા શરીર પર રાગ કેવી રીતે થાય? શરીરમાં ભરેલા એ ગંદા પદાર્થો જ્યારે અવારનવાર બહાર પડે છે ત્યારે કેવી કમકમી આવી જાય છે! એને દૂર કરવાના કેવા તત્કાલ ઉપાયો કરું છું? પરંતુ દુર્ભાગ્ય એ છે કે ભીતરનો ગંદવાડ જોવાની દૃષ્ટિ નથી લાધી.... માત્ર ઉપરની ચામડી જોઇને જ સારું–નરસુ માની લઉં છું અને રાગી–દ્વેષી બન્યો રહું છું.

- પવિત્રને અપવિત્ર કરે છે આ શરીર!
- શુદ્ધને અશુદ્ધ કરે છે આ શરીર!
- નિર્મલને મલીન કરે છે આ શરીર!

પરમાત્મમંદિરમાં જ્યારે અચાનક કોઈ બાળકને મળ–મૂત્રમાં ખરડાયેલું જોયું ત્યારે આ શરીરની વાસ્તવિકતા સમજાણી. પવિત્ર મંદિરને અપવિત્ર કરનારું શરીર હતું !

ખૂબ ધોઈને, ઉજ્જવલ કરેલાં વસ્ત્રોથી સવારે શરીરને શણગાર્યું પરંતુ સાંજ સુધીમાં તો શરીરે એ વસ્ત્રોને પરસેવાથી અને મેલથી ગંદાં કરી દીધાં ! ત્યારે સમજાયું કે શરીર ઉપર ચઢેલું કે શરીરની અંદર ગયેલું કોઈ દ્રવ્ય શુદ્ધ રહી શકતું નથી, કોઈ વસ્તુ નિર્મલ રહેતી નથી.

અરે, શરીરને દિવસમાં વારંવાર નવડાવવામાં આવે તો પણ શું એ શુદ્ધ રહે છે ? ન જ રહી શકે એ સ્વચ્છ અને શુદ્ધ, ન રહી શકે એ પવિત્ર, ન રહી શકે એ નિર્મલ. એના સંપર્કમાં આવનાર વસ્તુ પણ ન રહી શકે શુદ્ધ, ન રહી શકે પવિત્ર.

આવા શરીર પર શા માટે રાગી બનવું ? શા માટે આસક્તિ રાખવી ? પછી, એ શરીર મારું હોય કે પરાયું હોય. એ શરીર સ્ત્રીનું હોય કે પુરુષનું હોય ! 'જ્ઞાનસાર'માં મહોપાધ્યાયશ્રી યશોવિજયજીએ, સ્ત્રીના સૌન્દર્યસભર શરીર તરફ આકર્ષાતા પુરુષમનને સંબોધીને કહ્યું છે :

"बाह्यदृष्टेः सुधासारघटिता भाति सुन्दरी ।
तत्त्वदृष्टेस्तु सा साक्षाद् विण्मूत्रपिठरोदरी ॥"

દેહદર્શન કરવાની આ દૃષ્ટિ પ્રતિક્ષણ ખુલ્લી રાખવાનું કહે છે ગ્રન્થકાર. દેહનાં એક–એક અંગ–ઉપાંગ તરફ આ દૃષ્ટિથી જ જોવાનો ઉપદેશ આપે છે ગ્રન્થકાર. હા દેહનો કોઈ એક ખૂણો પણ શુદ્ધ નથી, પવિત્ર નથી. શરીરના કોઇપણ અંગ–ઉપાંગમાંથી પવિત્રતાની પરિમલ મળતી નથી.

આવા શરીર પ્રત્યે વિરાગી અને અનાસક્ત બનીને, એ શરીરનો ઉપયોગ આત્મશુદ્ધિની સાધના માટે કરી લઉં. તપશ્ચર્યા કરું,

ત્યાગ કરું, ગુરુજનોની સેવા–ભક્તિ કરું. પરમાર્થ અને પરોપકારની પ્રવૃત્તિઓ કરું. ભલે શરીર સુકાય કે કરમાય, ભલે એનું સૌન્દર્ય રહે કે જાય.

શરીર પ્રત્યે વિરાગી બનીને, ઉપસર્ગો અને પરિસહો સહન કરું. ધ્યાન કરું અને કાયોત્સર્ગ કરું... નિર્મમ અને નિરાગી બનીને શરીરના બંધનને તોડી નાંખું !

## સંસાર–ભાવના

माता भूत्वा दुहिता भगिनी भार्या च भवति संसारे ।
व्रजति सुतः पितृतां भ्रातृतां पुनः शत्रुतां चैव ॥१५६॥

**અર્થ :** **સંસારમાં (જીવ) માતા બનીને (મરીને) પુત્રી, બહેન અને પત્ની બને છે, તથા પુત્ર (મરીને) પિતા, ભ્રાતા અને શત્રુ બને છે.**

**વિવેચન :** સંબંધોનાં બંધન !

સંબંધોની માયા !

આ જ સંસાર છે ને ? આ જ છે ભવભ્રમણનું મૂળ કારણ. જ્યારે "શ્રી સમરાદિત્ય કેવળી ચરિત્ર" ગ્રન્થ વાંચ્યો ત્યારે આ ગ્રન્થકારે બતાવેલી સંસારના સંબંધોની નિઃસારતા...વાસ્તવિકતા પ્રતીત થઈ.

સંસારની ચાર ગતિમાં અને ચોર્યાસી લાખ યોનિમાં મારા જીવાત્માએ પરિભ્રમણ કર્યું છે અને સંસારના એક–એક સંબંધો અન્ય જીવાત્માઓ સાથે કરેલા છે. એક–એક જીવાત્મા સાથે બધા જ સંબંધો મેં કરેલા છે ! એક ભવમાં જેનો હું પિતા બન્યો છું, બીજા ભવમાં એનો પુત્ર પણ બન્યો છું ! તે પછીના ભવમાં એનો હું ભાઈ બન્યો છું અને શત્રુ પણ બન્યો છું !

સ્ત્રી બનીને માતા...પુત્રી...બહેન...વગેરે રૂપો ધારણ કર્યાં છે! મિત્રતાના સંબંધો કર્યા છે, શત્રુતાના પણ સંબંધો બાંધ્યા છે... પરંતુ કોઇ જ સંબંધ સ્થિર નહીં! જેમની સાથે મિત્રતાના સંબંધો હતા...તેમની જ સાથે મેં શત્રુતા કરી છે! જેમની સાથે શત્રુતા હતી, તેમની સાથે મિત્રતા કરી છે!

અનંત સંસારના ઘોર ધસમસતા પ્રવાહના કિનારે ઊભો રહુ છું...સ્થૂલ આંખો બંધ કરું છું...માત્ર જ્ઞાતા અને દૃષ્ટા બનું છું.... શાસ્ત્રદૃષ્ટિના માધ્યમથી સંસારપ્રવાહને જોઉં છું! અનન્ત-અનન્ત જીવોનાં સંબંધ-પરિવર્તન જોઉં છું...નથી રાગ થતો, નથી દ્વેષ થતો....સંબંધ-પરિવર્તનની વાસ્તવિકતાનો સ્વીકાર કરી લઉં છું, પછી રાગ-દ્વેષ કેવી રીતે થાય? આત્મભૂમિમાં વિરક્તિનાં ફૂલો ખીલી ઊઠે છે. કોઇ જ સંબંધ મનને બાંધી શકતો નથી....બધા જ સંબંધો એ અવસ્થામાં અળગા થઇને ઊભા રહી જાય છે. સંબંધોની કલ્પનામાં જે આંતરસુખનો સર્વથા અભાવ હતો, તે અભાવ દૂર થઇ ગયો...સંબંધોની ગાંઠો ખૂલી ગઈ અને એની સાથે જ આંતર-સુખનાં મધુર સ્પન્દનોએ મને રસતરબોળ કરી દીધો.

મન પોકારી ઊઠ્યું : હવે નવા કોઈ નવા સંબંધો બાંધવા નથી, જૂના સંબંધોની ગાંઠો ખોલી નાંખવી છે. નિર્બંધન બની અર્હતની આરાધનામાં લીન બનવું છે.

જ્યાં કોઈ એક સ્વરૂપનો સંબંધ અતૂટ નથી રહી શકતો, જનમ-જનમ એ સંબંધ અખંડ નથી રહી શકતો, ત્યાં સંબંધો બાંધીને દુઃખી જ થવાનું હોય છે. હું સંબંધોની ભ્રમણાઓમાં અસંખ્ય ભવોથી ભરમાયેલો રહ્યો...આ વર્તમાન જીવનમાં પણ એ ભ્રમણાઓ કાયમ રહી...પરિણામે મેં આંતરસુખ ગુમાવી દીધું. આંતરશાન્તિ ગુમાવી દીધી. તીવ્ર રાગ-દ્વેષની પરિણતિમાં ફસાયો.

સંબંધોની આળપંપાળમાં ન થયો પરમાત્મધ્યાનમાં નિમગ્ન, ન કરી તત્ત્વરમણતા અને ન બન્યો પરમબ્રહ્મમાં તલ્લીન, સંબંધોની

બાળપંપાળે મને ભેટ આપી ચંચળતાની, અસ્થિરતાની અને કલુષિતતાની. સંબંધોના વળગાડે મને પાગલ બનાવ્યો, મૂર્ખ બનાવ્યો... હું મૂર્ખ બનતો જ રહ્યો...

હવે હું મારા અંતઃકરણને સર્વ સંબંધોનાં સર્વ બંધનોથી મુક્ત કરું છું. સંસારના બાહ્ય–વ્યવહારોમાં અતિ આવશ્યક હશે એટલા જ સંબંધો જાળવીશ. એ પણ માત્ર સંબંધનો દેખાવ હશે, માત્ર બાહ્ય આચરણ હશે. અલબત્ત, બીજા જીવો તરફનાં મારાં કર્તવ્યોનું હું યથાર્થ પાલન અવશ્ય કરીશ. બીજા જીવોનાં દુઃખ દૂર કરવાના શક્ય બધા પ્રયત્નો કરીશ, પરંતુ કોઈ સંબંધની છાપ મારા મન પર પડવા નહીં દઉં.

જેમના જેમના મારા ઉપર ઉપકારો થયેલા છે અને થઈ રહ્યા છે, જેમનો જેમનો મને સાથ–સહયોગ મળે છે અને મારા જીવનમાં મને જેઓ સહાયક બન્યા છે અને બની રહ્યા છે, તેમના પ્રત્યે મારું કૃતજ્ઞતાભર્યું વલણ રહેશે અને ઔચિત્યપૂર્ણ વ્યવહાર રહેશે...છતાં મારું હૃદય સંસારના કોઇ સંબંધમાં ન બંધાઈ જાય, એ માટે હું સતત સાવધાન રહીશ.

સર્વ સંબંધોથી પર...આત્માનો આત્મા સાથેનો સંબંધ જે આંતરસુખ આપે છે, તે આંતરસુખ અવર્ણનીય હોય છે. શુદ્ધ–બુદ્ધ–મુક્ત અનંત આત્માઓ સાથેનો આંતરસંબંધ, કે જે સંબંધ એમનું ધ્યાન કરવાથી બંધાય છે, તે સંબંધ અનન્ત આનન્દનો સ્રોત બની જાય છે.

સંસારના સર્વ સંબંધોનું મિથ્યાત્વ સમજાવી સર્વજ્ઞ પરમાત્માએ મારા પર પરમ ઉપકાર કર્યો ! સંસારના સંબંધોથી વિરક્ત બનવાની દિવ્ય જ્ઞાનદૃષ્ટિનું દાન આપી મારું પરમ હિત કર્યું. મારા અનેક ક્લેશો અને સંતાપો શમી ગયા. દ્વૈતભાવજન્ય રાગ–દ્વેષના ઉછાળા શમવા લાગ્યા...અદ્વૈતભાવનો આસ્વાદ થવા લાગ્યો...!

## આશ્રવ–ભાવના

मिथ्यादृष्टिरविरतः प्रमादवान् यः कषायदण्डरुचिः ।
तस्य तथास्रवकर्मणि यतेत तन्निग्रहे तस्मात् ॥१५७॥

**અર્થ :** જે (જીવ) મિથ્યાદૃષ્ટિ, અવિરત, પ્રમાદી તથા કષાય અને દંડમાં રુચિવાળો છે તેને કર્મોનો આશ્રવ થાય છે, માટે તેનો નિરાસ કરવા ( આશ્રવોને રોકવા ) યત્ન કરવો જોઇએ.

**વિવેચન :** કર્મોથી બંધાયેલો છું અને નવાં નવાં કર્મોથી બંધાતો જાઉં છું....પૂર્વજન્મોમાં જ્યારે મારો જીવાત્મા ઘોર મિથ્યાત્વનાં ઘનઘોર વાદળોથી ઘેરાયેલો હતો, ત્યારે અનન્ત–અનન્ત પાપકર્મોથી મારો જીવાત્મા ભરાઈ ગયો હતો.

વર્તમાન જીવનમાં, પરમ કૃપાનિધિ પરમાત્માની નિઃસીમ કૃપા મારા પર વરસી, વાત્સલ્યવંત સદ્ગુરુઓના આશીર્વાદ મારા પર વરસ્યા અને મિથ્યાત્વનાં ઘનઘોર વાદળ વિખરાયાં ! સમ્યગ્દર્શનનો ઝગઝગાટ કરતો સૂર્ય મારી આત્મભૂમિને અજવાળી રહ્યો ! સર્વજ્ઞ શાસને બતાવેલાં તત્ત્વો, કરાવેલા વિશ્વદર્શન તરફ મારા હૈયે શ્રદ્ધાના દિવા સળગ્યા....પરન્તુ તે છતાં મારાં પાપાચરણ ન છૂટયાં. હેય અને ઉપાદેયનો બોધ હોવા છતાં હું હેયનો–ત્યાજ્યનો ત્યાગ ન કરી શકયો, ઉપાદેયનો સ્વીકાર ન કરી શકયો...હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ, પરિગ્રહ આદિ પાપો હું કરતો રહ્યો. અને નવાં નવાં પાપકર્મ બાંધતો રહ્યો. જે પાપોનું હું આચરણ નહોતો કરતો, એ પાપોની અપેક્ષાઓ મારા હૈયે બેઠેલી રહી. પ્રતિજ્ઞાપૂર્વક મેં પાપત્યાગ ન કર્યો...આ 'અવિરતિ' નામનું આશ્રવ–દ્વાર ખૂલ્લું રહ્યું અને એ દ્વારેથી કર્મોનો પ્રવાહ આત્મામાં વહેતો જ રહ્યો.

વીતરાગ સર્વજ્ઞ પરમાત્માનો અને નિર્ગ્રન્થ ગુરુજનોનો અનુગ્રહ થયો મારા પર, મારું આત્મવીર્ય ઉલ્લસિત થયું અને મેં પાપોનો

પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગ કર્યો. 'સર્વવિરતિ'ને ધારણ કરનારો શ્રમણ બન્યો. શ્રમણ તો બન્યો, અવિરતિનું આશ્રવદ્વાર બંધ થઈ ગયું, પરન્તુ પ્રમાદને પરવશ પડી ગયો. નિદ્રા અને વિકથાઓ કરવા લાગ્યો. જ્ઞાન-ધ્યાનમાં મારું મન ન જોડાયું, સ્વાધ્યાય અને વૈયાવૃત્ય આદિ સંયમયોગોમાં પ્રમાદી બન્યો. વિનય-વિવેક અને સંયમના પાલનમાં શિથિલ બન્યો. અહો... ! કેટલો બધો મારો પ્રમાદ ? અપ્રમત્તભાવને પામવાનું લક્ષ પણ નથી રહ્યું. અપ્રમત્ત જીવનનું આકર્ષણ પણ નથી રહ્યું. પ્રમાદી-સુખશીલ જીવન મને ગમી ગયું,..કેવાં પાપકર્મ બંધાય છે, એ વાત ભૂલી ગયો. મિથ્યાત્વ અને અવિરતિના દુર્ગમ મોરચે ઝળહળતો વિજય મેળવનારો હું પ્રમાદના મોરચે હારતો જાઉં છું. મારી આત્મભૂમિ પર કર્મશત્રુઓ અધિકાર જમાવતા જાય છે...મારે જાગ્રત બનવું જોઈએ.

મેં જાગ્રત બનીને નિદ્રા ઘટાડી દીધી, વિકથાઓ કરવી ત્યજી દીધી; પાંચ ઇન્દ્રિયોના વિષયોનો ઉપભોગ ઘટાડી દીધો...તપ અને ત્યાગ કરવા લાગ્યો. સ્વાધ્યાય પણ કરું છું...છતાં કષાયોનું મારા પર ગજબ પ્રભુત્વ છે ! કંઈક અણગમતું થાય છે કે હું ક્રોધી બની જાઉં છું ! ક્રોધની સામે ક્ષમાભાવ ટકતો નથી...રોષ અને રીસ જાણે કે સ્વાભાવિક બની ગયાં છે ! માન-અભિમાનનો પાર નથી. કોઈ મારું જરા સરખું ય અપમાન કરે છે તો સળગી ઊઠું છું ! અભિમાનનો પાર નથી...માયા-કપટનો સાથ છોડતો નથી...મનમાં જુદું અને વાણીમાં જુદું ! આચરણ એનાથી પણ જુદું ! લોભદશાની પ્રબળતાએ મને માયાવી બનાવ્યો છે...આમ, ક્રોધ-માન-માયા અને લોભના કારણે અનન્ત કર્મોનો પ્રવાહ મારા આત્મામાં વહી આવે છે...મારે એ પ્રવાહને વહેલામાં વહેલી તકે રોકવો જોઈએ.

પરન્તુ રોકું કેવી રીતે ? મન આર્તધ્યાન છોડે તો રોકું ને ? મન આર્તધ્યાન અને રૌદ્રધ્યાન છોડતું નથી. પાપ-વિચારોથી મન મુક્ત થતું નથી ! પાપ-વિચારો કરે છે મન અને એની સજા ભોગવે

હે આત્મા ! પાપ વિચારો કરી કરીને હું કેવાં ચીકણાં અને ભારેખમ કર્મ બાંધું છું–એ સમજવા છતાં હું પાપવિચારોનો ત્યાગ નથી કરી શકતો...આ મારું કેવું દુર્ભાગ્ય કહેવાય ? પાપવિચારો ક્યારેક મારી વાણીને પણ અસત્ય–અભદ્ર બનાવી દે છે. હું ન બોલવાનું બોલી નાંખું છું...ભલે, પછી મને પસ્તાવો થાય...હું ક્ષમા માગી લઉં...પરન્તુ વાણી–સંયમ હું કરી શકતો નથી, એ હકીકત છે. એના કારણે પણ હું નવાં નવાં પાપકર્મોથી બંધાઈ રહ્યો છું.

કાયાથી–પાંચે ઇન્દ્રિયોના માધ્યમથી પણ હું એવાં ખોટાં કામ કરી રહ્યો છું કે જેના પરિણામે અનન્ત કર્મોનું ઉપાર્જન થાય છે.... રોજેરોજ...ક્ષણેક્ષણે આ રીતે હું કેટલાં બધાં પાપકર્મ બાંધી રહ્યો છું—આ વિચાર જ મને કમકમાટી ઉપજાવે છે.

જાણું છું કે સર્વ દુઃખોનું મૂળભૂત કારણ પાપકર્મો છે. દુઃખો નથી ઇચ્છતો, છતાં પાપાચરણ નથી છોડતો ! પાપો આચરતો જાઉં છું...પછી દુઃખોથી મારો છૂટકારો કેવી રીતે થવાનો ?

મારું મન દૃઢ થાઓ...પરમાત્માની અને સદ્‌ગુરુઓની એવી કૃપા વરસો કે હું આ આશ્રવદ્વારોને બંધ કરવા સમર્થ બનું. નવાં બંધાતાં કર્મોને રોકી શકું.

## સંવર–ભાવના

या पुण्यपापयोरग्रहणे वाक्कायमानसी वृत्तिः ।
सुसमाहितो हितः संवरो वरदर्शितश्चिन्त्यः ॥१५८॥

અર્થ : મન–વચન–કાયાની જે પ્રવૃત્તિથી પુણ્ય અને પાપનું ગ્રહણ ન થાય એવી, આત્મામાં સારી રીતે ધારણ કરાયેલી પ્રવૃત્તિને, જિનોપદિષ્ટ હિતકારી 'સંવર' કહે છે, તેનું ચિંતન કરવું જોઇએ.

**વિવેચન :** નિરંતર આત્મામાં કર્મોનો પ્રચંડ પ્રવાહ વહી આવે છે. ક્યારેય મેં એ કર્મોના પ્રવાહને રોકવાનો વિચાર પણ નથી કર્યો, શુભકર્મો આવે છે, અશુભ કર્મો આવે છે.

હું જાણું છું કે જ્યાં સુધી આ કર્મ–પ્રવાહ આત્મામાં પ્રવેશતો અટકે નહીં ત્યાં સુધી આત્માનું નિત્ય, અનન્ત અને અવ્યાબાધ સુખ મળે નહીં. સુખ અને દુઃખનાં દ્વન્દ્વ દૂર થાય નહીં. હર્ષ અને શોક, રાગ અને દ્વેષ, આનંદ અને ઉદ્વેગનાં ભાવદ્વન્દ્વો નાશ પામે નહીં.

હું સમજું છું કે શુભાશુભ કર્મોનો એ પ્રવાહ મારી મન–વચન અને કાયાની પ્રવૃત્તિઓથી પ્રેરિત છે. હું જ્યાં સુધી મનમાં રાગ–દ્વેષમૂલક વિચારો કરતો રહીશ ત્યાં સુધી અનન્ત–અનન્ત કર્મો મારા આત્મામાં પ્રવેશતાં રહેવાનાં જ. જ્યાં સુધી હું બોલતો રહીશ, વાણી–પ્રયોગ કરતો રહીશ ત્યાં સુધી કર્મોનાં ઘનઘોર વાદળાં આત્માની ચારે બાજુ ઘેરાતાં જ રહેવાનાં. જ્યાં સુધી મારી શારીરિક સૂક્ષ્મ કે સ્થૂલ પ્રવૃત્તિઓ ચાલુ રહેશે ત્યાં સુધી કર્મબંધ અટકવાનો નથી!

આ જાણવા છતાં, એ કર્મોને આત્મામાં પ્રવેશતાં હું અટકાવતો નથી! અટકાવવાનો કોઈ દૃઢ સંકલ્પ કરતો નથી, અટકાવવાનો કોઈ પુરુષાર્થ કરતો નથી. 'કેમ મને આવો કોઈ ભાવોલ્લાસ નથી જાગતો?' એ પ્રશ્ન જ્યારે મારા અંતરાત્મામાં ઊઠ્યો...હું વિચારતો જ રહ્યો...અને એનું સાચું કારણ મને જડી ગયું. જે શુભ કર્મોનો પ્રવાહ આત્મામાં વહી આવે છે તે શુભ કર્મો જીવાત્માને સુખ આપે છે! અને એ શુભ કર્મો સુંદર નિરોગી શરીર આપે છે, સારો પરિવાર આપે છે, ધન–સંપત્તિ આપે છે, ઇજ્જત–આબરૂ આપે છે...અને આવાં તો અનેક સુખનાં સાધન આપે છે!

સુખનો રાગી જીવાત્મા, શુભ કર્મોથી મળતાં સુખોથી લલચાઈ જાય છે! એ સુખોની અનિત્યતાનો–વિનશ્વરતાનો વિચાર નથી કરતો! એ સુખોની પરાધીનતાનો વિચાર નથી કરતો! એ સુખોની સાથે જડાયેલા ઉપદ્રવોનો વિચાર નથી કરતો!

જ્યારે અશુભ કર્મો આત્મામાં પ્રવેશીને દુઃખ-ત્રાસ અને યાતનાઓનું નરક પેદા કરી દે છે ત્યારે તો જીવ ચીસ પાડી ઊઠે છે : 'આવાં પાપકર્મ મારા આત્મામાં ક્યાંથી આવી ગયાં ? ક્યારે છૂટીશ આવાં ઘોર પાપકર્મોથી...' પરન્તુ વળી શુભ કર્મોનો ઉદય થતાં એ બધું ભૂલી જાય છે ! પુણ્યકર્મના ઉદયોથી મળતાં સુખોમાં મન-વચન-કાયાથી ઓતપ્રોત થઈ જાય છે...

અનન્ત જન્મો વીતી ગયા આ રીતે. વર્તમાન જીવનનાં ઘણાં વર્ષો વીતી ગયાં અજ્ઞાનદશામાં. આત્મામાં કર્મોનો પ્રવેશ રોકવાનો કોઈ પ્રયત્ન કે પુરુષાર્થ મેં નથી કર્યો...હવે મારે આ પ્રયત્ન કરવો છે. મારે નથી જોઈતાં અશુભ કર્મો, નથી જોઈતાં શુભ કર્મો.

અશુભ કર્મોનો આશ્રવ જેમ આત્માનું બંધન છે તેમ શુભ કર્મોનો આશ્રવ પણ આત્માનું બંધન છે. મારે હવે કોઈ બંધન નથી જોઈતું. હવે હું સર્વપ્રથમ તો અશુભ કર્મોના આશ્રવને રોકીશ. મારા મનમાં પાપવિચારો નહીં કરું, આર્તધ્યાન અને રૌદ્રધ્યાનથી મારા મનને બચાવવા સતત જાગ્રત રહીશ. અસત્ય, કર્કશ અને અહિતકારી વાણી નહીં બોલું. શરીરથી, શરીરની પાંચ ઇન્દ્રિયોથી કોઈ પાપપ્રવૃત્તિ નહીં કરું...હિંસા, જૂઠ, ચોરી, અબ્રહ્મ, પરિગ્રહ આદિ પાપોનો મન-વચન-કાયાથી ત્યાગ કરીશ અને આ રીતે અશુભ કર્મોને આત્મામાં આવતાં રોકીશ. સમ્યગ્દર્શન, સર્વવિરતિ, અપ્રમત્તતા, અકષાયિતા આદિ ધર્મોનું અવલંબન લઈશ.

અશુભ કર્મોના પ્રવાહને સ્થગિત કર્યા પછી, શુભ કર્મોના પ્રવાહને પણ રોકવાનો સતત પ્રયત્ન કરીશ ! શુભ પ્રવૃત્તિઓનો પણ રાગ નહીં રાખું ! મનને વધુ ને વધુ તત્ત્વરમણતામાં રાખીશ. કોઈ રાગ-દ્વેષના વિચાર ન આવી જાય એ માટે પ્રતિપલ જાગ્રત રહીશ. વધુ ને વધુ મૌન ધારણ કરીશ. વાણી-વ્યાપાર ખૂબ જ ઓછો કરી નાંખીશ. કાયયોગને...પાંચ ઇન્દ્રિયોને સ્થિર, નિશ્ચલ અને અવિકારી રાખવાના ઉપાયો કરીશ. યોગસાધના અને ધ્યાન-આરાધના દ્વારા અન્તરાત્મદશાને પ્રાપ્ત કરતો ચાલીશ.

હું જાણું છું કે સર્વસંવર કરતાં ઘણાં વર્ષો વીતી જશે... કદાચ બે-ચાર જન્મ પણ વીતી જાય! ભલે બે-ચાર ભવ વીતી જાય પરન્તુ હું મારો આ પ્રયત્ન ચાલુ રાખીશ. હવે આત્મામાં નવાં નવાં શુભાશુભ કર્મોને અટકાવવાનો મરણિયો પ્રયાસ કરવો છે. કરુણાવંત જ્ઞાની પુરુષોએ શાસ્ત્રોમાં એ માટે સમુચિત માર્ગદર્શન આપેલું છે. એ માર્ગદર્શનના સહારે પુરુષાર્થ કરીને સુસંવૃત બનીશ!

## નિર્જરા-ભાવના

यद्वद्विशोषणादुपचितोऽपि यत्नेन जीर्यते दोषः ।
तद्वत्कर्मोपचितं निर्जरयति संवृतस्तपसा ॥१५९॥

અર્થ: જેમ વધી ગયેલો પણ વિકાર પ્રયત્ન દ્વારા, ઉપવાસ કરવાથી નાશ પામે છે તેમ સંવૃત જીવ તપશ્ચર્યાથી, ભેગાં થયેલાં કર્મોની નિર્જરા કરે છે.

**વિવેચન:** ક્યારે એવો ધન્ય અવસર આવશે કે જ્યારે મારો આત્મા સંવૃત બનશે? આશ્રવદ્વારોને બંધ કરી ક્યારે અભિનવ કર્મ-પ્રવેશને રોકવા સમર્થ બનશે? સર્વ આશ્રવદ્વારોને બંધ કરીને, આત્મામાં પ્રવેશી ગયેલાં અનન્ત અનન્ત કર્મોનો મારે નાશ કરવો છે. નવાં કર્મ બંધાય નહીં અને પૂર્વે બંધાયેલાં કર્મો નાશ પામે ત્યારે જ મારો આત્મા શુદ્ધ બને, બુદ્ધ બને અને મુક્ત બને. ત્યારે જ અક્ષય-અનન્ત સુખની પ્રાપ્તિ થાય.

હું જાણું છું કે સંવૃત આત્માની તપશ્ચર્યા પૂર્વગૃહિત કર્મોની નિર્જરા કરવા, ક્ષય કરવા સમર્થ બને છે...પરન્તુ આશ્રવદ્વારોને બંધ કરીને સંવૃત બનવું કેવું દુષ્કર કાર્ય છે, તે પણ હું સમજું છું! છતાં અન્તઃકરણની એવી ઝંખના રહે છે કે એવા પુણ્ય-અવસર મને મળે કે જ્યારે હું સર્વસંવર કરવા શક્તિમાન બનું!

સમ્યગ્દર્શન પ્રાપ્ત કરીને મેં મિથ્યાત્વનું આશ્રવદ્વાર તો બંધ કર્યું છે. વ્રતો—મહાવ્રતો ધારણ કરીને અવિરતિનું આશ્રવદ્વાર પણ બંધ કર્યું છે...પરંતુ પ્રમાદ અને કષાયનાં દ્વાર કંઈક ખુલ્લાં જ રહે છે! મન—વચન અને કાયાની પ્રવૃત્તિ, શુભ અને અશુભ પ્રવૃત્તિ ચાલુ જ રહે છે...એટલે ત્રણ આશ્રવદ્વારો બંધ કરવાનું કામ ચાલતું રહે અને સાથે સાથે પૂર્વગૃહિત કર્મોને જલાવવાનું કામ શરૂ થાય તો જ એક સોનેરી પ્રભાત ઊગે...કે જ્યારે સર્વકર્મોથી મારો આત્મા મુક્ત થાય.

આત્માને સર્વકર્મથી મુક્ત કરવાનો મેં સંકલ્પ કર્યો છે, એટલે એ કર્મોનો નાશ કરવાના જુદાજુદા માર્ગોનું—ઉપાયોનું અવલંબન લઈશ. ગ્રન્થકાર મહર્ષિ શ્રેષ્ઠ ઉપાય બતાવે છે તપશ્ચર્યાનો! મને તેઓના કથન પર વિશ્વાસ જન્મ્યો છે—'શરીરમાં વધી ગયેલો અજીર્ણાદિ રોગ જેમ લંઘન કરવાથી નાશ પામે છે તેમ તપશ્ચર્યાથી કર્મો નાશ પામે છે!' હું બાહ્ય અને અભ્યંતર તપ કરીશ. છ પ્રકારની બાહ્ય તપશ્ચર્યા અને છ પ્રકારની અભ્યંતર તપશ્ચર્યાથી મારા જીવનની એક—એક પળને પલ્લવિત કરી દઈશ!

૧. હું ઉપવાસ કરીશ, બે દિવસના, ત્રણ દિવસના...આઠ દિવસના અને મહિનાના ઉપવાસ કરીશ! સમગ્ર વર્ષાકાળ ઉપવાસથી વ્યતીત કરીશ! ખૂબ સમતાભાવમાં ઝીલતો રહીશ! મૌન ધારણ કરીને કાળનિર્ગમન કરીશ.

૨. જ્યારે ઉપવાસ નહીં કરું ત્યારે અલ્પભોજન કરીશ. પેટ ભરીને ભોજન નહીં કરું. શરીર ધર્મઆરાધનામાં સહાયક બની શકે, એટલું જ ભોજન કરીશ.

૩. ભોજન જે કરીશ તેમાં પરિમિત વસ્તુઓ જ ગ્રહણ કરીશ. જો બે વસ્તુ લેવાથી ચાલશે તો ત્રીજી વસ્તુ નહીં લઉં. ગમે તેટલી ખાદ્યસામગ્રી મળતી હશે છતાં હું બે—ચાર વસ્તુઓ જ ભોજનમાં ગ્રહણ કરીશ.

૪. રસોનો ત્યાગ કરીશ. દૂધ, દહીં, ઘી, ગોળ, મીઠાઈ...આદિ રસપ્રચુર દ્રવ્યોનો ત્યાગ કરીશ. તન–મનમાં વિકારો પેદા કરનારાં આવાં દ્રવ્યોનું સેવન નહીં કરું. અતિ આવશ્યકતા ઉપસ્થિત થશે તો અલ્પમાત્રામાં સેવન કરીશ.

૫. શરીરને પંપાળીશ નહીં. થોડાંક કષ્ટ સહન કરવાનો અભ્યાસ કરીશ. કલાકો સુધી કાયોત્સર્ગ–ધ્યાનમાં ઊભો રહીશ. ઊકડક આસને બેસીશ...ગરમીના દિવસોમાં તડકે અને શીતકાળમાં છાંયડે ચાલીશ !

૬. કાચબાની જેમ મારી ઇન્દ્રિયોને ગોપવીને રાખીશ. ઇન્દ્રિયોને આત્મભાવમાં, આત્મચિંતનમાં લીન રાખીશ. મનને પણ આર્તધ્યાન–રૌદ્રધ્યાનમાં નહીં જવા દઉં. ક્રોધાદિ કષાયોનો નિગ્રહ કરીશ.

૭. મારાં વ્રતો–મહાવ્રતોમાં જે કોઈ દોષ લાગશે, તે દોષોને દૂર કરવા માટે સદ્ગુરુ પાસે દોષોનું આલોચન કરીશ અને પ્રાયશ્ચિત્ત કરીશ.

૮. ચિત્તનો નિરોધ કરીશ. મનમાં આર્તધ્યાન ન પ્રવેશી જાય તે માટે ધર્મધ્યાનમાં ચિત્તને પરોવી રાખીશ. પરમાત્મધ્યાનમાં લીન બનીશ.

૯. પૂજ્ય પુરુષોની, ગુણવાન પુરુષોની, ગ્લાન પુરુષોની સેવા કરીશ, ભક્તિ કરીશ. એમની શરીરસુશ્રુષા કરીશ.

૧૦. પૂજ્યોનો, વડીલોનો, ગુણવાનોનો વિનય કરીશ. તેઓ આવતાં ઊભો થઈશ, નમન કરીશ. બેસવા આસન આપીશ...તેમને વળાવવા જઈશ.

૧૧. મિથ્યા માન્યતાઓનો ઉત્સર્ગ–ત્યાગ કરીશ. ક્રોધાદિ કષાયોનો ત્યાગ કરીશ. મમતા–આસક્તિ વધારનારાં દ્રવ્યોનો ત્યાગ કરીશ.

૧૨. શાસ્ત્રસ્વાધ્યાય કરીશ. સદ્ગુરુ પાસે વિનયપૂર્વક વાચના ગ્રહણ કરીશ. શંકાનાં સમાધાન કરીશ. તત્ત્વોને યાદ રાખીશ.

આ રીતે વિવિધ તપશ્ચર્યા કરીને સર્વ કર્મોની નિર્જરા કરવાનો મને અપૂર્વ અવસર પ્રાપ્ત થાઓ !

## લોકસ્વરૂપ–ભાવના

लोकस्याधस्तिर्यग् विचिन्तयेदुर्द्ध्वमपि च बाहल्यम् ।
सर्वत्र जन्म-मरणे रूपिद्रव्योपयोगांश्च ॥१६०॥

અર્થ : અધોલોક, મધ્યલોક અને ઊર્ધ્વલોકના વિસ્તારનો વિચાર કરવો જોઈએ, અને (આ વિચાર પણ કરવો જોઈએ કે) લોકમાં સર્વત્ર હું જન્મ્યો છું અને મર્યો છું, તથા બધા રૂપી દ્રવ્યોનો મેં ઉપભોગ કર્યો છે.

**વિવેચન : વિરાટ વિશ્વ !**

ચૌદ રાજલોકની કેવી વિશાળતમ દુનિયા છે !

સર્વપ્રથમ જ્યારે "બૃહત્સંગ્રહણી" ગ્રન્થમાં આ વિરાટ વિશ્વનું શાસ્ત્રદૃષ્ટિથી દર્શન કર્યું, ત્યારે આશ્ચર્યથી...અને કુતૂહલથી મારી આંખો પહોળી થઈ ગઈ હતી ! અધોલોકમાં આવેલી સાત નારકીઓ મેં જોઈ...એ નારકીઓની...નરકાવાસોની રચના જોઈ... ગજબ છે એ રચના ! એમાં રહેલા અસંખ્ય જીવોને જોયા. તેઓને ત્યાં જે કષ્ટો સહવાં પડે છે, જે દારુણ વેદનાઓ સહવી પડે છે... એ જોયું...હૃદય દયાથી–કરૂણાથી ભીનું ભીનું થઈ ગયું...'મારું ચાલે તો એ નરકાવાસો તોડી નાંખી એ બધા જીવોને મુક્ત કરું...દુઃખ–ત્રાસ અને વેદનાઓથી બચાવી લઉં...' પરન્તુ મેં જાણ્યું કે તે જીવોને પોતાનાં ઘોર પાપોનું ફળ ત્યાં ભોગવવું જ પડે છે.

સાત નરકોની ઉપર વ્યંતરદેવો અને વાણવ્યંતરદેવોનાં વિશાળ નગરો આવેલાં જોયાં. અતિ રંગરાગ અને ભરપુર સુખભોગમાં હજારો, લાખો અને કરોડો વર્ષનાં આયુષ્ય વીતાવી દેનારા એ દેવોને–દેવીઓને જોયાં...અને મધ્યલોકમાં આવેલા અસંખ્ય દ્વીપો અને અસંખ્ય સમુદ્રો તરફ દૃષ્ટિ ગઈ. પહેલો દ્વીપ જોયો જંબૂદ્વીપ અને છેલ્લો જોયો સ્વયંભૂરમણ સમુદ્ર ! મધ્યલોકમાં તીર્થંકર ભગવંતોને સદેહે વિચરતા

જોયા ! ચક્રવર્તીઓ અને વાસુદેવોને પણ જોયા ! રોગશોક અને દારિદ્રચથી રિબાતા જીવોને જોયા અને સુખવૈભવોમાં મ્હાલતા જીવોને પણ જોયા. મરીને નરકમાં જતા જીવો જોયા અને નિર્વાણ પામી મોક્ષમાં જતા જીવોને પણ જોયા...ઘણું ઘણું જોયું... અને ઉપર જતાં, સૂર્ય ચન્દ્ર-ગ્રહ-નક્ષત્ર અને તારા જોયા ! સમગ્ર જ્યોતિષ દેવલોકમાં પરિભ્રમણ કર્યું. આ દેવોની દુનિયા નિરાળી છે.

ઊર્ધ્વલોકના બાર દેવલોક, નવ ગ્રૈવેયક દેવલોક અને પાંચ અનુત્તર દેવલોકની દિવ્ય સૃષ્ટિની તો વાત જ શી કરવી ! કેટલી વાતો કરું ? શ્રેષ્ઠ ભૌતિક સુખોની એ દુનિયા છે.

પરન્તુ મેં એ પણ જાણ્યું કે આ ત્રણે લોકમાં સર્વત્ર જન્મ અને મૃત્યુ નિશ્ચિત છે ! શારીરિક અને માનસિક વ્યથાઓ—વેદનાઓ નિશ્ચિત છે ! દેવલોકમાં જે મજા માણે છે તે નરકમાં ઘોર સજા ભોગવે છે !

ગ્રન્થકાર શ્રી ઉમાસ્વાતીજીએ બતાવ્યું કે 'આ ચૌદ રાજલોકના વિરાટ વિશ્વમાં તું સર્વત્ર જન્મ્યો છે અને મર્યો છે ! એક બિંદુ જેટલી પણ જગા એવી નથી કે જ્યાં તું જન્મ્યો ન હોય, જ્યાં તું મર્યો ન હોય !' આ જાણીને હું આશ્ચર્યચકિત થઈ ગયો. નીચેની સાતમી નરકથી માંડી ઉપર સિદ્ધશીલા સુધી જુદા જુદા દેહે, જુદા જુદા નામે, જુદા જુદા રૂપે હું જન્મેલો છું અને મરેલો છું.

અનન્તકાળના ભૂતકાળમાં મેં આ વિશ્વમાં બધું જ જોયું છે ! એટલું જ નહીં, આ વિશ્વના તમામ રૂપી પુદ્ગલોનો જુદાજુદા રૂપે ઉપભોગ કરેલો છે ! પરમાણુથી માંડી અનન્તાનન્ત પુદ્ગલસ્કંધ સુધીના રૂપી દ્રવ્યો મેં ભોગવ્યાં છે ! મન-વચન અને કાયા રૂપે, આહાર અને શ્વાસોચ્છ્વાસ રૂપે ! બધું જ ભોગવ્યું છે....છતાં હું કાયમ માટે ધરાયો નથી ! તૃપ્તિ મને થઈ નથી.

પૌદ્ગલિક...ભૌતિક ઉત્કૃષ્ટ સુખોને ભોગવવા છતાં મને ક્યારેય તૃપ્તિ નથી થઈ, આજે પણ અતૃપ્ત જ છું, ભૂખ્યો અને તરસ્યો છું. ક્ષણિક તૃપ્તિમાં સંતોષ માનીને વારંવાર વૈષયિક સુખો ભોગવું

છું....રાગ-દ્વેષ કરું છું અને પાપકર્મોને બાંધું છું. ઘણી વાર હું મારા આત્માને કહું છું :

'હે આત્મન્, આ વિરાટ દુનિયામાં, અનન્તકાળથી પરિભ્રમણ કરતાં તેં શું નથી ખાધું ? શું નથી પીધું ? શું નથી ભોગવ્યું ? પાંચ ઇન્દ્રિયોનાં બધાં જ વૈષયિક સુખો તેં ભોગવ્યાં છે...છતાં તને તૃપ્તિ થઈ ? નથી થઈ ને ? તો પછી, હવે શા માટે મનુષ્યલોકનાં નિકૃષ્ટ, ગંદાં અને તુચ્છ સુખોમાં લલચાય છે ? શા માટે આકર્ષાય છે ? શા માટે એ સુખોમાં આસક્તિ રાખે છે ? કરી દે ત્યાગ એ સુખોપભોગનો ! ત્યાગથી સાચી તૃપ્તિ મળશે. ભોગથી તો વાસના પ્રબળ બનતી જશે મનથી પણ વૈષયિક સુખની તું કામના ન કર, અનન્તકાળમાં, અનન્ત જન્મોમાં દિવ્ય સુખો ભરપુર ભોગવવા છતાં પરમ તૃપ્તિ નથી થઈ...તો પાંચ-પચાસ વર્ષના જીવનમાં તુચ્છ સુખોના ઉપભોગથી શું તને તૃપ્તિ થશે ? નહીં જ થાય...માટે ભૂલ ન કર. ત્યાગ, તપ અને તિતિક્ષા દ્વારા શુદ્ધ આત્માને પામવાનો પ્રયત્ન કર.'

મારા આત્માને આમ રોજ સમજાવું છું. એક દિવસ તો એ જરૂર સાંભળશે, સમજશે અને પરમ તૃપ્તિને પામશે !

## ધર્મચિંતન -ભાવના

धर्मोऽयं स्वाख्यतो जगद्धितार्थं जिनैर्जितारिगणैः ।
येऽत्र रतास्ते संसारसागरं लीलयोत्तीर्णाः ॥१६१॥

અર્થ : શત્રુગણ [રાગ-દ્વેષ-મોહાદિ]ના વિજેતા જિનોએ, જગતના હિત માટે આ ધર્મનું નિર્દોષ કથન કરેલું છે. જેઓ (જીવો) આ ધર્મમાં અનુરક્ત થયા, તેઓ સંસારસાગરને અનાયાસે તરી ગયા !

**વિવેચન :** સહુ જીવોના આત્મહિત માટે, સહુ જીવોનાં આત્મકલ્યાણ માટે પરમ કૃપાનિધિ જિનેશ્વર ભગવંતોએ કેવો યથાર્થ ધર્મ બતાવ્યો છે! તીર્થંકરોનું આત્મત્વ જ કેવું ઉત્તમ હોય છે! પરાહિતરસિકતા તેઓના એક-એક આત્મપ્રદેશને ભીંજવી રહેલી હોય છે. જ્યારે જ્ઞાનદૃષ્ટિથી તેઓ વિશ્વના અનન્ત-અનન્ત જીવોને દુઃખ, ત્રાસ અને સંતાપથી રિબાતા જુએ છે ત્યારે તેઓનું આત્મત્વ અનુકંપાથી ભીનું ભીનું થઈ જાય છે. 'મારામાં એવી અપૂર્વ શક્તિ આવે તો આ સર્વ જીવોને સંસારનાં દુઃખોથી મુકત કરી પરમ સુખ... શાશ્વત્ સુખ પમાડી દઉં.'

આ સર્વજીવોના કલ્યાણની ભાવનાને ફલવતી બનાવવા તેઓ કેવી આકરી તપશ્ચર્યા કરે છે! કેવી ભવ્ય આરાધના ચારિત્રધર્મની, શ્રુતધર્મની અને શ્રદ્ધાધર્મની કરે છે...તે શાસ્ત્રોમાં વાંચતાં વાંચતાં મારી આંખો હર્ષનાં આંસુથી છલકાઈ ગઈ છે.

આ ભાવના અને આરાધનાના સંયોજનમાંથી તીર્થંકરત્વનો જન્મ થયો! તેઓ તીર્થંકર બન્યા...જન્મજાતવૈરાગી પ્રભુ સંસારનો ત્યાગ કરી, ઘાતીકર્મોનો નાશ કરવાની વીરતાપૂર્ણ તપશ્ચર્યા કરે છે. ઘાતીકર્મો નાશ પામે છે અને તેઓ સર્વજ્ઞ-સર્વદર્શી-સર્વશકિતમાન વીતરાગ પરમાત્મા બની જાય છે. ઘાતીકર્મોનો નાશ થતાં, રાગ-દ્વેષ-મોહ આદિ સર્વદોષોનો આમૂલ નાશ થઈ જાય છે. તેઓ આંતરશત્રુઓના વિજેતા બની જાય છે અને પછી જ, પૂર્ણજ્ઞાન અને પૂર્ણદર્શન-વડે તેઓ જગતને ધર્મનો પ્રકાશ આપે છે.

વીતરાગ પ્રભુએ કેવો નિર્દોષ ધર્મ કહ્યો! કેવો કલ્યાણકારી ધર્મ બતાવ્યો! આચારમાર્ગ અને વિચારમાર્ગ-બંને માર્ગોનું કેવું દોષરહિત પ્રતિપાદન કર્યું! માર્ગાનુસારી જીવનની આચારસંહિતાથી માંડીને છઠ્ઠા ગુણસ્થાનકે રહેલા સાધુની આચારસંહિતાનું સુરેખ, સુસંગત અને ક્રમબદ્ધ પ્રતિપાદન વાંચીને...સાથે જ, હૈયું ગદ્ગદ

થઈ ગયું. કોઈ પૂર્વાપરનો વિરોધ નહીં ! સિદ્ધાન્તોથી વિપરીત કોઈ આચાર–વ્યવસ્થા નહીં !

જ્યારે, ધર્મસિદ્ધાન્તોનું અધ્યયન–ચિંતન–પરિશીલન કરું છું ત્યારે કેવી જ્ઞાનાનન્દની અપૂર્વ અનુભૂતિ કરું છું ! સ્યાદ્‌વાદ–અનેકાન્તવાદનો સિદ્ધાન્ત સાત નય અને સપ્તભંગીના સિદ્ધાન્તોનું મનન કરતાં કરતાં તો, આ સિદ્ધાન્તો બતાવનારા એ પૂર્ણજ્ઞાની જિનેશ્વરોને વારંવાર ભાવવંદના કરી લઉં છું.

પૂર્વદેશોના તત્ત્વજ્ઞાનમાં કે પશ્ચિમના દેશોના તત્ત્વજ્ઞાનમાં, ક્યાંય મેં આવા યથાર્થ સિદ્ધાન્તો જોયા નથી. દરેક પદાર્થનું આટલું બધું યથાર્થ વિશ્લેષણ કરનારી વિચારપદ્ધતિ અન્યત્ર જોઈ નથી.

ઉપશમ શ્રેણિ અને ક્ષપક શ્રેણિમાં જીવાત્મા કેવી અદ્‌ભુત શુદ્ધિ પ્રાપ્ત કરતો આગળ વધે છે, ક્રમશઃ કેવા–કેવા દોષોનો નાશ થતો જાય છે ! અલ્પસમયમાં કેવી અપૂર્વ આત્મશુદ્ધિ થતી જાય છે....એ બધી અગમઅગોચરની વાતો વાંચીને, વિચારીને, જિનેશ્વરના ધર્મશાસન પ્રત્યે મારી શ્રદ્ધા...મારો વિશ્વાસ દૃઢ બનતો જાય છે.

સમ્યગ્‌દર્શન રૂપ સમ્યગ્‌જ્ઞાન રૂપ અને સમ્યક્‌ચારિત્ર રૂપ આ ધર્મની સાધના–આરાધનામાં જો જીવાત્મા અનુરક્ત થઈ જાય...તો સહજતાથી તે પૂર્ણતાને પામી જાય, જરૂર પામી જાય ! પરંતુ ધર્મમાં આસક્ત બની જવું પડે ! અનુરક્તિ થઈ જવી જોઈએ, તો જ પાર પામી શકાય.

પામવો છે મોક્ષ, ઇચ્છું છું મોક્ષને–મુક્તિને, પરન્તુ ધર્મમાં હું લીન નથી બનતો...ધર્મમાં હજુ મારી આસક્તિ નથી થઈ...ધર્મ સિવાય પણ મને બીજું ઘણું ગમે છે. ધર્મ સિવાયની વાતોમાં અને વસ્તુઓમાં મારી અનુરક્તિ છે...કેવી રીતે હું મોક્ષ પામી શકું ? કેવી રીતે આંતરશત્રુઓ પર વિજય મેળવી શકું ?

ગ્રન્થકાર મહર્ષિ કહે છે : 'સર્વજ્ઞ વીતરાગે બતાવેલા ધર્મમાં આસક્ત થાઓ અને સહજતાથી ભવસાગર તરી જાઓ !' સંસારની

આસક્તિમાંથી છૂટવા માટે મારે ધર્માસક્તિ કેળવવી પડશે...હવે હું શ્રુતધર્મ અને ચારિત્રધર્મમાં આસક્ત બનીશ.

કેવો મહાન્...કેવો દુર્લભ ધર્મ મને પ્રાપ્ત થયો છે! કેવું મારું શ્રેષ્ઠ ભાગ્ય છે! કેવો મને સુવર્ણ-અવસર પ્રાપ્ત થયો છે ધર્મસાધનાનો! માનવજીવન મળ્યું છે...પાંચ ઇન્દ્રિયો પરિપૂર્ણ મળી છે....સારું મન મળ્યું છે...સારા સંયોગો મળ્યા છે...! કોઈ વાતે અધુરપ નથી...તો હવે હું ધર્મપુરુષાર્થમાં પ્રમાદ નહીં કરું! મન-વચન-કાયાથી ધર્મપુરુષાર્થ કરીશ. ધર્મમાં લીન બનીશ, તલ્લીન બનીશ!

## બોધિદુર્લભતા--ભાવના

मानुष्यकर्मभूम्यार्यदेशकुलकल्यतायुरुपलब्धौ ।
श्रद्धाकथकश्रवणेषु सत्स्वपि सुदुर्लभा बोधिः ॥१६२॥

**અર્થ :** મનુષ્યજન્મ, કર્મભૂમિ, આર્યદેશ, આર્યકુલ, નીરોગતા અને આયુષ્ય પ્રાપ્ત થવા છતાં, શ્રદ્ધા, સદ્‌ગુરુ અને શાસ્ત્રશ્રવણ પ્રાપ્ત થવા છતાં, બોધિ (સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન) પ્રાપ્ત થવી ઘણી દુર્લભ છે.

**વિવેચન :** અનન્ત જીવસૃષ્ટિમાં, આજે હું મનુષ્યરૂપે છું, મને મનુષ્યજીવન મળેલું છે. આ મારું કેવું મહાન્ ભાગ્ય કહેવાય! હું નરકમાં નારકીરૂપે હોત તો? હું તિર્યંચગતિમાં પશુરૂપે, પક્ષીરૂપે કે કીડારૂપે હોત તો? કેવી ઘોર વેદનાઓ સહવી પડત? પ્રગાઢ અજ્ઞાનના અંધકારમાં ભટકવું પડત! દેવલોકમાં દેવ હોત તો યે શું? વૈષયિક સુખોમાં લીન બન્યો હોત અને ધર્મપુરુષાર્થથી વંચિત રહ્યો હોત.

મને માનવજીવન મળ્યું છે! કે જે જીવનમાં તીવ્ર દુઃખો નથી અને ભરપુર સુખો નથી, એટલે આત્મકલ્યાણાર્થે પુરુષાર્થ કરવાની પૂરેપૂરી તક મને મળી ગઈ! પરંતુ જો હું 'અકર્મભૂમિ'માં

માનવરૂપે જન્મ્યો હોત તો મારું શું થાત? 'અકર્મભૂમિ'માં ન કોઈ તીર્થંકર જન્મે, ન કોઈ ત્યાં ધર્મશાસન, ન કોઈ ત્યાં સદ્ગુરુ મળે!

મારો આ ભરતક્ષેત્રમાં જન્મ થયો, કે જે ભરતક્ષેત્ર 'કર્મભૂમિ' છે! જોકે આવાં પાંચ ભરતક્ષેત્ર છે વિશ્વમાં, પાંચ ઐરવતક્ષેત્ર અને પાંચ મહાવિદેહ ક્ષેત્ર છે દુનિયામાં! આ ક્ષેત્રોમાં યથાયોગ્ય કાળે તીર્થંકરો થાય, તેઓ ધર્મસ્થાપના કરે. એમના એ ધર્મશાસનમાં સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવિકા હોય...સહુ પરસ્પર, મોક્ષમાર્ગની આરાધનામાં સહાયક બને. મારું કેવું સદ્ભાગ્ય કે હું 'કર્મભૂમિ'માં જન્મ્યો!

એટલું જ નહીં, મારો જન્મ પણ ઉત્તમકુળમાં થયો! માતા સંસ્કારી મળી. પિતા દયાળુ મળ્યા. ચારે બાજુ અહિંસક અને દયાભીનું વાતાવરણ મળ્યું. પરિવારમાં કે પડોસમાં ન કોઈ હિંસા કે મારામારી! ન કોઈ ચોરી કે ન કોઈ દુરાચાર..! પરમાર્થ અને પરોપકારનું વાતાવરણ મળ્યું. આને પણ હું મારું મોંઘેરું ભાગ્ય સમજું છું.

મને શરીર પણ કેવું નિરોગી મળ્યું છે...શરીર નિરોગી હોય તો જ મોક્ષમાર્ગની આરાધના સારી રીતે થઈ શકે ને! શરીર સ્વસ્થ હોવાથી હું સંયમયોગોની આરાધના કરી શકું છું. જ્ઞાન–ધ્યાન, તપ–ત્યાગ, પરમાર્થ–પરોપકાર આદિની આરાધના, શરીર સ્વસ્થ હોય છે તો જ થઈ શકે છે...ખરેખર, મારા નિરોગી શરીરે મને ઘણી સહાય કરી છે અને કરે છે.

એથી પણ વિશેષ સૌભાગ્ય તો એને માનું છું કે મારું આયુષ્ય સમાપ્ત નથી થઈ ગયું! ભલે નિરોગી દેહ હોય, પરંતુ જો આયુષ્ય પૂરું થઈ જાય તો મૃત્યુ નિશ્ચિત બને છે. જો અલ્પ આયુષ્ય હોત અને બાલ્યકાળમાં જ મોત આવી ગયું હોત તો મોક્ષમાર્ગની આરાધના કરવાનો કોઈ અવસર ન મળત.....

દીર્ઘ આયુષ્યની સાથે, ધર્મતત્ત્વ તરફ મારી જિજ્ઞાસા જાગી... એ કોઈ સાધારણ વાત નથી. 'હું કોણ છું? ક્યાંથી આવ્યો?

ક્યાં જઈશ? આ સૃષ્ટિ શા માટે? સૃષ્ટિ કેવી છે? સૃષ્ટિમાં આવી વિષમતા કેમ?....' આવી અનેક જિજ્ઞાસાઓ પ્રગટી...અને ત્યાં—

મને ધર્મતત્ત્વનું રહસ્ય સમજાવનારા પરમ ઉપકારી ગુરુદેવ મળી ગયા! આળસ ખંખેરીને, મદ–માન ત્યજીને, ભય–શોકની લાગણીઓથી મુક્ત થઇને અને બીજાં બધાં કામ પડતાં મૂકીને મેં સદ્ગુરુના ચરણે બેસી ધર્મશ્રવણ કર્યું. આવા ચારિત્રવંત, પ્રજ્ઞાવંત અને કરુણાવંત ઉપકારી ગુરુદેવ મળવા એ મહાન પુણ્યોદયથી જ શક્ય બને. મળવા છતાં એમનાં ચરણોમાં વિનયપૂર્વક જઇને ધર્મશ્રવણ કરવું ઘણું દુર્લભ છે.

ગૃહકાર્યોની વ્યગ્રતા, આળસ, મોહ, અવજ્ઞા, અભિમાન, કૃપણતા, ભય, શોક, અજ્ઞાન, કુતૂહલ આદિ કારણો ધર્મશ્રવણમાં બાધક બનતાં હોય છે. મારો પરમ પુણ્યોદય કે મને આ કારણો ન નડયાં...અને ધર્મશ્રવણ કર્યું... જેમ જેમ ધર્મશ્રવણ કરતો ગયો, જીવાજીવાદિ તત્ત્વોનો બોધ થતો ગયો...અને 'સર્વજ્ઞભાષિત તત્ત્વો જ સાચાં હોય.' આ શ્રદ્ધા મારા અન્તરાત્મામાં જાગી...

ધર્મશ્રવણ તો ઘણા જીવો કરે છે, પરન્તુ બધાને 'બોધિ'ની પ્રાપ્તિ નથી થતી. સમ્યગ્દર્શન અને સમ્ગ્જ્ઞાનની પ્રાપ્તિ સહુ જીવોને નથી થતી. સેંકડો ભવોની આરાધના–સાધના પછી એ બોધિ પ્રાપ્ત થાય છે...મને એ બોધિલાભ થઈ ગયો છે! મને જિનોક્ત તત્ત્વોમાં કોઈ શંકા નથી....મારું મન નિઃશંક બની ગયું છે... મને હવે બીજા અસર્વજ્ઞશાસનનાં તત્ત્વોનું કોઈ આકર્ષણ રહ્યું નથી.

ઘણો ઘણો દુર્લભ બોધિલાભ મને પ્રયત્ન થયો છે.... હે પરમાત્મન્, મારી આ બોધિ ક્યારે ય ખોવાઈ ન જાય, એવી મારા પર કૃપા કરજે.

## વિરતિની દુર્લભતા

तां दुर्लभां भवशतैर्लब्ध्वाऽप्यतिदुर्लभा पुनर्विरतिः ।
मोहाद्रागात्कापथविलोकनाद् गौरववशाच्च ॥१६३॥

**અર્થ :** સેંકડો ભવોમાં તે દુર્લભા બોધિ પ્રાપ્ત કર્યા પછી પણ, મોહથી, રાગથી, ઉન્માર્ગદર્શનથી તથા ગૌરવવશતાથી વિરતિ [દેશ-વિરતિ-સર્વવિરતિ] અતિ દુર્લભ છે.

**વિવેચન :** મનુષ્યને સમજાઈ જાય કે 'સંસારનાં સુખો ત્યાજ્ય છે અને મોક્ષનાં સુખ ઉપાદેય છે. સંસાર દુઃખરૂપ છે અને મોક્ષ જ સુખરૂપ છે.' તે છતાં જો મોહ, રાગ, ગતાનુગતિકતા અને રસ–ઋદ્ધિ તથા શાતાની રસિકતાએ એ મનુષ્યને ઘેરેલો હશે તો એ વિરતિ-ધર્મ નહીં પામી શકે, અર્થાત્ વ્રતો કે મહાવ્રતોને અંગીકાર નહીં કરી શકે.

સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન પામવાથી એ જીવાત્માના હૃદયમાં સાચી સમજણનો રત્નદીપક સળગતો હોય છે પરન્તુ અજવાળામાં ય જીવ પાપ ક્યાં નથી કરતો! પ્રકાશ હોવા છતાં ય ખાડામાં ક્યાં નથી પડતો! સમ્યગ્દર્શનના જ્ઞાનપ્રકાશમાં એ જાણે છે કે હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ પાપ છે. આ પાપો આચરવાથી પાપકર્મો બંધાય છે અને એના પરિણામે જીવાત્મા સંસારની દુર્ગતિ-ઓમાં રઝળતો થઈ જાય છે. આ સમજણ એને ક્યારેક આ પાપોના ત્યાગની પવિત્ર ભાવનાની ભેટ પણ આપે છે... એને વિચાર આવે છે : 'આ પાપોનો સર્વથા ત્યાગ કરીને, સંપૂર્ણ નિષ્પાપ શ્રમણ જીવનને મારે અંગીકાર કરવું જોઈએ.'

પરન્તુ તૂર્ત મોહ એ પવિત્ર ભાવનાને કચરી નાખે છે, પીંખી નાખે છે... 'હમણાં તો હું શ્રમણજીવન અંગીકાર નહીં કરી શકું,

હજુ પુત્ર-પુત્રીઓને ભણાવવાનાં-પરણાવવાનાં બાકી છે. હજુ ધંધો થોડો કરી લેવો છે...' આવો મોહ, આવી અજ્ઞાનતા જન્મે છે રાગમાંથી.

પુત્ર, પત્ની, પરિવાર, સંપત્તિ, સ્નેહી-પરિજનો...વગેરે તરફનો અનુરાગ, જીવાત્માને સંસારનો સર્વત્યાગ ન કરવા દે. સંસારનું અનુરાગી હૃદય, સાચી સમજણને આચરણમાં મૂકવા દેતું નથી. જે પળોમાં... જે ક્ષણોમાં અનુરાગ મંદ પડી જાય છે, પેલી સાચી સમજણ એના ચિત્તને ખિન્ન કરી દેતી હોય છે! 'મારો રાગ, મારો મોહ મને સર્વવિરતિમય શ્રમણજીવન અંગીકાર કરવા દેતો નથી.' સમ્યગ્દર્શનની આંખોથી જીવાત્મા પોતાના રાગ અને મોહનું દર્શન કરે છે!

જ્યારે સમ્યગ્દૃષ્ટિ જીવાત્મા અનન્ત ભવસાગરને જુએ છે... ભીષણ ભવસાગરને જુએ છે...ત્યારે એ વિચારે છે: 'આવા અપાર ભવસાગરને કેમ કરીને પાર કરી શકાય? કોણ પાર ઉતારી શકે? આ વિષમકાળમાં કોણ સમર્થ છે ભવસાગરને તરાવનાર?' એની દૃષ્ટિ, ધર્મના નામે, સંન્યાસના નામે ચાલતાં પાખંડો તરફ લંબાય છે અને એનું મન ઘૃણાથી ભરાઈ જાય છે..." આવા પાખંડીઓ મને કેવી રીતે તારી શકે? તારે તો નહીં, ભવસાગરમાં ડુબાડી દે...' અને સર્વત્યાગનો વિચાર, માત્ર વિચાર જ રહી જાય છે.

સમ્યગ્દર્શનનો ગુણ ક્યારેક જીવાત્માને, એવા સત્પુરુષોનું દર્શન કરાવે છે કે જેના સહારે ભવસાગરને તરવાની યાત્રા આરંભી શકાય, પરન્તુ ત્યારે અટકાવતી હોય છે ઋદ્ધિ-સમૃદ્ધિની આસક્તિ! "આ બંગલા, આ ગાડી, આ ઇજ્જત...આ કરોડો રૂપિયા...આ બધાનો ત્યાગ કેવી રીતે કરું?" લોભવૃત્તિ અને વૈભવરસિકતા જીવાત્માને સર્વત્યાગ તો નહીં, આંશિક ત્યાગ કરતાં પણ રોકે છે, અવરોધ પેદા કરે છે.

કદાચ આ લોભ, આ મમતા ત્યાગી દે જીવાત્મા, પરંતુ જો રસનેન્દ્રિયના વિષયોની આસક્તિ બંધાયેલી હશે તો પણ સર્વત્યાગના

પંથે પ્રયાણ કરવા તે તત્પર નહીં બની શકે. 'મનગમતા ખાટા-મીઠા રસાસ્વાદ શ્રમણજીવનમાં નહીં મળે...ત્યાં તો નિર્દોષ ભિક્ષા-વૃત્તિથી જીવવાનું હોય છે...' આ વિચાર એને અટકાવી દે છે ત્યાગ-માર્ગે જતાં !

માની લઈએ કે જીવાત્મા રસનેન્દ્રિયવિજેતા બની ગયો, પરન્તુ સુખશીલતા જો એને પ્રિય છે, તો પણ સર્વત્યાગના-સર્વવિરતિના માર્ગે તે નહીં જઈ શકે. એને ઉનાળામાં જોઈએ શીતલતા અને શિયાળામાં જોઈએ ગરમાવો ! શ્રમણજીવનમાં એવાં મકાનો ક્યાંથી મળે ! એને જોઈએ મુલાયમ શય્યા, સાધુને સુવાનું હોય જમીન પર એક ઊનના વસ્ત્ર પર ! એને જોઈએ ચન્દનનાં વિલેપનો...સાધુ ન કરી શકે ચન્દનનાં વિલેપનો ! એને જોઈએ અત્તરની સુવાસ, શ્રમણ ન ભોગવી શકે અત્તરની સુગંધી ! એને જોઈએ શયન-સહ-ચરી...જ્યારે શ્રમણને તો મન-વચન-કાયાથી બ્રહ્મચર્ય પાળવાનું હોય છે!

સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ આ રાગ, મોહ, રસગૃદ્ધિ, સુખશીલતા અને વૈસવાસક્તિ આદિ દોષો જીવાત્માને પીડતા હોય છે. આ દોષો, સમ્યક્ચારિત્રના માર્ગે અવરોધ પેદા કરતા હોય છે. માટે વિરતિ-ધર્મની પ્રાપ્તિ થવી ઘણી દુર્લભ કહે-વામાં આવી છે. જે વીર અને ધીર પુરુષ મોહ, રાગ, આદિ દોષો પર વિજય મેળવે છે તે જ સર્વત્યાગના ઉત્તમ માર્ગે પ્રયાણ કરી શકે છે.

## વૈરાગ્યવિજય

तत् प्राप्य विरतिरत्नं विरागमार्गविजयो दुरधिगम्यः ।
इन्द्रियकषायगौरवपरीसहसपत्नविधुरेण ॥ १६४ ॥

**અર્થ** : તે વિરતિરત્ન મેળવવા છતાં, ઇન્દ્રિય-કષાય-ગારવ અને પરીસહ શત્રુની વ્યાકુળતાના કારણે, વૈરાગ્યમાર્ગનો વિજય દુઃખે કરીને મેળવી શકાય છે.

**વિવેચન** : હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહનો ત્રિવિધે-ત્રિવિધે ત્યાગ કરી દીધો... ભિક્ષાવૃત્તિથી જીવનનિર્વાહ કરું છું, ખુલ્લા પગે વિહાર કરું છું... માથે કેશલુંચન કરાવું છું...છતાં અંતરાત્મામાંથી રાગ-દ્વેષની વૃત્તિઓ દૂર થતી નથી. વૈરાગ્યભાવ સ્થિર થતો નથી, વૃદ્ધિ પામતો નથી.

સર્વવિરતિમય શ્રમણજીવન સ્વીકાર્યા પછી પણ, ઇન્દ્રિયોની સ્વચ્છંદતા, કષાયોની પ્રબળતા, ગારવોની લોલુપતા અને પરીસહો સામે કાયરતા એવી દઢ બનેલી છે કે તેના કારણે વૈરાગ્યની ભાવના સ્થિર જ નથી રહેતી. અલબત્ત, મેં વૈરાગ્યભાવથી પ્રેરાઈને જ સંસાર-ત્યાગ કર્યો છે અને શ્રમણજીવન સ્વીકાર્યું છે, પરંતુ એટલા માત્રથી વૈરાગ્યભાવ સ્થાયી બની જતો નથી !

શ્રમણજીવનમાં શ્રમણને કે શ્રમણીને પાંચ ઇન્દ્રિયોના અનેક પ્રિય-અપ્રિય વિષયોના સંપર્કમાં આવવું પડે છે. ક્યારેક મીઠા શબ્દો સાંભળવા મળે છે, ક્યારેક કડવા શબ્દો ! ક્યારેક સુંદર રૂપ નજરે ચઢે છે તો ક્યારેક કુરૂપતા ! ક્યારેક મનગમતી ભિક્ષા મળે છે તો ક્યારેક દીઠી ય ન ગમે તેવી ! ક્યારેક સાનુકૂળ નિવાસસ્થાન મળે છે તો ક્યારેક સાવ પ્રતિકૂળ ! ક્યારેક સારાં વસ્ત્ર-પાત્ર મળે છે તો ક્યારેક નરસાં ! આ પરિસ્થિતિ દરેક સાધક આત્માની આસપાસ હોય જ છે. એ વખતે રાગ-દ્વેષમાં ન તણાતાં મનને સ્વસ્થ અને વિરક્ત જ રાખવું-તે કેટલું બધું દુષ્કર છે, એ હું જાણું છું, કારણ કે હું શ્રમણ છું !

ક્રોધ થઈ જાય છે... અભિમાન પીડે છે... માયા સતાવે છે... અને લોભદશા મજબૂત છે... હું આ કષાયોને 'સંજ્વલન' કક્ષાના માનીને મન મનાવું છું...' 'છઠ્ઠા ગુણસ્થાનકે તો સંજ્વલનના કષાયો

રહેવાના...' એમ સમજીને અને બીજાઓને સમજાવીને, એ કષાયો કરતો રહું છું! ક્યારેય આત્મચિંતન કરીને નિર્ણય નથી કરતો કે 'શું હું છઠ્ઠા ગુણસ્થાનકે છું?' માત્ર વ્યવહારથી હું ભલે છઠ્ઠે ગુણસ્થાનકે કહેવાતો હોઉં...પરંતુ કષાયોનો સંબંધ વ્યાવહારિક ગુણ-સ્થાનકો સાથે નથી... નિશ્ચયથી જીવ પહેલા ગુણસ્થાનકે હોય અને વ્યવહારથી છઠ્ઠા ગુણસ્થાનકે હોય, તો એના કષાયો 'અનન્તાનુબંધી' કક્ષાના જ હોવાના!

રસગારવ, ઋદ્ધિગારવ અને શાતાગારવના ઊંડા કાદવમાં ઊંડો ઊતરતો જાઉં છું. મીઠો અને કડવો, તીખો અને તુરો... બધા રસ મને ગમે છે. ક્યારેક મીઠો રસ ગમે છે તો ક્યારેક કડવો! ક્યારેક તીખો તો ક્યારેક તુરો... રસોને લઈને કેવા પ્રબળ રાગ–દ્વેષ થાય છે તે હું જાણું છું, આવી રાગ–દ્વેષની પરિણતિમાં વૈરાગ્યભાવ કેવી રીતે ટકે?

સાધુજીવનની ઋદ્ધિ હોય છે માન–સન્માન અને ભક્તો! 'મારા આટલા શ્રીમંત ભક્તો છે...મારા ઉપદેશથી આટલાં મંદિરો બંધાયાં છે, આટલા ઉપાશ્રયો બંધાયા છે...' આવી મનોદશામાં વૈરાગ્યને સ્થાન કેવી રીતે મળે?

શાતાગારવ એટલે સુખશીલતા. જેમ ગૃહસ્થવર્ગમાં સુખશીલતા વધતી જાય છે તેમ શ્રમણસંઘમાં પણ સુખશીલતા વધતી જાય છે. 'અમારે આવી સગવડતા જોઈએ....અમારે આવી અનુકૂળતા જોઈએ... આવું હવા–અજવાસવાળું મકાન જોઈએ, અમારે વિહારમાં આવી સગવડતા જોઈએ... અમારે આવાં પાત્ર જોઈએ... આવાં જ અનુકૂળ ઉપકરણો જોઈએ...' કોઈ પ્રતિકૂળતા સહવી નથી... સુખપૂર્વક જીવવું છે...! પછી વૈરાગ્યભાવ ક્યાંથી પુષ્ટ થાય? રાગ અને દ્વેષ જ પુષ્ટ થાય.

પરીસહો સહવા જ નથી. બાવીસ પરીસહોમાંથી એક પણ પરીસહ સહવો નથી! સ્વેચ્છાએ પરીસહો સહવા જતો નથી, અનિચ્છાએ આવી પડે છે કોઈ પરીસહ, તો એનાથી દૂર ભાગું છું.

એ સંકટમાંથી બચવા ફાંફાં મારું છું. પરીસહોને 'કટ્ટર દુશ્મન' માનું છું.

આમ, ઇન્દ્રિયોની પરવશતામાં, કષાયોની ઉદ્વિગ્નતામાં, ગારવોની રસિકતામાં અને પરીસહો સહવાની કાયરતામાં મન વ્યાકુળ જ રહ્યા કરે છે. ચંચળ અને અસ્થિર રહે છે... કેવી રીતે વૈરાગ્ય માર્ગે પ્રગતિ કરું ? કેવી રીતે વૈરાગ્યની અપૂર્વ મસ્તીમાં ઝૂમું ?

'સર્વવિરતિ' કે જે પ્રાપ્ત થવી ઘણી દુર્લભ છે, તે મળ્યા પછી પણ વૈરાગ્ય ભાવ પર વિજય મેળવવો... અર્થાત્ આત્માના પ્રદેશે પ્રદેશે વૈરાગ્ય ભાવને સ્થાપિત કરી દેવો...ઘણો મુશ્કેલ છે. ઘણું દુષ્કર કાર્ય છે. ઇન્દ્રિયોને જીતવા જતાં, કષાયો પ્રબળ બને છે અને કષાયોને દબાવવા જતાં ગારવો ગળચી પકડે છે... એ ગારવો સાથે લડવા જતાં, પરીસહો પછાડી દે છે...કેવી કરૂણતા છવાઈ ગઈ છે...સાધક-જીવનમાં ?

## વિજયના ઉપાય

तस्मात् परीसहेन्द्रियगौरवगणनायकान् कषायरिपून् ।
क्षान्तिबलमार्दवार्जवसन्तोषैः साधयेद्धीरः ॥ १६५ ॥

**અર્થ :** માટે, ધીર પુરુષે પરીષહ-ઇન્દ્રિય અને ગારવના સમૂહના નાયક કષાય-શત્રુઓને, ક્ષમા-માર્દવ-આર્જવ અને સંતોષરૂપ સૈન્યથી જીતવા જોઇએ.

**વિવેચન :** 'મારે વૈરાગ્યમાર્ગ પર વિજય મેળવવો છે.' આવા દૃઢ સંકલ્પ સાથે જો તમે ઇન્દ્રિયો, કષાયો, ગારવો અને પરીષહો સામે જંગ માંડશો તો તમે અવશ્ય વિજયી બનશો !

એક મહત્ત્વની અને ગંભીર વાત સાંભળી લો : તમારે નથી લડવાનું ઇન્દ્રિયો સામે, નથી લડવાનું ગારવો સામે કે નથી લડવાનું પરીષહો સામે. તમારે લડી લેવાનું છે માત્ર કષાયો સામે! તમે કષાયોને જીતી લીધા એટલે ઇન્દ્રિયો શાન્ત થઈ જશે. રસગારવ–ઋદ્ધિગારવ અને શાતાગારવની રસિકતા નાશ પામી જશે અને પરીષહો સહવાની શક્તિનો તમારા તન–મનમાં સંચાર થશે.

તમામ આન્તરશત્રુઓના સેનાપતિ છે ચાર કષાયો. ક્રોધ–માન–માયા અને લોભ. સેનાપતિઓ પર વિજય મેળવી લીધો એટલે સેના તો ભાગી જ જવાની! ક્રોધ, માન, માયા અને લોભ પર વિજય મેળવવા, સાત્ત્વિક બનીને સાધકે ઝૂઝવું જોઈએ. સાધકમાં ધીરતા–સાત્ત્વિકતા હોવી અનિવાર્ય છે. જેને વૈરાગ્યમાર્ગ પર નિશ્ચિત અને નિર્ભય બનીને ચાલવું છે, તેણે અધીર બને નહીં ચાલે. તેણે કાયર બને નહીં ચાલે.

કષાયો સામે લડવા પૂર્વે, "આ કષાયો મારા શત્રુ છે, હું મારા જીવનમાં આ શત્રુઓનો ક્યારેય સહારો નહીં લઉં. મારે કષાયોની લોહજાળમાંથી મુક્ત થવું છે.' આવો તમારો દૃઢ સંકલ્પ હોવો આવશ્યક છે. કષાયોનાં પ્રલોભનોમાં ક્યારેય લલચાઈ ગયા, તો તમે કષાયોને નહીં જીતી શકો, તમે પોતે જિતાઈ જશો. અનન્ત જન્મોમાં જીવાત્મા કષાયોનો સહારો લેતો રહ્યો છે...કષાયોનાં શરણે જીવતો રહ્યો છે...એના પ્રગાઢ સંસ્કારો જીવાત્મા પર પડેલા છે, એટલે એમના પર વિજય મેળવવા, એમનો નાશ કરવા ખૂબ જ સાવધાન રહેવું જોઈશે. ખૂબ જ જાગ્રત રહેવું પડશે. કોઈ પણ રૂપે આવીને એ કષાયો તમને પછાડી ન જાય, એની પ્રતિક્ષણ જાગ્રતિ રાખવી જોઈશે.

તમે ક્ષમા દ્વારા ક્રોધ પર વિજય મેળવી શકશો. નમ્રતા દ્વારા માન પર વિજય પ્રાપ્ત કરી શકશો. સરલતાના સહારે માયાને મોતને

ઘાટ ઉતારી શકશો અને સંતોષ દ્વારા લોભને ભૂશરણ કરી શકશો. ક્ષમા–નમ્રતા–સરલતા અને સંતોષ,આ ચાર યોદ્ધાઓનો સહારો લઈ લો.

સહારો લેતાં પહેલાં એ ચાર યોદ્ધાઓમાં તમારે સંપૂર્ણ વિશ્વાસ મૂકવો પડશે. પછી, એ ચારની સાથે કાયમ માટે જીવવાની તમારી તૈયારી હોવી જોઈએ. અત્યાર સુધી જેવો ક્રોધમાં વિશ્વાસ હતો, તેવો જ વિશ્વાસ ક્ષમામાં જોઈશે. જેવો વિશ્વાસ અભિમાનમાં હતો તેવો જ વિશ્વાસ નમ્રતામાં જોઈશે. જેવો વિશ્વાસ માયામાં મૂકેલો હતો તેવો જ વિશ્વાસ સરળતામાં જોઈશે અને જેવો વિશ્વાસ લોભમાં મૂકેલો હતો તેવો વિશ્વાસ સંતોષમાં મૂકવો પડશે. તો જ તમે એ ચાર કષાયો પર વિજય મેળવવા શક્તિમાન બની શકશો.

૧. ક્રોધથી ભૂતકાળમાં થયેલાં નુકસાનોનો, વર્તમાનમાં થતા ગેર-લાભોનો અને ભવિષ્યમાં થનારા અપાયોના વિચાર કરો. ક્રોધથી તમને નુકસાન થાય છે અને મનને પણ નુકસાન થાય છે, એ વિચારો. એની સામે ક્ષમાની સાધનાથી થતા લાભોનો વિચાર કરો.

૨. માન–અભિમાનની તીવ્ર લાગણીઓ કેવા કેવા અનર્થો સર્જે છે, એના ઐતિહાસિક દૃષ્ટાન્તો વાંચો. માન–અભિમાનથી તમે તમારાં કેવાં કેવાં માનસિક અને પારિવારિક સુખો ખોયાં, એનો ગંભીરતાથી વિચાર કરો. એની સામે નમ્રતાથી તમે કેવી શ્રેષ્ઠ ચિત્તશાન્તિ અનુભવી શકો છો, તેનો અનુભવ કરો.

૩. માયા–કપટથી થતા બાહ્ય ભૌતિક લાભો કરતાં, શારીરિક સામાજિક અને રાજકીય ગેરલાભો ઘણા છે, તમે સ્વસ્થ મનથી વિચારી શકતા હો તો તમને સમજાશે. એ માયા–કપટની વાસનાને નિર્મૂળ કરવા માટે સરળતાનો–આર્જવનો સહારો લો. સરળતાથી ડરો નહીં, તમે લુંટાઈ નહીં જાઓ. આબાદ બનશો.

૪. લોભ, એ સર્વ દોષોનો જનક છે! લોભના એટલા બધા લાભ

માનવીના મનમાં સમજાયેલા છે કે એના હ્રદયમાં સંતોષને પ્રવેશ જ નથી મળતો ! જ્યાં સુધી તમારું પુણ્યકર્મ ઉદયમાં હશે ત્યાં સુધી જ તમે લોભમાં રાજી થવાના. પુણ્યકર્મ નાશ પામતાં એ જ લોભદશા તમને ઘોર પીડા આપશે. માટે 'સંતોષ'નો અત્યારથી જ સહારો લઈને લોભદશાથી મુક્ત થાઓ.

ધીર-સાત્ત્વિક બનીને કષાય-શત્રુઓ સામે સંગ્રામ ખેલી લો. અંતે વિજય તમારો થશે.

संचिन्त्य कषायाणामुदयनिमित्तमुपशान्तिहेतुं च ।
त्रिकरणशुद्धमपि तयोः परिहाशसेवने कार्ये ॥१६६॥

અર્થ : કષાયોના ઉદયનાં નિમિત્તોને અને કષાયોના ઉપશમનાં નિમિત્તોને સારી રીતે વિચારીને, મન-વચન અને કાયાની શુદ્ધિથી, કષાયોના ઉદયનાં નિમિત્તોનો ત્યાગ અને ઉપશમનાં નિમિત્તોનું સેવન કરવું જોઈએ.

વિવેચન : આ ક્રોધ-માન-માયા અને લોભ, કયાં કયાં નિમિત્ત પામીને ઉત્પન્ન થાય છે,' આનો ગંભીરતાથી વિચાર કરવો જોઈએ. કારણ કે, ક્રોધાદિ કષાયો આન્તર-બાહ્ય નિમિત્તોને પામીને ઉત્પન્ન થાય છે. જો મનુષ્યને કષાયોનો સમૂળ ઉચ્છેદ કરવો છે તો એણે કષાયોને જન્મતા જ અટકાવવા પડશે. જે જે નિમિત્તોને લઈને કષાયો જન્મે છે, એ નિમિત્તોનો જ ત્યાગ-પરિહાર કરવાનો !

એવી રીતે, અજ્ઞાનથી કે પ્રમાદથી કોઈ એવું નિમિત્ત, એવું આલંબન મળી ગયું...સેવાઈ ગયું...અને કષાય થઈ ગયા, તો એ કષાયોને શાન્ત-ઉપશાન્ત કરવાના ઉપાયો કરી લેવાના. એ ઉપાયો સારી રીતે વિચારી રાખવા જોઈએ.

આગ લાગે નહીં, તેની પૂરી સાવધાની રાખો છો ને? કદાચ લાગી જાય આગ, તો એને બુઝાવવા 'ફાયરબ્રિગેડ' તૈયાર હોય છે. આગશામક સાધનો તૈયાર રાખો છો? આગ જેમ સર્વનાશ કરે છે, તેમ કષાયો સર્વનાશ કરે છે. સર્વનાશ કરનારાં તત્ત્વોથી તમે કેટલા સાવધાન રહો છો? તો કષાયોથી એટલા જ સાવધાન રહો. કષાયોને ઉત્પન્ન થવાનાં થોડાંક નિમિત્તો બતાવી દઉં, જેથી તમે સાવધાન રહી શકો!

૧. જ્યાં તમારું ધાર્યું નથી થતું, ત્યાં ક્રોધ આવી જાય છે ને? તમે જે વ્યક્તિ પાસેથી જે કામની આશા રાખતા હો, એ કામ એ વ્યક્તિ નથી કરતી અથવા જોઈએ તેવું નથી કરતી તો ક્રોધ જન્મે છે ને? તમે જે વ્યક્તિને નથી ઇચ્છતા, તે વ્યકિત તમારે ત્યાં આવી જાય છે તો અણગમો થાય છે ને? તમે તમારી પ્રિય વ્યકિત પાસે કે વિશ્વસનીય વ્યકિત પાસે કોઈ વસ્તુ માગો છો, એની પાસે એ વસ્તુ હોવા છતાં તમને આપવાની ના પાડે છે ત્યારે તમને રોષ આવી જાય છે ને? આવાં અનેક નિમિત્તો હોય છે સંસારમાં. એવા પ્રસંગોને ટાળો અથવા એવા પ્રસંગોમાં સ્વસ્થતા જાળવવાના ઉપાયો વિચારો.

૨. જ્યારે કોઈ તમારું અપમાન કરે છે અથવા જેમની પાસેથી તમને સન્માનની અપેક્ષા છે તેમના તરફથી સન્માન મળતું નથી, ત્યારે તમારું અભિમાન પ્રગટે છે! આ અભિમાનની લાગણીનું મૂળ છે 'અહં'ની ઊંડી લાગણી. 'હું કંઈક છું.' આ વિચાર ઘણો ખતરનાક છે. જો મનુષ્ય હુંપણાના ખ્યાલને હૃદયમાંથી ખોદીને બહાર ફેંકી દે તો જ માન–અભિમાનથી બચી શકે. સદૈવ મનુષ્ય 'નમ્ર' બન્યો રહી શકે તો એ માન–કષાય પર વિજય મેળવી શકે. પોતાના અપકર્ષનો... પોતાના દોષોનો ખ્યાલ જીવતો રહે, જાગ્રત રહે, તો નમ્ર રહી શકાય.

૩. માયા–કપટ કરવાનું મન ત્યારે થાય છે કે જ્યારે એને મનગમતી વસ્તુ કે વ્યક્તિ સરળતાથી...સુગમતાથી મળતી નથી. એ વસ્તુ કે વ્યક્તિ મેળવવા મનુષ્ય અધીર બની ગયો હોય છે, આતુર બની ગયો હોય છે... એ અધીરતા અને આતુરતા માયા–કપટ કરવા જીવને પ્રેરે છે. પરદ્રવ્યની તીવ્ર સ્પૃહામાંથી માયા–કપટની વૃત્તિ જન્મે છે અને પુષ્ટ થાય છે. જો મનુષ્ય એ સ્પૃહાથી મુક્ત થવા પ્રયત્ન કરે, પોતાના ભાગ્ય પર ભરોસો રાખીને જીવે તો માયા–કપટ કરવાનો વિચાર પણ ન આવે. માયા કરવાથી બંધાતા કુટિલ કર્મોના વિપાકનું ચિંતન કરો.

૪. લોભ થવાનાં અનેક નિમિત્તો છે. અનેક નિમિત્તોનું એક જ નિમિત્ત છે પરપુદ્ગલની આસક્તિ. આત્માનું અજ્ઞાન, આત્મગુણો અને આત્મશક્તિઓ અંગેનું અજ્ઞાન. આ લોભ–કષાય એટલો બધો પ્રબળ કષાય છે કે એને ના થવા માટે 'સંતોષ'નો સંગ એક ક્ષણ પણ છોડાય નહીં. સંતોષથી જ લોભ ડરે છે અને દૂર ભાગે છે.

આ કષાયોને ઉદયમાં આવવાનાં જે જે નિમિત્તો હોય, તે તે નિમિત્તોથી દૂર રહેવું જોઈએ. મન–વચન અને કાયાથી એ નિમિત્તોનો ત્યાગ કરવો જોઈએ. મનમાં પણ આ કષાયો ન આવે, એની સાવધાની રાખવી જોઈએ.

કષાયોને શાન્ત કરવાના ઉપાયોનું આસેવન પણ મન-વચન અને કાયાથી કરવું જોઈએ, નિષ્ઠાપૂર્વક કરવું જોઈએ. આત્મસંકલ્પપૂર્વક જો એ ઉપાયો કરવામાં આવે તો કષાયોની પ્રબળતા ઘટે જ.

રાગ–દ્વેષ અને મોહના ફણીધરોનાં કાતિલ વિષને ઉતારવા માટે ક્ષમાદિ ધર્મોનું આસેવન આજીવન કરવું જોઈશે, દૃઢ નિર્ધાર સાથે કરવું પડશે.

## દશ પ્રકારનો મુનિધર્મ

सेव्यः क्षान्तिर्मार्दवमार्जवशौचे च संयमत्यागौ ।
सत्यतपोब्रह्माकिञ्चन्यानीत्येष धर्मविधिः ॥१६७॥

**અર્થ :** ક્ષમા, માર્દવ, આર્જવ, શૌચ, સંયમ, ત્યાગ, સત્ય, તપ, બ્રહ્મચર્ય અને આકિંચન્ય, આ ધર્મવિધિ (ધર્મના પ્રકારો) સેવવો જોઈએ.

**વિવેચન :** રાગ, દ્વેષ અને મોહ—સર્વ દુઃખો અને સર્વ ક્લેશોનાં આ મૂળભૂત કારણો છે. આ કારણોને દૂર કરવા માટે, આ દોષોને આત્મામાંથી નિર્મૂળ કરવા માટે દશ પ્રકારનો ધર્મ જિનેશ્વરદેવોએ બતાવેલો છે.

**૧. ક્ષમા :** કોઈ તમને ગાળ દે, કોઈ તમારું અપમાન કરે, કોઈ તમારા પર પ્રહાર કરે, તમે સહન કરો. ગાળ દેનાર તરફ, અપમાન કરનાર તરફ, પ્રહાર કરનાર તરફ તમે કરુણભાવથી જુઓ, એમના તરફ રોષ કે રીસ ન કરો, સહન કરવાની અને ક્ષમા કરવાની તમારી શક્તિ વધારતા રહો.

**૨. માર્દવ :** માન–કષાય પર વિજય મેળવો! મૃદુ બનો. હૃદયને મૃદુ–કોમળ બનાવો, માન–અભિમાન હૃદયને કઠોર બનાવે છે. કઠોર હૈયામાં સદ્‌ગુણોનાં બીજ ઊગતાં નથી. તમે તમારી નમ્રતાને કાયમ રાખવા પ્રયત્નશીલ બનો. એ માટે તમે તમારા દોષોને જોતા રહો, બીજાઓના ગુણોને જોતા રહો. 'હું અનંત દોષોથી ભરેલો છું.' આ ખ્યાલ તમને નમ્ર બનાવી રાખશે.

**૩. આર્જવ :** સરલ બનો. બાળક જેવી સરલતા, એ એક મહાન્ ધર્મ છે. બાળક જેમ જેવું આચરણ કરે તેવું કહી દે, તેમ

તમે સદ્દગુરુ સમક્ષ બાળક બનીને જેવા અને જેટલા દોષો સેવ્યા હોય, તેવા અને તેટલા કહી દો. કોઈ પાપને તમારા હૃદયમાં છુપાવી રાખો નહીં. આ સરલતા તમને પ્રસન્ન રાખશે, અનેક પાપોથી તમને બચાવી લેશે.

**૪. શૌચ :** પવિત્ર બનો. લોભ તમને અપવિત્ર બનાવે છે. તૃષ્ણા તમને ગંદા બનાવે છે, માટે લોભ–તૃષ્ણાનો ત્યાગ કરો. આન્તર–પવિત્રતા–વિશુદ્ધિ પ્રાપ્ત કરવા કૃતનિશ્ચયી બનો. માત્ર બાહ્ય શરીરની શુદ્ધિ કરીને કૃતાર્થ ન બનો. આન્તર–વિશુદ્ધિના માર્ગે સતત પ્રયત્નશીલતા એ શૌચધર્મ છે.

**૫. સંયમ :** હિંસા–અસત્ય–ચોરી–અબ્રહ્મ અને પરિગ્રહથી વિરામ પામવું, પાંચ ઇન્દ્રિયોનો નિરોધ કરવો, ચાર કષાયોને ઉપશાન્ત કરવા અને મન–વચન–કાયાની અશુભ પ્રવૃત્તિઓ રોકવી–આનું નામ છે સંયમ. દૃઢતાપૂર્વક સંયમધર્મનું પાલન કરતા રહેવું જોઈએ.

**૬. ત્યાગ :** કોઈ જીવોનો વધ ન કરો. કોઈ જીવોને બાંધો નહીં. જીવો સાથે દયામય વ્યવહાર રાખો. ત્યાગની એક બાજુ આ છે, બીજી બાજુ છે–સંયમવંત સાધુપુરુષોને કલ્પનીય ભોજન, વસ્ત્ર, પાત્ર આદિ આપવું તે. સાધુ સાધુને પણ પ્રાસુક ભોજનાદિ આપે. આપવું = ત્યાગ !

**૭. સત્ય :** હિતકારી બોલો. સ્વ અને પર માટે જે હિતકારી હોય તે બોલો. તમારા પોતાના માટે હિતકારી હોય પરન્તુ બીજા જીવોના માટે અહિતકારી હોય, તેવું ન બોલો. વિસંવાદી ન બોલો, અસત્ય ન બોલો. સત્યનિષ્ઠાને મહાન ધર્મ માનો. સત્યવચન બોલતાં ભયભીત ન બનો.

**૮. તપ :** તપતા રહો, તમારાં કર્મોનો નાશ થશે. એકાંગી તપસ્વી ન બનશો. બાહ્ય તપની સાથે સાથે અભ્યંતર તપની આરાધનાને જોડજો. જો કે બાહ્ય તપ આભ્યંતર–તપમાં પહોંચવા માટે છે. બાહ્ય તપ આભ્યંતર–તપમાં સહાયક છે.

૯. **બ્રહ્મચર્ય :** બ્રહ્મસ્વરૂપ આત્મામાં વિચરણ કરવા અબ્રહ્મ-મૈથુનથી તમારે નિવૃત્ત થવું પડશે. મૈથુનનો મનથી પણ ત્યાગ કરો, અર્થાત્ મૈથુનના વિચારો પણ ન કરો. આવું બ્રહ્મચર્ય તમે પાળી શકો; એવા સ્થાનમાં રહો, એવું ભોજન કરો, એવી તપશ્ચર્યા કરો, એવું જ અધ્યયન કરો અને એવું જ જુઓ. બ્રહ્મચર્યનું પાલન તમારા તન-મનને તંદુરસ્ત રાખશે અને તમે પરમ બ્રહ્મની લીનતા તરફ આગળ વધી શકશો.

૧૦. **આકિંચન્ય :** અપરિગ્રહી બનો. મૂર્ચ્છાનો ત્યાગ કરો, મમતાનો ત્યાગ કરો. તમે જો શ્રમણ-શ્રમણી છો તો તમારે તમારાં સંયમનાં ઉપકરણો સિવાય કંઈ પણ ગ્રહણ નથી કરવાનું કે સંગ્રહ નથી કરવાનો, કોઈ પણ પુદ્ગલ પર મમતા ન થઈ જાય, એની સાવધાની રાખીને જીવવાનું છે !

ધર્મના આ દશ પ્રકારો, વિશેષરૂપે તો સંસારત્યાગી શ્રમણો અને શ્રમણીઓને આરાધવાના પ્રકારો છે. ગૃહસ્થો, આ પ્રકારોને પોતાની યોગ્યતા અને ભૂમિકાને અનુસારે આરાધી શકે છે.

ભૂતકાળનાં પાપોનો નાશ કરવા, વર્તમાનકાલીન જીવનને નિષ્પાપ તથા પ્રસન્નતાપૂર્ણ બનાવવા અને ભવિષ્યના અન્ત વિનાના કાળને સુખપૂર્ણ-આનન્દપૂર્ણ બનાવવા માટે, આ ધર્મના દશ પ્રકારો અદ્ભુત ઉપાયો છે. જે શ્રમણો અને શ્રમણીઓ આ દશ પ્રકારના ધર્મને મન-વચન અને કાયાથી આરાધે છે, તેઓ અવશ્ય સુખ-શાન્તિ અને ગુણસમૃદ્ધિ પ્રાપ્ત કરે છે.

## ૧ : ક્ષમા

धर्मस्य दया मूलं, न चाक्षमावान् दयां समादत्ते ।
तस्माद्यः क्षान्तिपरः स साधयत्युत्तमं धर्मम् ॥१६८॥

અર્થ : ધર્મનું મૂળ દયા છે, જે ક્ષમાશીલ નથી હોતો તે દયા ધારણ નથી કરી શકતો. માટે જે ક્ષમાધર્મમાં તત્પર હોય છે તે ઉત્તમ ધર્મને સાધે છે.

વિવેચન : શા માટે ક્રોધી બનો છો? શા માટે કોઈ પણ જીવાત્મા સાથે વેરની ગાંઠ બાંધો છો? આમ કરીને તમે સ્વયં તમારી જાતને નુકસાન પહોંચાડો છો. તમારું મન બેકાબૂ બની જાય છે, તમારું લોહી ગરમ થઈ જાય છે...તેની અસર તમારી વાણી પર પડે છે અને તમારા આચરણ પર પડે છે. ન બોલવાનું બોલી નાંખો છો, ન આચરવાનું આચરી દો છો...આથી તમારી માનવતા લાજે છે. આથી તમારી સાધુતા લાજે છે.

તમે 'કર્મસિદ્ધાન્ત'ને સમજ્યા છો? ક્રોધના આવેશમાં અને વેરની ગાંઠો બાંધવામાં કેવાં કેવાં પાપકર્મ બંધાય છે. એનો તમે સ્વસ્થ મને વિચાર કર્યો છે? બંધાયેલાં એ પાપકર્મ ઉદયમાં આવે છે ત્યારે જીવાત્માને કેવાં ઘોર દુઃખો સહવાં પડે છે, એનો વિચાર કર્યો છે? શા માટે તમે ઉપશાન્ત નથી થતા? ઈર્ષ્યા, રોષ, પરિવાદ, અવર્ણવાદ...વગેરે કરીને તમારે કયું સુખ મેળવી લેવું છે? કદાચ તમે કોઈ ક્ષણિક આનંદ મેળવી લેવા ઇચ્છતા હો તો ભલે! પરંતુ તે પછી શું? નરી અશાન્તિ અને સંતપ્તિ જ ભોગવવાની ને?

ક્ષમાધર્મને આત્મસાત્ કરો. તમારા અપરાધીને પણ ક્ષમા આપો. ક્ષમાની શક્તિ પર વિશ્વાસ રાખો. શ્રમણ ભગવાન મહાવીર

સ્વામીએ કેવા કેવા અપરાધીઓને ક્ષમા આપી હતી, એ શું તમે નથી જાણતા ? એવી અદ્ભુત ક્ષમા પ્રાપ્ત કરવા નીચેના પાંચ વિચારો રોજ કરો :

૧. ક્ષમા ગુણરત્નોની પેટી છે, ક્ષમાની પેટીમાં ગુણરૂપી રત્નો પડેલા છે. હું એ પેટીને ક્યારેય ખોઈશ નહીં. એ પેટી તો મારી પાસે જ રહેશે.

૨. મારા શ્રમણજીવનના બગીચાને લીલોછમ રાખનારી, ક્ષમા એ તો પાણીની નીક છે. એ નીકમાંથી સદૈવ વહી આવતું પાણી મારા શ્રમણજીવનના બગીચાને નવપલ્લવિત રાખે છે.

૩. કોઈ જીવાત્મા મારો શત્રુ નથી. ખરેખર, મારાં શત્રુ તો મારાં પોતાનાં કર્મો જ છે. જીવો તો નિમિત્ત–માત્ર છે. મારાં પાપ-કર્મ જ મારું બગાડે છે...એ પાપકર્મોનું ઉપાર્જન કરનાર હું પોતે છું !

૪. હું બીજાના દોષો જોઉં છું, બીજા જીવોની ભૂલો જોઉં છું... માટે મને એ જીવો પ્રત્યે દુર્ભાવ, દ્વેષ થાય છે....હવે હું બીજા જીવોના દોષ નહીં જોઉં. એમના ગુણો જોઈશ અને મારા પોતાના દોષ જોઈશ.

૫. હું ક્ષમાધર્મમાં સ્થિર થાઉં છું. ક્ષમા મને પાપકર્મોનાં બંધ-નથી બચાવશે. મારાં પાપકર્મોની નિર્જરા થશે. ક્ષમાથી હું સર્વજીવો સાથે મૈત્રીનો સંબંધ બાંધીશ. ક્ષમાની સોડમાં હું સમતામૃતનું પાન કરીશ.

શ્રમણ ભગવાન મહાવીરસ્વામીએ કહ્યું છે :

"यः उपशाम्यति अस्ति तस्याराधनं, यो नोपशाम्यति नास्ति तस्याराधनं, तस्मादात्मनोपशमितव्यम् ।"

જે ક્ષમા આપે છે, જે કષાયોને ઉપશાન્ત કરે છે તે આરાધક બને છે. જે કષાયોને ઉપશાન્ત નથી કરતો તે આરાધક નથી બની શકતો. માટે, મોક્ષમાર્ગના આરાધક બનવા, ઉપશાન્ત થાઓ !

એક વાત સતત યાદ રાખજો કે ક્ષમારહિત જીવાત્મા, દયા-ધર્મનું પાલન નથી કરી શકતો કે જે દયાધર્મ સર્વધર્મનું મૂળ છે. દયા–અહિંસા ધર્મનું લક્ષણ છે, ધર્મનું મૂળ છે. ક્ષમાશીલ જીવાત્મા જ સર્વજીવ–દયાનું પાલન કરવા સમર્થ બને છે.

શ્રમણ તો 'ક્ષમાશ્રમણ' કહેવાય છે. હમેશાં ક્ષમાની સાધના કરતો રહે, તે શ્રમણ કહેવાય. શ્રમણને સંપૂર્ણ દયાધર્મનું પાલન કરવાનું હોય છે. દયાનો આત્મપરિણામ તો જ અખંડ રહે, જો ક્ષમાનો આત્મભાવ અભંગ રહે તો! ચારિત્રધર્મ એ ઉત્તમ ધર્મ છે, શ્રેષ્ઠધર્મ છે, એ ધર્મની આરાધના કરવા ક્ષમાશીલ શ્રમણ જ સમર્થ બની શકે છે.

ગમે તેવા સંયોગો ઊભા થાય, ગમે તેવી પરિસ્થિતિ ઉત્પન્ન થાય, તમે તમારા ક્ષમાભાવને ગુમાવો નહીં. ક્ષમાનો અમૂલ્ય ખજાનો સુરક્ષિત રાખો.

## ૨. મૃદુતા

विनयायत्ताश्चगुणाः सर्वे विनयश्च मार्दवायत्तः ।
यस्मिन् मार्दवमखिलं स सर्वगुणभाक्त्वमाप्नोति ॥१६९॥

અર્થ : સર્વે ગુણો વિનયને આધીન છે, અને વિનય માર્દવને આધીન છે. (માટે) જેનામાં પૂર્ણ માર્દવધર્મ હોય છે તે બધા ગુણો પ્રાપ્ત કરે છે.

વિવેચન : તમારે ગુણસમૃદ્ધ બનવું છે ?

- ગુણસમૃદ્ધ બનવાની તમારી તમન્ના છે ?
- આત્મગુણોનો ખજાનો તમારે શોધવો છે ?

તો, તમે વિનયી બનો. વિનય–ગુણને આત્મસાત્ કરી લો. જે

મહાપુરુષો, સમ્યગ્દર્શન-જ્ઞાન અને ચારિત્રની મૂર્તિસમા છે, જેઓ મોક્ષમાર્ગની આરાધનામાં સદૈવ ઉજમાળ રહે છે, તે મહાપુરુષોનો તમે વિનય કરો. તેઓના પ્રત્યે અહોભાવ-આદરભાવ ધારણ કરો.

જ્ઞાનસમૃદ્ધ, શ્રદ્ધાવંત અને ચારિત્રવંત મહાપુરુષો પ્રત્યે તમારા હૈયે ત્યારેજ અહોભાવ જાગશે કે જ્યારે તમે માનવિજેતા બનશો! કોઈ ને કોઈ શક્તિ, કોઈ ને કોઈ વૈશિષ્ઠ્ય કે કોઈ ને કોઈ પદ-સત્તાને લઈને જો તમે ગર્વથી ઉન્મત્ત હશો તો તમે વિનયધર્મની આરાધના નહીં કરી શકો. પૂજ્ય પુરુષો પ્રત્યે આદરભાવ તો નહીં, એમનો ઔપચારિક વિનય પણ નહીં કરી શકો.

અભિમાની મનુષ્ય ગુરુજનોનો અનાદર કરે છે. અહંકારને ધારણ કરતો તે અન્ય જીવોનો તિરસ્કાર કરે છે. આત્મકલ્યાણની કેડીએ આવા જીવાત્માઓ નથી ચાલી શકતા. 'આત્મા' સાથે એનો કોઈ સંબંધ જ નથી હોતો. એનો સંબંધ હોય આત્માથી ભિન્ન બાહ્ય દુનિયા સાથે! કાં તો એ 'જાતિ'ના મદથી મત્ત હોય છે, કાં તો 'ઉચ્ચ કુલ'નું અભિમાન લઈને ફરતો હોય છે! રૂપનો ગર્વ કે બળનો ગર્વ એને અક્કડ બનાવતો હોય છે. જો લાભાન્તરાય કર્મના ક્ષયોપશમથી ધાર્યો લાભ પ્રાપ્ત થતો હશે તો એનું પણ અભિમાન ધારણ કરશે! વિચક્ષણ બુદ્ધિ અને વિશદ શાસ્ત્રજ્ઞાનનું પણ અભિમાન! ગ્રન્થકાર મહર્ષિ આવા જીવોને 'મહાન્ધ' કહે છે! મહાન્ધ જીવો આત્મતત્ત્વને સમજી શકતા નથી. પરમાત્મતત્ત્વ સાથે એમને કોઈ સંબંધ હોતો નથી. તેઓ મોક્ષમાર્ગે તો નહીં, સંસારના માર્ગે પણ સુખ-શાન્તિ અને સમૃદ્ધિ પ્રાપ્ત કરી શકતા નથી.

જો તમારું હૃદય મૃદુ હશે, તમે વિનમ્ર હશો, તો જ તમે વિનીત બની શકવાના. વિનીત બનશો તો જ અનન્ત ગુણસમૃદ્ધિ તમે પ્રાપ્ત કરી શકવાના.

સ્વાભિમાન ત્યજી દો. પરપદાર્થોના માધ્યમથી કોઈ અભિમાન કરવા જેવું નથી. સ્વોત્કર્ષ અને પરાપકર્ષ દ્વારા તમે પાપકર્મોથી

બંધાશો. પ્રગાઢ પાપકર્મોથી બંધાશો...સાધનાના માર્ગથી ભ્રષ્ટ થશો. અભિમાની જીવો મોક્ષમાર્ગે ચાલી શકતા જ નથી.

વિનમ્ર બનો. વિનમ્ર બનવા તમારું આંતરનિરીક્ષણ કરો. તમે જો તમારી જાતનું સ્વસ્થતાથી–એકાગ્રતાથી નિરીક્ષણ કરશો તો તમને અનન્ત ઊણપો તમારી જાતમાં દેખાશે! પાર વિનાના દોષો જ્યારે તમે જોશો ત્યારે તમને તમારી જાત વામણી લાગશે.

વિનમ્રતા કેળવવા માટે સ્વદોષદર્શન કરો, પરગુણદર્શન કરો. સ્વદોષદર્શનથી સ્વોત્કર્ષ ઓગળશે અને પરગુણદર્શન કરવાથી પરાપકર્ષની કલ્પના નાશ પામશે. સ્વોત્કર્ષની તીવ્ર લાગણી અને પરાપકર્ષની ઉત્કટ લાગણી તમને વિનમ્ર બનવા દેતી નથી. આત્માની યોગ્યતાનાં દ્વાર ખૂલવા દેતી નથી. સ્વોત્કર્ષની લાગણીમાંથી અહંકાર જન્મે છે, પરાપકર્ષની લાગણીમાંથી તિરસ્કાર જન્મે છે. અહંકાર અને તિરસ્કાર જીવાત્માનું સર્વતોમુખી પતન કરે છે. મોક્ષમાર્ગની આરાધનાના માર્ગે તો અહંકાર અને તિરસ્કારનું કોઈ સ્થાન જ નથી.

માટે કહું છું કે સ્વોત્કર્ષના સ્થાને સ્વાપકર્ષને જુઓ. તમારી જાતમાં દોષોનું દર્શન કરો. સ્વદોષદર્શન કરતા જ રહો. સ્વદોષદર્શનથી અહંકારની ગાંઠ ઓગળતી જશે. દોષોને દૂર કરવાની આત્મચિંતા જાગશે અને ધીરેધીરે દોષો દૂર કરવાનો પ્રયત્ન ચાલુ થઈ જશે. સ્વદોષદર્શનની સાથે સાથે પરગુણદર્શનની શરૂઆત કરવી જોઈએ. પરગુણદર્શનમાંથી ગુણાનુરાગનો શ્રેષ્ઠ ગુણ પ્રગટ થશે. તિરસ્કારની કાળાશ ધોવાઈ જશે.

હૃદયમાંથી અહંકાર અને તિરસ્કાર દૂર થતાં જ મૃદુતાનો સંચાર થશે તમારા હૃદયમાં. મૃદુતા–કોમળતા તમારા હૈયામાં દિવ્ય અને પવિત્ર વિચારોને જન્મ આપશે. તમારા હૃદયમંદિરને સ્વચ્છ, સુંદર અને આકર્ષક બનાવશે.

શ્રમણજીવનની આરાધનાને ફળવતી બનાવવા માટે મૃદુતાને–માર્દવને હૃદયમાં સ્થાન આપવું અનિવાર્ય છે.

## ૩. સરળતા

नानार्जवो विशुद्धयति न धर्ममाराधयत्यशुद्धात्मा ।
धर्मादृते न मोक्षो मोक्षात्परं सुखं नान्यत् ॥१७०॥

**અર્થ :** આર્જવ [સરળતા] વિના શુદ્ધિ નથી થતી, અશુદ્ધ આત્મા ધર્મનું આરાધન નથી કરી શકતો, ધર્મ વિના મોક્ષની પ્રાપ્તિ નથી થતી અને મોક્ષથી વધીને બીજું કોઈ સુખ નથી.

**વિવેચન :** સરલ બનો.

ગુરુજનો સમક્ષ, ભવતારક સદ્ગુરુની સમક્ષ સરલ બનો. જે સત્પુરુષના સહારે, જે સત્પુરુષનું માર્ગદર્શન લઈને તમારે ભવસાગર તરવો છે, આત્માની વિશુદ્ધિ કરવી છે, તેમનાથી તમે તમારી આંતરિક–માનસિક પરિસ્થિતિ છુપાવો નહીં. તમારી શારીરિક પ્રવૃત્તિઓથી, વાચિક પ્રવૃત્તિઓથી તો તેઓને પરિચિત રાખો જ, સાથે સાથે માનસિક વૃત્તિઓથી પણ પરિચિત રાખો.

તમને ભય લાગે છે ને કે 'હું મારી મનોવૃત્તિઓ કહી દઈશ તો તેઓ મારા માટે કેવો નીચો ખ્યાલ બાંધશે? મારું ગુપ્ત પાપ પ્રકાશિત થઈ જશે...તો...?' આવો ભય તમારે ન રાખવો જોઈએ. તમે એવા સત્પુરુષો માટે શ્રદ્ધાવાન્ રહો કે તમે તેઓની સમક્ષ જે કોઈ નિવેદન કરશો, તે વાતો તેઓના પેટમાં સમાઈ જવાની છે. તેઓ ક્યારેય તમારી વાત બીજાને નહીં કહે.

એ સત્પુરુષો સદૈવ સરલ–નિર્માયી જીવોને સ્નેહદૃષ્ટિથી જુએ છે, ઉત્તમતાની દૃષ્ટિથી જુએ છે. એટલે 'હું ગુરુજનની દૃષ્ટિમાં અધમ ગણાઈશ...નિમ્ન સ્તરનો ગણાઈશ...' આવો ભય તમારે ના રાખવો

જોઈએ. જે સાધકો, પોતાના સાધનાપથમાં માર્ગદર્શક એવા સત્પુરુષોને પોતાની મન-વચન-કાયાની એક-એક વૃત્તિ-પ્રવૃત્તિથી પરિચિત રાખે છે, તે સાધકો નિરંતર આંતરપ્રસન્નતા અનુભવતા રહે છે.

નિર્માયી જીવાત્મા જ સાચી શરણાગતિ સ્વીકારી શકે છે. માયાવી જીવાત્મા ગુરુતત્ત્વની કે પરમાત્મતત્ત્વની શરણાગતિ સ્વીકારી શકતો નથી. શરણાગતિ વિના સમર્પણનો ઉચ્ચતમ ભાવ પ્રગટતો નથી. સમર્પણ વિના ધર્મપુરુષાર્થ થઈ શકતો નથી.

માયા એક મોટી અશુદ્ધિ છે. માયા એક પ્રચંડ આગ છે, માયાની આગમાં બધી આન્તરસંપત્તિ બળી જાય છે, સર્વનાશ થઈ જાય છે. આન્તરવિકાસનાં દ્વારો જ બંધ થઈ જાય છે. માટે ગ્રન્થકાર કહે છે :

**'न धर्ममाराधयति अशुद्धात्मा।'**

અશુદ્ધ આત્મા ધર્મ ન આરાધી શકે !

અશુદ્ધ આત્મા, ભલે બાહ્ય ધર્મક્રિયાઓ કરીને સંતોષ માને કે 'હું ધર્મ કરું છું.' પરન્તુ વાસ્તવમાં એ ધર્મ હોતો જ નથી. ધર્મનો આભાસમાત્ર હોય છે.

મહાપવિત્ર આગમગ્રન્થોમાં કહેવામાં આવ્યું છે કે જીવાત્માએ જે રીતે ભૂલ કરી હોય, દોષ સેવ્યો હોય, અપરાધ કર્યો હોય એ જ રીતે તે વિશિષ્ટ જ્ઞાની પુરુષ સમક્ષ કહે અને તે જ્ઞાનીપુરુષ જે પ્રાયશ્ચિત્ત આપે તે પ્રાયશ્ચિત્ત સ્વીકારે, તે જીવાત્માને શુદ્ધિ પ્રાપ્ત થાય. જો એકાદ દોષને પણ ઇરાદાપૂર્વક છુપાવી રાખે, ન કહે, તો એની શુદ્ધિ ન થાય. આન્તરશુદ્ધિ વિના ધર્મ-આરાધના શક્ય નથી.

ધર્મપુરુષાર્થ વિના મોક્ષપ્રાપ્તિ થતી નથી. મોક્ષપ્રાપ્તિ વિના અક્ષય-અનન્ત સુખની પ્રાપ્તિ થતી નથી.

માયા આચરીને, કપટ આચરીને તમે સુખ મેળવવા ઇચ્છો છો ને ? કોઈ ને કોઈ સુખની કલ્પનાથી પ્રેરાઈને તમે માયા કરવા તૈયાર થાઓ છો ને ? મહાનુભાવ, શું એ સુખ અક્ષય હોય છે ?

એ સુખ અનંત હોય છે? નહીં ને? એ સુખ હોય છે ક્ષણિક કલ્પનાનું! એ સુખ હોય છે માત્ર બહારનું. માયાવી માનવી ક્યારેક અંતઃકરણનું સુખ નથી મેળવી શકતો. માયાની સાથે અશાન્તિ જડાયેલી જ હોય છે. ચિત્તની ચંચળતા જોડાયેલી જ હોય છે.

માયાવી માનવી કોઈ પણ ધર્માનુષ્ઠાનમાં એકાગ્રતા કે તલ્લીનતા નહીં મેળવી શકે. પરમાત્મધ્યાનમાં સ્થિરતા નહીં મેળવી શકે. તમે આ અભિગમથી તમારી જાતને તપાસી જોજો. જો તમે ઇરાદાપૂર્વક કોઈ ભૂલને છુપાવતા હશો...તો તમે શાન્તિ નહીં અનુભવતા હો. છૂપો છૂપો પણ કોઈ સંતાપ તમને સતાવતો હશે.

પરમસુખ જો પામવું છે તો ધર્મપુરુષાર્થ કરવો જ પડશે. ધર્મપુરુષાર્થ કરવા માયારહિત બનવું જ પડશે, ઋજુતા—સરલતાનું જીવની જેમ જતન કરવું જોઈશે.

## ૪. શૌર્ય

यद् द्रव्योपकरण—भक्तपानदेहाधिकारकं शौचम् ।
तद्भवति भावशौचानुपरोधाद्यत्नतः कार्यम् ॥१७१॥

અર્થ : દ્રવ્ય ઉપકરણ, ખાન-પાન અને શરીરને લઈને શૌચ કરવામાં આવે છે તે પ્રયત્નથી એ રીતે કરવો જોઈએ કે એનાથી ભાવશૌચને ક્ષતિ ન પહોંચે.

વિવેચન : ભાવ—શૌચને જરાય ક્ષતિ ન પહોંચે, ભાવશૌચ અખંડ રહે, તે માટે પ્રતિક્ષણ જાગૃતિ રાખવાનો ગ્રન્થકાર ઉપદેશ આપે છે. ભાવશૌચનો અર્થ છે નિર્લોભતા.

લોભને ધોઈ નાંખવો, લોભનું પ્રક્ષાલન કરવું...એનું નામ છે

ભાવશૌચ. આ ભાવશૌચને જાળવી રાખવા માટે, મોક્ષમાર્ગના પથિક એવા શ્રમણોએ અને શ્રમણીઓએ જે જે ખાસ સાવધાનીઓ રાખવાની છે, તેનું કેટલુંક દિગ્દર્શન કરાવું છું.

૧. હે શ્રમણો અને શ્રમણીઓ! શિષ્ય અને શિષ્યાનો લોભ વળગી ન પડે તે માટે સાવધાન રહેજો. શ્રમણ ભગવાન મહાવીરદેવે જે જે પુરુષોને, જે જે સ્ત્રીઓને અને જે જે નપુંસકોને દીક્ષા આપવાનો નિષેધ કરેલો છે, તેમને દીક્ષા ન આપશો. જો શિષ્યલોભમાં જકડાયા તો તમારા ભાવશૌચને ક્ષતિ પહોંચશે. અપાત્રને તો દીક્ષા અપાય જ નહીં, પાત્ર જીવને પણ 'આને હું મારો શિષ્ય કરું...' આવા મમત્વથી દીક્ષા ન આપશો. જ્યાં સુધી શિષ્યમોહ દૂર ન થાય ત્યાં સુધી 'ગુરુ' બનવાનું સ્થગિત રાખજો.

૨. હે શ્રમણો અને શ્રમણીઓ! સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને અને સમ્યક્ચારિત્રની આરાધનામાં સહાયક ઉપકરણો તમારે તમારી પાસે રાખવાનાં છે ખરાં, પરંતુ એ ઉપકરણો પર મમતા ન બંધાઈ જાય, તે માટે તમારે જાગ્રત રહેવું પડશે. એ ઉપકરણોના સંગ્રહની વૃત્તિ ન કેળવાઈ જાય, તે માટે તમારે સાવધાન રહેવું પડશે. એ ઉપકરણો અધિકરણ ન બની જાય તેનો પણ તમારે વિચાર કરવો જોઈશે...એ ઉપકરણો ગૃહસ્થો પાસેથી લેતાં, જે દોષો ટાળવાના હોય છે એ દોષો ટાળીને તમે એ ઉપકરણો લો, તો દ્રવ્યશૌચ કહેવાય. અને એ ઉપકરણો પર મમતા ન બંધાય તો ભાવશૌચ કહેવાય.

૩. હે શ્રમણો અને શ્રમણીઓ! તમારે દેહને આધાર આપવા માટે ભિક્ષાવૃત્તિથી જીવવાનું છે. જો તમે ૪૨ દોષ ટાળીને ભિક્ષા–પાણી ગ્રહણ કરો છો તો દ્રવ્યશૌચનું પાલન કરો છો. ભિક્ષા કરતી વેળાએ જો રાગ–દ્વેષ નથી કરતા તો ભાવશૌચનું પાલન કરો છો. ભિક્ષા કરતી વેળાએ ભિક્ષાને અલનુક્ષીને રાગ કે દ્વેષ ન થાય, તેની તમારે તકેદારી રાખવાની છે. રાગ–દ્વેષ, ભાવોની પવિત્રતાનો નાશ કરે છે. જો તમને ભિક્ષાથી પ્રાપ્ત પદાર્થો પર રાગ થયો તો શુભ

ભાવોનો નાશ થવાનો છે. ભાવ–પવિત્રતા નાશ પામવાની. દ્વેષ થશે તો પણ વૈચારિક–વિશુદ્ધિ નષ્ટ થવાની.

૪. હે શ્રમણો અને શ્રમણીઓ ! આવશ્યક શરીરશુદ્ધિ કરતાં એ ધ્યાન રાખજો કે શરીર પર મમતા ન જાગે. દેહપ્રક્ષાલન અને વસ્ત્રપ્રક્ષાલન જેટલું જિનાજ્ઞાવિહિત હોય તેટલું જ કરજો. ભાવશૌચને આંચ ન આવે એટલું જ દેહશૌચ વિહિત છે. શરીરસ્નાન તો તમારે કરવાનું જ નથી. તમારું સાચું સ્નાન છે બ્રહ્મચર્ય. મન–વચન અને કાયાથી જો તમે બ્રહ્મચર્યનું પાલન કરો છો તો તમારી ભાવ–પવિત્રતા અખંડ છે. તમે મોક્ષમાર્ગના સાધક છો, તમારા માટે બાહ્ય શરીરશુદ્ધિ મહત્ત્વની નથી. શરીરશુદ્ધિનું લક્ષ આત્મશુદ્ધિના લક્ષ ભુલાવી દે છે. તમારે તો તમારા જીવનની એક એક ક્ષણ આત્મશુદ્ધિમાં વીતાવવાની છે. આત્મશુદ્ધિને ક્ષતિ ન પહોંચે એ રીતે સંયમસહાયક શરીરનો ખ્યાલ રાખવાનો છે.

૫. હે શ્રમણો અને શ્રમણીઓ ! તમારે એવી વસતી–મકાનમાં રહેવાનું છે કે એ મકાન પર જરાય મમતા ન બંધાય. એક વસતીમાં તમારે કાયમ માટે વાસ કરવાનો નથી. મકાનના સારા–નરસાપણાના વિચારો કરવાના નથી. તમારી માલિકી કોઈ મકાન પર સ્થાપિત કરવાની નથી. તમારે તો નિર્બંધન બનીને જીવવાનું છે. કયારેક કોઈ મકાનમાં વધુ સમય રહેવું પડે તો એ રીતે રહેવાનું છે કે એ મકાન સાથે તમારું મમત્વ ન બંધાઈ જાય.

૬. હે શ્રમણો અને શ્રમણીઓ ! તમારે સંઘ અને સમાજના સંપર્કમાં જેમ બને તેમ ઓછું આવવાનું છે. તમારો સમાજ–સંપર્ક રાગનું કારણ ન બનવો જોઈએ. કોઈ પણ જીવ સાથે મમત્વ ન બંધાઇ જાય, તેની તમારે તકેદારી રાખવાની છે. રાગી–દ્વેષી જીવોના સંપર્કમાં, તમે રાગી–દ્વેષી ન બની જાઓ, એની જાગ્રતિ રાખજો. તમારી વિચારસૃષ્ટિમાં રાગ–દ્વેષ અને મોહનાં ભૂત ભમતાં ન થઈ જાય, એની કાળજી તમારે રાખવાની છે.

આ રીતે 'ભાવશૌચ' નામનો યતિધર્મ વર્ણવવામાં આવ્યો છે.

## ૫. સંયમ

पञ्चाश्रवाद्विरमणं पञ्चेन्द्रियनिग्रहश्च कषायजयः ।
दण्डत्रयविरतिश्चेति संयमः सप्तदशभेदः ॥१७२॥

**અર્થ :** પાંચ આશ્રવોથી વિરતિ, પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ, ચાર કષાયો પર વિજય અને ત્રણ દંડ (મનદંડ, વચનદંડ, કાયદંડ)થી વિરામ—આ સત્તર પ્રકારનો સંયમ છે.

**વિવેચન :** સંયમ એટલે પાપસ્થાનોથી સમ્યગ્‌વિરામ પામવો. મુનિજનોને આવાં સત્તર પાપસ્થાનોથી વિરામ પામવાનો હોય છે એટલે કે એ સત્તર પાપસ્થાનોનો ત્યાગ કરવાનો હોય છે :

**પાંચ આશ્રવોની વિરતિ :**

જેના કારણે કર્મપ્રવાહ આત્મભૂમિ પર વહી આવે તેને 'આશ્રવ' કહેવામાં આવે છે. આવા આશ્રવો અસંખ્ય હોય છે, પરંતુ તેમાં મુખ્ય પાંચ આશ્રવ હોય છે : **૧. પ્રાણાતિપાત :** પ્રાણ એટલે જીવ અને અતિપાત એટલે નાશ. જીવોનો નાશ કરવાથી પાપકર્મો આત્મામાં વહી આવે છે, અર્થાત્ જીવાત્મા પાપકર્મો બાંધે છે, માટે "હું ત્રિવિધ-ત્રિવિધે પ્રાણીનો નાશ નહીં કરું.' આવી પ્રતિજ્ઞા કરવી તે પહેલા પ્રકારનો સંયમ છે. **૨. મૃષાવાદ :** મૃષા એટલે અસત્ય. અસત્ય બોલવાથી પાપકર્મો બંધાય છે. માટે "હું ત્રિવિધ-ત્રિવિધે મૃષા નહીં બોલું,' આવી પ્રતિજ્ઞા કરવી તે બીજા પ્રકારનો સંયમ છે. **૩. અદત્તાદાન :** અદત્ત એટલે નહીં અપાયેલું. નહીં અપાયેલું લેવાથી પાપકર્મો બંધાય છે, માટે 'હું ત્રિવિધ-ત્રિવિધે અદત્તાદાનનો ત્યાગ કરું છું...ચોરીનો ત્યાગ કરું છું.' આવી પ્રતિજ્ઞા કરવી તે ત્રીજા પ્રકારનો સંયમ છે. **૪. મૈથુન :** મૈથુન એટલે અબ્રહ્મ. 'હું ત્રિવિધ-ત્રિવિધે મૈથુનસેવન નહીં કરું.' આવી પ્રતિજ્ઞા કરવી તે ચોથા પ્રકારનો સંયમ છે. **૫. પરિગ્રહ :** જડ-ચેતન પદાર્થોનો

સંગ્રહ અને એના પર મમત્વ કરવું, તેનું નામ પરિગ્રહ. 'હું ત્રિવિધ–ત્રિવિધે પરિગ્રહનો ત્યાગ કરું છું.' આવી પ્રતિજ્ઞા ધારણ કરવી, તે પાંચમા પ્રકારનો સંયમ છે.

## પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ :

પાંચ ઇન્દ્રિયો પર નિયમન રાખવું, નિરોધ કરવો, એ પાંચ પ્રકારનો સંયમ છે. તે તે ઇન્દ્રિય સાથે જ્યારે તે તે વિષયનો સંબંધ થાય ત્યારે રાગ–દ્વેષ ન કરવા, માધ્યસ્થ્ય ભાવ રાખવો, તેનું નામ સંયમ છે. શ્રવણેન્દ્રિય સાથે સારા–નરસા શબ્દોનો સંયોગ થાય ત્યારે મનમાં રાગ ન થવા દેવો, દ્વેષ ન થવા દેવો, તેને શ્રવણેન્દ્રિય–નિગ્રહ કહેવાય. આંખો સાથે જ્યારે કોઈ સારા–નરસા રૂપનો સંયોગ થાય ત્યારે રાગ–દ્વેષ ન કરવા, તેને ચક્ષુરિન્દ્રિય–સંયમ કહેવાય. ઘ્રાણેન્દ્રિય સાથે સારી–નરસી ગંધનો સંપર્ક થાય ત્યારે રાગ–દ્વેષ ન થવા દેવા, તેને ઘ્રાણેન્દ્રિય–સંયમ કહેવાય. જીભ સાથે સારા–નરસા રસોનો સંપર્ક થાય ત્યારે રાગ–દ્વેષ ન થવા દેવા, તેને રસનેન્દ્રિય–નિગ્રહ કહેવાય. ચામડી સાથે કોઈ સારા–નરસા સ્પર્શ થાય ત્યારે રાગ–દ્વેષ ન કરવા, તેને સ્પર્શેન્દ્રિય–નિગ્રહ કહેવાય.

## કષાયજય :

कष् = સંસાર, आय = લાભ. જેનાથી સંસારમાં ભટકવાનો લાભ થાય અર્થાત્ જેના કારણે સંસારમાં ભટકવું પડે, તેને 'કષાય' કહેવાય છે. મુખ્યતયા કષાયો ચાર છે : ક્રોધ, માન, માયા અને લોભ. જ્યાં આ કષાયો મનમાં ઊઠે, ત્યાં જ એમને શાન્ત કરી દેવા, નિષ્ફળ કરી દેવા, તેનું નામ છે કષાયજય ! કષાયસંયમ ! કષાયો ઉદયમાં આવી ગયા પછી પણ ક્ષમા, નમ્રતા, સરળતા અને નિર્લોભતા દ્વારા તે કષાયો પર વળતા પ્રહારો કરવા, તેનું નામ છે કષાયજય.

## દંડવિરતિ :

મન–વચન અને કાયા જ્યારે શુભ હોય ત્યારે તેમને 'ગુપ્તિ' કહેવામાં આવે છે; જ્યારે અશુભ હોય ત્યારે 'દંડ' કહેવામાં

આવે છે. કારણ કે તેનાથી આત્મા દંડાય છે! અશુભ બને મન-વચન તથા કાયા, અને દંડાય આત્મા! કર્મોથી બંધાય છે આત્મા. મનમાં ઈર્ષ્યા, દ્રોહ, અભિમાનાદિ કરવાં તે મનોદંડ છે. અસત્ય, ક્રૂર અને કર્કશ વાણી તે વચનદંડ છે. દોડવું-કૂદવું-નાચવું વગેરે કાયદંડ છે...આવી મન-વચન-કાયાની પ્રવૃત્તિ નહીં કરવાની પ્રતિજ્ઞા ધારણ કરવી તેનું નામ 'દંડવિરતિ' છે.

પ્રાચીન ગ્રન્થોમાં બીજી રીતે પણ ૧૭ પ્રકારનો સંયમ બતાવાયેલો છે: પૃથ્વી-પાણી-વાયુ-અગ્નિ-વનસ્પતિકાયના જીવોની રક્ષા, બેઈન્દ્રિય-તેઈન્દ્રિય-ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય જીવોની રક્ષા, આને 'જીવકાય-સંયમ' કહેવાય. પુસ્તકાદિનો પરિગ્રહ ન રાખવો, તેને 'અજીવકાયસંયમ' કહેવાય.

પ્રેક્ષાસંયમ, અપ્રેક્ષાસંયમ, પ્રમાર્જનાસંયમ અને પારિષ્ઠાપના-સંયમ—આ ચાર પ્રકારનો સંયમ અને મન-વચન-કાયાનો સંયમ, આ રીતે સત્તર પ્રકારના સંયમનું પાલન મુનિજનો કરે.

## ૬ ત્યાગ

बान्धव-धनेन्द्रियसुखत्यागात् त्यक्तभयविग्रहः साधुः।
त्यक्तात्मा निर्ग्रन्थस्त्यक्ताहंकारममकारः ॥१७३॥

**અર્થ:** કુટુંબ, ધન અને ઇન્દ્રિયસંબંધી સુખનો ત્યાગ કરવાથી જેણે ભય અને કલહનો ત્યાગ કર્યો છે તથા અહંકાર અને મમકારને જેણે ત્યજી દીધા છે, તે ત્યાગમૂર્તિ સાધુ નિર્ગ્રન્થ કહેવાય.

**વિવેચન:** હે મુનિરાજ! તમે કર્મશત્રુને રણમાં રોળી નાંખવા જંગે ચઢયા છો ને? અનાદિકાળથી તમારા આત્મા પર પગદંડો

જમાવીને બેઠેલાં એ કર્મોને આત્મભૂમિ પરથી હાંકી કાઢવાનો નિર્ધાર કરીને તમે ત્યાગના—મહાત્યાગના માર્ગે પ્રયાણ કર્યું છે ને?

તમે સ્વજનોને ત્યજી દીધાં છે. તમે સોના—રૂપા અને ઝવેરાતનો ત્યાગ કરી દીધો છે. તમે વૈષયિક સુખોનો ત્યાગ કરી દીધો છે... કારણ કે, આ બધાં તત્ત્વોનો ત્યાગ કર્યા વિના, આઠ—આઠ પ્રચંડ શત્રુઓ સામે તમે વીરતાથી ઝઝૂમી શકો નહીં, શત્રુઓને પરાજિત કરી શકો નહીં.

મહાત્મન્, જરા આટલું આત્મનિરીક્ષણ કરીને કહેશો ખરા કે ધન, કુટુંબ અને વૈષયિક સુખનો ત્યાગ કર્યા પછી અને આ શ્વેત વસ્ત્રો ધારણ કર્યા પછી તમારો અહંકાર ઓગળ્યો ખરો? તમારી મમતા મોળી પડી ખરી? "હું" અને 'મારું' આ મોહરાજના મંત્રનો જાપ જપવો બંધ થયો છે ખરો? વ્યક્ત રીતે કે અવ્યક્ત રીતે મોહરાજનો મંત્ર જો જપતા રહ્યા તો તમારો ક્યારે પણ કર્મ-શત્રુઓ પર વિજય નહીં થાય, ભલે તમે જિંદગીપર્યંત શ્રમણજીવનના યુદ્ધમેદાન પર પડ્યા રહો...તમે વિજયી નહીં બની શકો.

તમારા કર્મજન્ય વ્યક્તિત્વને વિસરી જાઓ. પુણ્યકર્મોના ઉદયથી તમારું જે વ્યક્તિત્વ બનેલું છે તેના પર જરાય અહંકાર ન કરો. પુણ્ય—કર્મના ઉદયથી જે કોઈ સારા જડ—ચેતન પદાર્થોની તમને પ્રાપ્તિ થઈ હોય કે થતી હોય, એના પર મમતા ન બાંધો. બાહ્ય સંસારના ત્યાગ સાથે અહંકાર—મમકારનો ત્યાગ કરવાનું સતત યાદ રાખો. ધન—કુટુંબ અને વૈષયિક સુખોનો ત્યાગ, અહંકાર—મમકારના ત્યાગ માટે છે, એ તમારે ન ભૂલવું જોઈએ.

વ્હાલા મુનિરાજ! તમારી નિર્ભયતા અને નિર્દ્વન્દ્વતા તો જ અખંડ રહેશે, જો તમે અહંકાર—મમકારના નાગપાશમાંથી મુક્ત થયા હશો! તમે સત્તર પ્રકારના સંયમના સુરક્ષિત કિલ્લામાં વસેલા હશો તો! તમારું આંતરસુખ, આંતરપ્રસન્નતા અને આંતરતૃપ્તિ.... તમારી નિર્ભયતા અને નિર્દ્વન્દ્વતા પર નિર્ભર છે, એ વાત યાદ રાખજો.

ત્યાગી પુરુષ સદૈવ નિર્ભય રહે!
ત્યાગી પુરુષ સદૈવ નિરાકુલ રહે!
ત્યાગી પુરુષ સદૈવ અનાસક્ત રહે!

તમને વર્તમાન જીવનમાં કોઈ ભય સતાવે નહીં. તમને પારલૌકિક કોઈ ભય સતાવે નહીં. દેહ પર તમને મમતા ન હોય, પછી વ્યાકુળતા ક્યાંથી રહે? આસક્તિ ક્યાંથી રહે?

આઠ કર્મો પર વિજય મેળવવાનો સંકલ્પ કરીને તમે ઘરબાર ત્યજી દીધાં છે, ધન-સંપત્તિનો ત્યાગ કરી દીધો છે અને ઇન્દ્રિયોનાં અનેક સુખોનો પણ ત્યાગ કરી દીધો છે...તમે મોહરાજના મંત્ર 'અહં' અને 'મમ'નો જાપ કરવો પણ છોડી દીધો છે...હવે તમને ભય કેવો? હવે તમારે કલહ શાના? તમને ભય ન હોય, તમારા જીવનમાં કોઈ કલહ ન હોય.

દેહની પૂજા ન હોય, અંતરમાં કોઈ વ્યથા ન હોય...! બસ, તમારો પુરુષાર્થ તો 'નિર્ગ્રન્થ' બનવાનો જ ચાલતો હોય, આઠકર્મોની ગ્રન્થીઓને તોડવાનો તમારો પુરુષાર્થ નિરંતર ચાલતો હોય. મહાત્મન્, નિર્ગ્રન્થ બનવા માટે તમે સર્વત્યાગના માર્ગે ચાલો છો.

તમારી નિર્ભયતા અને નિરાકુલતાને અખંડ રાખવા માટે તમે સતત જાગ્રત રહો. કર્મો સામેની લડાઈમાં આ બે તત્ત્વો ઘણાં જ મહત્ત્વનાં છે. તે જ યોદ્ધો વીરતાપૂર્વક શત્રુઓ સાથે લડી શકે છે ને વિજયી બની શકે છે કે જે નિર્ભય હોય છે, નિરાકુલ હોય છે. આત્માની અજરતા-અમરતાને સમજેલા મહાપુરુષો શા માટે ભય પામે? શા માટે વ્યાકુળ બને?

એક છેલ્લી મહત્ત્વની વાત કરી લઈએ. તમારે તમારા મનમાંથી પણ અસંયમના અધ્યવસાયોનો ત્યાગ કરવાનો છે! અસંયમના એટલે સંયમવિરુદ્ધના વિચારોને મનમાંથી દૂર કરી દેવાના છે...આ ત્યાગ કરવો અનિવાર્ય છે...કારણ કે અસંયમના વિચારોથી મુક્ત થયેલું મન જ કર્મોનો નાશ કરવા સમર્થ બને છે!

નિર્ગ્રન્થ બનીને આત્માનું અપૂર્વ સુખ અનુભવતા રહો!

## ૭. સત્ય

अविसंवादनयोगः कायमनोवागजिह्मता चैव ।
सत्यं चतुर्विधं तच्च जिनवरमतेऽस्ति नान्यत्र ॥१७४॥

**અર્થ :** અવિસંવાદ, કાયાની અકુટિલતા, મનની અકુટિલતા અને વાણીની અકુટિલતા–સત્યના આ ચાર પ્રકાર છે. અને આવો સત્યધર્મ જિનમતમાં જ છે, અન્ય મતોમાં નથી.

**વિવેચન :** દશ પ્રકારના અતિધર્મમાં 'સત્ય' સાતમો યતિધર્મ છે અર્થાત્ મુનિધર્મ છે. મુનિએ અસત્યનો ત્યાગ કરવાનો હોય છે. માત્ર વાણીના અસત્યનો જ ત્યાગ નહીં, કાયાનું અસત્ય અને મનનું અસત્ય પણ ત્યજવાનું છે.

૧. સત્યનો પહેલો પ્રકાર છે અવિસંવાદી વચન. મુનિએ વિસંવાદી વાણી ઉચ્ચારવાની નથી...મુનિ ગાયને ઘોડો ન કહે અને ઘોડાને ગાય ન કહે! દિવસને રાત ન કહે અને રાતને દિવસ ન કહે. તત્ત્વને અતત્ત્વ ન કહે અને અતત્ત્વને તત્ત્વ ન કહે. જે વસ્તુ જે રૂપે હોય તે વસ્તુને તે રૂપે જ કહે.

અથવા, એક વ્યક્તિને એક વાત કહેવી અને બીજી વ્યક્તિને બીજી વાત કહેવી, એ રીતે બે વ્યક્તિઓની વચ્ચે પ્રીતિવિચ્છેદ કરાવવારૂપ વિસંવાદ પેદા ન કરવો જોઈએ. ઇરાદાપૂર્વક બે વ્યક્તિઓની વચ્ચે રહેલી સંવાદિતાને તોડવાનું કામ મુનિજન ન કરે.

૨. મુનિજનો કાયાથી અસત્ય ન આચરે. જુદા જુદા વેષ ધારણ કરીને જીવોને છેતરવાનું કામ ન કરે. ભિક્ષા, વસ્ત્ર, પાત્ર આદિ પ્રાપ્ત કરવા માટે એ જુદા–જુદા વેષ ધારણ ન કરે.

૩. મુનિજનો પોતાના મનમાં પણ બીજાને છેતરવાનો વિચાર ન કરે. એમને જે બોલવું હોય તે બોલતાં પહેલાં સમ્યગ્વિચાર

કરે. એવું એ ક્યારે પણ ન વિચારે કે જેથી બીજા જીવો ઠગાય. સંદિગ્ધ બોલવાનું ન વિચારે. 'હું આ રીતે બોલીશ તો લોકોને સાચી વાતનો ખ્યાલ નહીં આવે...અને હું અસત્ય બોલું છું એમ પણ નહીં લાગે..' આવું વૈચારિક અસત્ય પણ મુનિ ન આચરે. માનસિક અસત્ય આચરનાર મુનિ ક્યારે ને ક્યારે વાચિક અસત્ય અને કાયિક અસત્થ આચરી બેસવાના જ. એટલે મોક્ષમાર્ગના આરાધકે આ સાવધાની સતત રાખવી જોઈએ કે મનમાં અસત્ય ન વાગોળાઈ જાય !

૪. વાચિક અસત્યને સર્વાંગીણ રીતે વર્જવાનું છે અને તે માટે વાચિક અસત્યને વિસ્તારથી સમજવું જોઈએ.

(i) બીજી વ્યક્તિમાં રહેલા ગુણોને તમે જો છુપાવો છો અને તમારામાં રહેલા દોષોને છુપાવો છો, તો તે પહેલા પ્રકારનું અસત્ય છે.

(ii) બીજી વ્યક્તિમાં જે દોષ નથી તે તમે બોલો છો અને તમારામાં જે ગુણ નથી તે ગુણ બતાવો છો, તો તે બીજા પ્રકારનું અસત્ય છે.

(iii) તમે સાચું બોલો છો, પરંતુ જો તે કડવું બોલો છો, બીજાને ન ગમે તેવું બોલો છો તો તે ત્રીજા પ્રકારનું અસત્ય છે.

(iv) તમે સાચું બોલો છો, પરંતુ કર્કશ–કઠોર બોલો છો, તો તે ચોથા પ્રકારનું અસત્ય છે.

(v) તમે સાચું બોલો છો, પરંતુ જો તે સાવદ્ય છે–પાપયુક્ત છે તો તે પાંચમું અસત્ય છે.

હે મુનિવરો, તમારે આ પાંચે પ્રકારનાં અસત્યોને વર્જવાનાં છે અને સત્ય જ બોલવાનું છે. તમે ક્યારેય સાચી વાતને છુપાવો નહીં. જૂઠી વાત બોલો નહીં, કોઈ લોભથી, ક્રોધથી ભયથી કે હસવાથી અસત્ય ન બોલાઈ જાય, તેની પૂરી તકેદારી તમારે રાખવાની છે. એવી રીતે સાચી વાતને છુપાવવાનો પ્રયત્ન ન કરવો જોઈએ.

તમે મુનિ છો, તમારી વાણી મધ જેવી મીઠી જોઈએ. સત્ય મીઠું હશે તો લોકોને ગમશે, લોકોને ભાવશે. એટલે તમારી વાણીમાં હમેશાં મીઠાશ ભેળવતા રહો.

ક્યારે પણ તમારી વાણીને કર્કશ–કઠોર ન બનવા દેશો. તમારી વાણીમાં મૃદુતા જોઈએ. સ–રસતા જોઈએ, સુલાયમતામાં જોઈએ. તમારી સાચી અને સારી વાતો, હિતકારી–કલ્યાણકારી વાતો જો મૃદુ હશે, રસિક હશે, સુલાયમ હશે તો દુનિયા એ વાતો સ્વીકારશે.

છેલ્લી સાવધાની તમારે બોલતાં એ રાખવાની છે કે તમારી વાણી સાચી હોવા છતાં બીજાઓ માટે પાપપ્રેરક ન જોઈએ. તમારા માટે પાપકર્મ બંધાવે તેવી ન જોઈએ.

આવો સત્યધર્મ, મુનિજીવનનો શણગારરૂપ ધર્મ છે.

## ૮ : તપશ્ચર્યા

अनशनमूनोदरता वृत्तेः संक्षेपणं रसत्यागः ।
कायक्लेशः संलीनतेति बाह्यं तपः प्रोक्तम् ॥१७५॥

**અર્થ :** અનશન, ઉણોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતા, આ પ્રમાણે બાહ્યતપ કહેવાયો છે.

**વિવેચન :** "कर्मणां तापनात् तपः" કર્મોને તપાવે–નાશ કરે, તેનું નામ તપ. અનાદિકાળથી આત્મા અને કર્મનો સંયોગ છે. જ્યાં સુધી આત્મા કર્મોથી બંધાયેલો છે ત્યાં સુધી તે સંસારી છે અને જ્યાં સુધી સંસારી છે ત્યાં સુધી જન્મ–જીવન અને મૃત્યુનાં દુઃખો જીવે ભોગવવાનાં રહે છે.

પરમ સુખમય મોક્ષદશાને પ્રાપ્ત કરવાનો પુરુષાર્થ કરવા જેમણે મુનિજીવન અંગીકાર કર્યું છે તેવા મુનિજનોએ પોતાના

જીવનમાં તપશ્ચર્યાને સમુચિત સ્થાન આપવું જોઈએ. અર્થાત્ જીવનને તપોમય બનાવવું જોઈએ.

તપશ્ચર્યાના મુખ્ય ભેદ બતાવવામાં આવ્યા છે. ૧. બાહ્ય તપ અને ૨. અભ્યંતર તપ. જે તપ બીજા મનુષ્યો જોઈ શકે તેને બાહ્ય તપ કહેવાય છે, જે તપ બીજા મનુષ્યો જોઈ ન શકે તેને અભ્યંતર તપ કહેવાય છે. બંને તપના છ–છ પ્રકારો બતાવવામાં આવ્યા છે. આ કારિકામાં છ પ્રકારના બાહ્યતપનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

**૧. અનશન** : એક ઉપવાસથી માંડીને છ મહિના સુધીના ઉપવાસની તપશ્ચર્યાને 'અનશન' કહેવામાં આવે છે, 'અનશન'નો બીજો અર્થ છે ત્રણ પ્રકારનાં મરણ. ૧. ભક્તપ્રત્યાખ્યાન ૨. ઈંગિની અને ૩. પાદપોપગમન.

**૨. ઉણોદરી** : સાધુએ સામાન્યતયા ૩૨ કોળિયાનો આહાર કરવાનો વિધિ છે. તેમાં તે કોળિયા ઘટાડતા જવું, તેનું નામ 'ઉણોદરીતપ' છે. ઘટાડતાં–ઘટાડતાં આઠ કોળિયાનો જ આહાર કરે.

**૩. વૃત્તિસંક્ષેપ** : વૃત્તિ એટલે ભિક્ષા. ગૃહસ્થોના ત્યાંથી પરિમિત ભિક્ષા ગ્રહણ કરવી અનું નામ વૃત્તિસંક્ષેપ તપ.

**૪. રસત્યાગ** : દૂધ, દહીં, માખણ, ગોળ, ઘી, આદિ વિકૃતિઓનો ત્યાગ કરવો તેને 'રસત્યાગ' તપ કહે છે.

**૫. કાયક્લેશ** : કાયોત્સર્ગધ્યાને ઊભા રહેવું, તડકામાં ઊભા રહી આતાપના કરવી, કડકડતી ઠંડીમાં નિર્વસ્ત્ર બની ઊભા રહેવું... વગેરે કાયકષ્ટો જાણીબૂઝીને સહન કરવાં.

**૬. સંલીનતા** : આ તપના બે પ્રકાર છે : ૧. ઇન્દ્રિય–**સંલીનતા અને ૨. નોઇન્દ્રિયતા સંલીનતા.**

જેમ કાચબો પોતાનાં અંગોપાંગ ગોપવીને રહે છે, તેવી રીતે મુનિવરો પોતાનાં અંગોપાંગ ગોપવીને રહે. અર્થાત્ શરીરનું અને

ઇન્દ્રિયોનું નિષ્પ્રયોજન હલન-ચલન ન કરે. શક્ય પ્રયત્નથી કાય-સ્થિરતા રાખે.

શબ્દ-રૂપ-રસ-ગંધ અને સ્પર્શના વિષયોમાં જતી ઇન્દ્રિયોને રોકે અને ઇન્દ્રિયોને શુભ ભાવમાં જોડી રાખે.

નો-ઇન્દ્રિય એટલે મન. જેવી રીતે ઇન્દ્રિયોની સંલીનતાનો તપ કરવાનો છે, એવી રીતે મનની સંલીનતાનો તપ કરવાનો છે. આર્ત-ધ્યાન અને રૌદ્રધ્યાનથી મુક્ત મન સંલીન કહેવાય. જ્યારે મનમાં ક્રોધ હોય, માન હોય, માયા હોય અને લોભ હોય ત્યારે તે મન સંલીન નથી હોતું; ઉદ્વિગ્ન અને સંતપ્ત હોય છે. મુનિ ક્રોધાદિ કષાયોનો ઉદય જ રોકે! અર્થાત્ ક્રોધાદિ મનમાં આવે જ નહીં, એ રીતે મનને જ્ઞાનોપાસનામાં, ધ્યાનસાધનામાં અને ચારિત્રની ક્રિયાઓમાં જોડેલું રાખે.

તે છતાં પ્રમાદથી કે અસાવધાનીથી કષાયો મનમાં આવી જાય તો તેને ઉપશાન્ત કરવાના ઉપાયો કરે. કાયાથી એ કષાયો અભિવ્યક્ત થઈ જાય તો ક્ષમા, નમ્રતા, સરળતા, અને નિર્લોભતાથી એનું વારણ કરે. 'નોઇન્દ્રિય સંલીનતા' આને કહેવાય.

મુનિજીવન જીવનારા સાધકોએ આ છ પ્રકારના બાહ્ય તપનો આદર કરવાનો હોય છે અને જીવનમાં જીવવાનો હોય છે. ગૃહસ્થો પણ આ છ પ્રકારોને, પોતપોતાની ભૂમિકા મુજબ આચરી શકે છે. 'तपसा निर्जरा च' તપશ્ચર્યાથી કર્મોની નિર્જરા થાય છે. કર્મોની નિર્જરા કરીને આત્મવિશુદ્ધિ કરવાની ઝંખનાવાળા સાધકોએ બાહ્યતપ આચરવો જોઈએ.

प्रायश्चित्तध्याने वैयावृत्यविनयावथोत्सर्गः ।
स्वाध्याय इति तपः षट्प्रकारमभ्यन्तरं भवति ॥१७६॥

**અર્થ : પ્રાયશ્ચિત્ત, ધ્યાન, વૈયાવૃત્ય, વિનય, કાયોત્સર્ગ અને સ્વાધ્યાય—આ છ પ્રકારનો આભ્યન્તર તપ છે.**

**વિવેચન :** ૭ પ્રકારના બાહ્યતપનું વિવેચન કરીને હવે ૭ પ્રકારના અભ્યંતર તપનું વિવેચન કરવામાં આવે છે.

**૧. પ્રાયશ્ચિત્ત :** ચિત્તશુદ્ધિ જેનાથી થાય તે પ્રાયશ્ચિત્ત સદ્-ગુરુનાં ચરણોમાં વિનયપૂર્વક પોતાનાં પાપો કહેવા, અતિચારો પ્રગટ કરવા અને ગુરુદેવ જે પ્રાયશ્ચિત્ત આપે તે વહન કરવું, એને પ્રાયશ્ચિત્ત-તપ કહે છે.

**૨. ધ્યાન :** આર્તધ્યાન અને રૌદ્ર ધ્યાનનો ત્યાગ તે પણ તપશ્ચર્યા છે. ચિત્તનિરોધરૂપ ધ્યાનને તપ કહેવામાં આવ્યો છે. આર્તધ્યાન-રૌદ્રધ્યાનમાં જતા ચિત્તને રોકવું તે ધ્યાન છે.

ધર્મધ્યાન અને શુક્લધ્યાનમાં એકાગ્રતા અનુભવતું ચિત્ત, તે ધ્યાન છે. ધર્મધ્યાનના ચાર પ્રકાર બતાવવામાં આવ્યા છે :

* ૧. આજ્ઞાવિચય
  ૨. અપાયવિચય
  ૩. વિપાકવિચય
  ૪. સંસ્થાનવિચય.

શુક્લધ્યાનનો અર્થ, ટીકાકાર મહાત્મા બહુ સુંદર કરે છે. શુક્=શોક, દુઃખ...સંતાપ, શારીરિક અને માનસિક દુઃખ...શોકનો જેનાથી નાશ થાય (લુનાતિ) તેને 'શુક્લ' કહેવાય તે શુક્લધ્યાન પણ ચાર પ્રકારનું છે :

* ૧. પૃથક્ત્વ-વિતર્ક સવિચાર.
  ૨. એકત્વવિતર્ક અવિચાર.
  ૩. સૂક્ષ્મક્રિયા અપ્રતિપાતી.
  ૪. વ્યુપરતક્રિયા અનુવૃત્તિ.

શુક્લધ્યાનના પહેલા બે પ્રકારોના અંતે જીવાત્મા કેવળજ્ઞાની બને છે. છેલ્લા બે પ્રકારોના અંતે આત્મા અકર્મા બને છે. સિદ્ધ-મુક્ત બની જાય છે.

---

* આ ચાર ધ્યાનનું વિવેચન કારિકા-૨૪૭માં કરવામાં આવશે.
* આ ચાર ધ્યાનનું વિવેચન કારિકા-૨૫૯માં કરવામાં આવશે.

૩. **વૈયાવૃત્ય :** આચાર્ય, ઉપાધ્યાય, ગ્લાન, બાલ આદિની શરીર-શુશ્રૂષા કરવી અને એમના માટે ભિક્ષા, પાણી, વસ્ત્ર–પાત્ર આદિ લાવી આપવાં...વગેરે સેવા કરવી, તેનું નામ 'વૈયાવૃત્ય' છે. મુનિજનોએ ખૂબ નમ્રતાથી અને પ્રસન્નચિત્તથી વૈયાવૃત્ય કરવાનું છે. 'હું બીજાઓ પર ઉપકાર કરું છું,' આ વિચાર ક્યારેય નથી કરવાનો. 'આચાર્ય વગેરે મને સેવાનો લાભ આપીને મારા પર ઉપકાર કરે છે.' આ વિચાર કરવાનો છે.

૪. **વિનય :** જેઓ વિનયને યોગ્ય હોય તેમનો વિનય કરવાથી પાપકર્મોનો નાશ થાય છે માટે 'વિનય'ને તપ કહેવામાં આવ્યો છે. પૂજ્ય પુરુષો આવે ત્યારે ઊભા થવું, મસ્તકે અંજલિ જોડવી, ચરણ પ્રક્ષાલન કરવું, બેસવા આસન આપવું વગેરે અનેક પ્રકારો વિનયના છે.

૫. **વ્યુત્સર્ગ :** સાધુ–સાધ્વીએ સંગ્રહી–પરિગ્રહી બનવાનું નથી હોતું, એટલે એની પાસે જે વધારાનાં ઉપકરણ હોય તેનો તેણે ત્યાગ કરવાનો હોય છે. ઉપકરણોને ક્યાં અને કેવી રીતે ત્યજવાં, તેનો વિધિ શાસ્ત્રોમાં બતાવાયેલો છે. દોષિત ભિક્ષા અને પાણીનો પણ ત્યાગ કરવાનો હોય છે. આ થઈ બાહ્ય ત્યાગની વાત. અભ્યંતર ત્યાગની દૃષ્ટિએ મિથ્યાદર્શનોનો અનુરાગ ત્યજવાનો છે. ક્રોધ–માન–માયા અને લોભની વૃત્તિઓ ત્યજવાની છે.

૬. **સ્વાધ્યાય :** સ્વાધ્યાય–અધ્યયન–પરિશીલન પણ અભ્યંતર તપ છે. તેના પાંચ પ્રકારો બતાવવામાં આવ્યા છે :

૧. **વાચના :** સદ્‌ગુરુનાં ચરણોમાં વિનયપૂર્વક સૂત્ર–અર્થ ગ્રહણ કરવાં.

૨. **પૃચ્છના :** સંદેહ દૂર કરવા વિનયપૂર્વક પ્રશ્ન પૂછવા.

૩. **અનુપ્રેક્ષા :** મનમાં આગમ–તત્ત્વોનું અનુચિંતન કરવું.

૪. **આમ્નાય :** સૂત્રપાઠનું શુદ્ધિપૂર્વક ઉચ્ચારણ કરવું.

૫. **ધર્મોપદેશ :** આક્ષેપણી, વિક્ષેપણી, સંવેદની અને નિર્વેદની કથાઓ દ્વારા ધર્મોપદેશ આપવો.

બાહ્યતપ, અભ્યંતરતપમાં સહાયક બને છે. અભ્યંતરતપમાં સહાયભૂત બને એટલો જ બાહ્યતપ કરવો જોઈએ. ઇન્દ્રિયોને નુકસાન ન થાય તે રીતે બાહ્યતપ કરવાનો છે. બાહ્યતપ કરતાં દુનિયાની દૃષ્ટિમાં તમે 'તપસ્વી' કહેવાશો. તમારી પ્રશંસા થશે...ત્યારે તપનું અભિમાન તમારા મનમાં ન આવી જાય, એની પૂરી તકેદારી રાખજો. તપથી કર્મનિર્જરા કરવાની છે, આત્માને પાવન કરવાનો છે, એ યાદ રાખજો.

---

* આક્ષેપણી આદિ ચાર કથાઓનું વિવેચન કારિકા-૧૮૨/૧૮૩ માં વાંચો.

## ૯ : બ્રહ્મચર્ય

**दिव्यात्कामरतिसुखात् त्रिविधं त्रिविधेन विरतिरिति नवकम् ।**
**औदारिकादपि तथा तद् ब्रह्माष्टादशविकल्पम् ॥ १७७ ॥**

**અર્થ :** દેવસંબંધી તથા ઔદારિક-શરીર સંબંધી કામરતિના સુખથી નવ-નવ પ્રકારે વિરતિ થવાથી બ્રહ્મચર્યના ૧૮ પ્રકાર થાય છે.

**વિવેચન :** હે શ્રમણો, તમારે નિર્મળ બ્રહ્મચર્યનું પાલન કરવાનું છે. તમારી સામે દેવલોકની દેવાંગનાઓ આવીને ભોગપ્રાર્થના કરે તો ય, મનથી પણ એ દૈવી-ભોગસુખ ઇચ્છવાનાં નથી.

દેવલોકના મુખ્ય ચાર વિભાગો—ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક—ની દેવીઓ સાથે મન-વચન-કાયાથી નથી મૈથુન સેવવાનું, નથી સેવરાવવાનું કે નથી અનુમોદન કરવાનું. આ રીતે ૩ × ૩ = ૯ પ્રકારે દૈવી મૈથુનનો ત્યાગ કરવાનો છે.

ઔદારિક શરીરવાળી મનુષ્ય–સ્ત્રીઓ અને પશુ–સ્ત્રીઓ સાથે પણ મન–વચન–કાયાથી મૈથુન નથી સેવવાનું, નથી સેવરાવવાનું કે નથી અનુમોદન કરવાનું. આ રીતે ૩ × ૩ = ૯ પ્રકારે ઔદારિક-દેહ સાથે મૈથુનનો ત્યાગ કરવાનો છે.

બ્રહ્મચર્યના આ અઢાર પ્રકારોને વધુ સ્પષ્ટતાથી વિચારીએ :

૧. મનથી એમ નહીં વિચારવાનું કે 'હું જો મરીને દેવ થાઉં તો દેવીનાં દિવ્ય સુખો ભોગવીશ...' અથવા 'આ જીવનમાં પણ કોઈ દેવી મળી જાય તો એનો સંભોગ કરું.'

૨. મનથી એમ નહીં વિચારવાનું કે 'હું બીજા દેવો પાસે દેવી-ઓનાં દિવ્ય સુખો ભોગવાવીશ. સહુ દેવો દિવ્ય સુખો ભોગવે... એવી સગવડ કરાવીશ....જો ત્યાં એવી સગવડ નહીં હોય તો...' વગેરે.

૩. મનથી દિવ્ય મૈથુન–ક્રિયાની અનુમોદના નહીં કરવાની કે 'દેવો કેવા પુણ્યશાળી છે કે દીર્ઘ સમય સુધી દિવ્ય વૈષયિક સુખ તેઓ ભોગવે છે...!' આમ મનથી રાજી નહીં થવાનું.

૪. વચનથી એમ બોલવાનું નહીં કે 'હું દેવલોકમાં જઈશ અને દેવીઓ સાથે વષયિક સુખ ભોગવીશ.'

૫. વચનથી એમ બોલવાનું નહીં કે 'તમે લોકો જો દેવલોકમાં જશો તો તમને દેવીઓની સાથે કામક્રીડા કરવાનો દિવ્ય આનંદ મળશે.'

૬. વચનથી એમ બોલવાનું નહીં કે : 'ઓહો ! દેવલોકનાં દેવ–દેવી કેવાં પુણ્યશાળી કે એમને દીર્ઘકાળપર્યંત દિવ્ય વૈષયિક સુખ ભોગવવા મળે છે ! કેટલા બધા એ સુખી !'

૭. નથી ને કોઈ દેવી પ્રસન્ન થઈને સંભોગસુખની પ્રાર્થના કરે તો પણ એ દેવી સાથે કાયાથી સંભોગ નહીં કરવાનો.

૮. કાયાના સંકેતથી [ આંખોના ઇશારાથી કે હાથના ઇશારાથી ] બીજાને દેવી સાથે સંભોગ કરવાની પ્રેરણા નહીં આપવાની.

૯. કોઈને [ માણસને કે દેવને ] દેવી સાથે સંભોગ કરતા જોઈને [ પ્રત્યક્ષ કે સ્વપ્નમાં ] મનમાં રાજી નહીં થવાનું. આંખોના કે મુખના એવા રાજીપાના હાવભાવ નહીં કરવાના.

૧૦. મનથી કોઈ મનુષ્યસ્ત્રી કે તિર્યંચસ્ત્રીના સંભોગની કલ્પના નહીં કરવાની.

૧૧. મનથી કોઈ મનુષ્યસ્ત્રી કે તિર્યંચસ્ત્રી સાથે બીજા [ મનુષ્ય કે તિર્યંચ ]ઓને સંભોગ કરાવવાની ઇચ્છા નહીં કરવાની. 'આ માણસ આ સ્ત્રી સાથે સંભોગ કરે તો એને પુત્રની પ્રાપ્તિ થાય...' વગેરે.

૧૨. મનથી કોઈ મનુષ્યની કે તિર્યંચની મૈથુનક્રિયાની અનુમોદના પણ નહીં કરવાની.

૧૩. વચનથી એમ બોલવાનું નહીં કે 'હું આ...પેલી સ્ત્રી સાથે સંભોગ કરીશ અથવા તિર્યંચસ્ત્રી સાથે મૈથુન સેવીશ.'

૧૪. વચનથી એમ બોલવાનું નહીં કે 'આ પેલી સ્ત્રી સાથે ફલાણા પુરુષને સંભોગ કરાવીશ...આ તિર્યંચસ્ત્રી સાથે ફલાણા પશુનો સંભોગ કરાવીશ...' વગેરે.

૧૫. વચનથી એમ બોલવાનું નહીં કે 'સહુ મનુષ્યો...સહુ પશુ–પક્ષીઓ મૈથુનસુખ ભોગવો ! વૈષયિકસુખ માણો...'

૧૬. કાયાથી મનુષ્ય–સ્ત્રી કે પશુસ્ત્રી સાથે મૈથુન સેવવાનું નહીં.

૧૭. કાયાથી મનુષ્યસ્ત્રી કે પશુસ્ત્રી સાથે કોઈ પશુ પાસે કે પુરુષ પાસે મૈથુન સેવરાવવાનું નહીં. અર્થાત્ આંખના કે હાથ આદિના ઇશારાથી કે શારીરિક સહાયથી મૈથુન સેવરાવવું નહીં.

૧૮. સ્રીતિર્યંચ કે મનુષ્યસ્ત્રી સાથેના સંભોગોની કાયાથી અનુમોદના કરવાની નહીં. આંખો નચાવીને કે એવા શારીરિક હાવભાવ કરીને અનુમોદના વ્યક્ત ન કરવી જોઈએ.

## ૧૦ : આકિંચન્ય

अध्यात्मविदो मूर्च्छां परिग्रहं वर्णयन्ति निश्चयतः ।
तस्माद् वैराग्येप्सोराकिञ्चन्यं परो धर्मः ॥१७८॥

**અર્થ :** અધ્યાત્મવેત્તાઓ નિશ્ચયનયથી મૂર્ચ્છાને પરિગ્રહ કહે છે, તેથી મુમુક્ષુ માટે અકિંચનતા શ્રેષ્ઠ ધર્મ છે.

**વિવેચન :** જે મહાપુરુષો આત્મતત્ત્વના અનુચિંતનમાં ડુબેલા રહે છે.

અને 'શાનાથી આત્મા બંધાય છે ? શાનાથી આત્મા મુક્ત થાય છે,' એનો બોધ જેમણે પ્રાપ્ત કરેલો હોય છે તે મહાપુરુષો અધ્યાત્મવેત્તાઓ કહેવાય છે.

'આત્મા શાનાથી બંધાય છે ?' આ વિષયનું, શાસ્ત્રોના માધ્યમથી પરિશીલન કરતાં અને આત્મજ્ઞાનની અનુભૂતિ કરતાં તેઓએ જાણ્યું કે પ્રાપ્ત–અપ્રાપ્ત વિષયોમાં મૂર્ચ્છા–ગૃદ્ધિ–આસક્તિ કરવાથી આત્મા બંધાય છે. પાપકર્મોથી બંધાય છે.

આધ્યાત્મિક ભૂમિકાએ 'આ મારું...' આ વિચાર જ પરિગ્રહ બની જાય છે. પરદ્રવ્યોમાં અનુરાગ 'આ ઘણું સારું....આ ખૂબ સુંદર...આ મને ખૂબ ગમે...' આવી વૃત્તિઓ પરિગ્રહ કહેવાય છે.

હે મુનિજનો ! શું તમે પરદ્રવ્યોનો–પર પુદ્ગલનો રાગ મીટાવવા ઇચ્છો છો ? વૈરાગ્ય ભાવને પરિપુષ્ટ કરવાની તમારી તમન્ના છે ? તો અકિંચન બની જાઓ. બહારથી અકિંચન અને ભીતરથી પણ અકિંચન બનો. પરદ્રવ્યો–પરપુદ્ગલ તરફ નિર્મોહી બનો.

પરદ્રવ્ય તરફ તમે અનુરાગી બનશો તો એ પરદ્રવ્ય મેળવવાની

તમારા હૈયે ઇચ્છા જાગશે. તમે એ પરદ્રવ્યોને મેળવતા જવાના...જે જે ગમશે તે તે મેળવવા તમે પ્રયત્ન કરવાના ! ગમતી વસ્તુ મેળવવા તમે ગૃહસ્થોની સામે આજીજી કરવાના...દીનતા કરવાના...ક્યારેક રોષે ભરાવાના...તમારું મન નહીં રમે જ્ઞાનમાં કે નહીં રમે ધ્યાનમાં. એ તો રમવાનું પ્રિય વિષયોમાં ! ક્યારેક તમે તમારા શ્રમણજીવનનાં કર્તવ્યોને પણ ચૂકી જવાના. પ્રિય–અપ્રિયની કલ્પનાઓમાં જો બંધાઈ ગયા તો તમારું ભાવ–શ્રામણ્ય મૃતપ્રાયઃ બની જવાનું.

માટે કોઈપણ પરદ્રવ્યમાં 'આ સારું છે, આ મારું છે...આ મને મળી જાય તો ખૂબ સારું...' આવા વિચારો ન કરો. એકમાત્ર વિશુદ્ધ આત્મદ્રવ્યના અનુચિંતનમાં ડૂબેલા રહો. વ્યવહારની ભૂમિકાને નિભાવતી વેળાએ ખૂબ જાગ્રત રહો. વ્યવહારમાર્ગમાં તો તમારે બીજા જીવાત્માઓના સંસર્ગમાં આવવું પડવાનું, બીજા દ્રવ્યોના સંપર્કમાં આવવું પડવાનું...એ વખતે 'આ બધાં પરદ્રવ્યો છે...મારે આ દ્રવ્યો સાથે કોઈ સંબંધ નથી.' આ વિચાર તમારો જાગ્રત રહેવો જોઈએ.

તમે જે પાંચમું મહાવ્રત ધારણ કર્યું છે તે મહાવ્રતને યાદ કરો. 'હું મનથી પણ પરિગ્રહનો ત્યાગ કરું છું.' ત્રિવિધ–ત્રિવિધ પ્રત્યાખ્યાનમાં તમે મનથી પણ પરિગ્રહી ન બનવાની પ્રતિજ્ઞા કરી છે, આ તમે સતત યાદ રાખજો.

તમે ઘરનો ત્યાગ કર્યો પરંતુ જો ઉપાશ્રયનો રાગ બાંધ્યો, તો તમે પરિગ્રહી બની ગયા ! તમે માતા–પિતા, ભાઈ–બહેન આદિ સ્વજનોનો ત્યાગ કર્યો, પરંતુ શિષ્ય–શિષ્યાઓ અને ભક્ત–ભક્તાણીનો રાગ થયો તો તમે પરિગ્રહી બની ગયા ! તમે ગૃહસ્થવેશનો ત્યાગ કર્યો પરન્તુ સાધુવેશનો રાગ થઈ ગયો તો તમે પરિગ્રહી બની ગયા. તમે ધન–સંપત્તિનો ત્યાગ કર્યો, પરંતુ ધનવાનોનાં ઘરની ભિક્ષા જો વહાલી લાગી ગઈ તો પરિગ્રહી બની ગયા ! ભલે શરીર પર અલંકારો પહેરવાનું ત્યજી દીધું પરંતુ શરીરની સુખશીલતાના જો અનુરાગી બન્યા, તો પરિગ્રહી બની ગયા !

'આ તો મારો શિષ્ય છે, એના પ્રત્યે તો મમત્વ રાખવું જોઈએ ને ?' ના, નિશ્ચયનય ના પાડે છે ! અધ્યાત્મદૃષ્ટિ ના પાડે છે. કોઈ પરદ્રવ્ય તમારું નથી. દરેક આત્મ-દ્રવ્ય સ્વતંત્ર છે. જે તમારું નથી એને તમે તમારું માનો, એ જ મિથ્યાત્વ છે અને એ જ અજ્ઞાનતા છે, એ જ વ્યામોહ છે.

'પરંતુ વ્યવહારથી તો કહેવું પડે ને કે 'આ મારો શિષ્ય છે, આ મારા ગુરુ છે...' એ વ્યવહારના પાલનમાં નિશ્ચયદૃષ્ટિ બીડાઈ જવી ના જોઈએ. 'આ રજોહરણ મારું છે, આ ઉપકરણો મારાં છે,' એ બોલતી વખતે 'આ કંઈ જ મારું નથી.' આ વિચાર મનમાં જાગતો બેઠો હોય !

હે મહાત્મન્, દ્રવ્યથી અને ભાવથી અકિંચન બન્યા રહેવા માટે તમારે સર્વ પરદ્રવ્યોમાંથી મૂર્છાનો ત્યાગ કરવો પડશે, આસક્તિનો ત્યાગ કરવો પડશે. જેમ જેમ આ ત્યાગ થતો જશે તેમ તેમ તમારો વૈરાગ્ય દૃઢ થતો જશે. તમારી મોક્ષયાત્રામાં વેગ આવશે....તમે પૂર્ણાનન્દની નજીક પહોંચશો.

## મુનિધર્મપાલનનું ફળ

दशविधधर्मानुष्ठायिनः सदा रागद्वेषमोहानाम् ।
दृढरूढघनानामपि भवत्युपशमोऽल्पकालेन ॥१७९॥

અર્થ : જેઓ આ દશ પ્રકારના ધર્મનું સદા પાલન કરે છે તેઓનો દૃઢ રાગ, રુઢ દ્વેષ, અને ઘન મોહ અલ્પકાળમાં ઉપશાન્ત થાય છે. (અથવા ક્ષય થાય છે.)

**વિવેચન** : અનાદિકાલીન ભવભ્રમણનાં મૂળભૂત કારણ ત્રણ છે :

* દૃઢ રાગ
* રુઢ દ્વેષ
* ઘન મોહ.

જે આત્મા સ્વયંમાં જાગે છે...જેની જ્ઞાનદૃષ્ટિનો ઉઘાડ થાય છે તે આત્માઓ ભવભ્રમણને જરા ય નથી ઇચ્છતા. તેઓ સંસારનાં દુઃખોને સારી રીતે સમજે છે. સંસારને જ દુઃખરૂપ સમજે છે! એ દુઃખરૂપ સંસારનાં મૂળભૂત કારણ શોધતા શોધતા તેઓ પોતાના જ અન્તરાત્મામાં એ કારણોને શોધી કાઢે છે! પોતાના આત્મામાં અનાદિ કાળથી રહેલા રાગ, દ્વેષ અને મોહ—એ જ સંસાર છે અને એ જ સર્વ દુઃખોનાં મૂળભૂત કારણ છે.

આ રાગ–દ્વેષ અને મોહનું ઉન્મૂલન કરવા જ્યારે તે આત્મા સંયમના મેદાને પડે છે ત્યારે તેને 'મહાત્મા'ના રૂપે દુનિયા જુએ છે. કારણ કે રાગ, દ્વેષ અને મોહ પર વિજય મેળવવો કેટલો બધો દુષ્કર હોય છે, તે દુનિયાના ડાહ્યા માણસો જાણતા હોય છે.

આત્મભૂમિ પર રાગ દૃઢ થઈને રહેલો છે. 'હું આત્મભૂમિ પરથી નહીં જ હટું...' આ દૃઢતા સાથે રાગ રહેલો છે. મક્કમ નિર્ધાર કરીને રહેલો છે. એવી રીતે દ્વેષ પણ આત્મપ્રદેશ પર રુઢ થઈને રહેલો છે. દ્વેષનાં મૂળ ખૂબ ઊંડાં ગયેલાં છે. મોહ પણ આત્મા સાથે વજ્રલેપ કરતાં પણ વિશેષ પ્રગાઢપણે આત્મા સાથે ચોંટીને રહેલો છે.

આ રાગ–દ્વેષ અને મોહનો અલ્પકાળમાં ઉપશમ થઈ શકે છે, જો મુનિરાજ દશ પ્રકારના યતિધર્મનું–મુનિધર્મનું યથાર્થ પાલન કરે! નિરંતર પાલન કરે તો! મુનિધર્મનું સતત અને દોષરહિત પાલન કરવાથી રાગ–દ્વેષ અને મોહનો ક્ષય કે ઉપશમ થયા વિના ન રહે.

## મમકાર–અહંકાર ત્યાગો.

ममकाराहंकारात्यागादतिदुर्जयोद्धतप्रबलान् ॥
हन्ति परीषहगौरवकषायदण्डेन्द्रियव्यूहान् ॥१८०॥

અર્થ : અહંકાર અને મમકારના ત્યાગથી આત્મા, અત્યંત દુર્જય અને બળવાન પરીષહ, ગારવ, કષાય, દંડ અને ઇન્દ્રિયોના વ્યુહોનો નાશ કરી નાખે છે.

**વિવેચન** : રાગ, દ્વેષ અને મોહની સેનાના સેનાપતિઓ આ પાંચ છે :

| | |
|---|---|
| * પરીષહ | આ સેનાપતિઓએ કરેલી વ્યૂહરચના |
| * ગારવ | એવી અદ્‌ભુત છે કે એ વ્યૂહરચનાને |
| * કષાય | ભેદવી ઘણી ઘણી મુશ્કેલ વાત બની જાય |
| * ઇન્દ્રિયો | છે. એ વ્યૂહરચનાને તોડ્યા વિના રાગ–દ્વેષ |
| * દંડ | અને મોહ પર વિજય મળી શકતો નથી. |

૧. જ્યારે બાવીસ પરીષહોમાંથી કોઈ ને કોઈ ક્ષુધા, તૃષા....આદિ પરીષહ આવે છે ત્યારે અસાવધ મુનિ, રાગ–દ્વેષ કે મોહના ફંદામાં ફસાઈ જતો હોય છે. જ્યારે શીત–ઉષ્ણતા આદિ કોઈ કષ્ટ આવે છે ત્યારે તે જો વ્યાકુળ બની જાય છે તો દ્વેષમાં ફસાય છે.

૨. પ્રતિકૂળ એવા પરીષહોમાં નહીં ફસાનાર આત્મા, અનુકૂળ એવા રસ–ઋદ્ધિ અને શાતા [સુખશીલતા]માં ફસાઈ જાય છે! આ ત્રણ ગારવોની વ્યૂહરચના ગજબ હોય છે.

૩. ત્રણ ગારવોમાં રચ્યોપચ્યો રહેનાર જીવાત્મા ક્રોધ–માન–માયા અને લોભના ચક્રવ્યૂહમાં ફસાય છે! ચાર કષાયોમાંથી કોઈ ને

કોઈ કષાય જીવને ઝડપી લે છે. કષાયોના સાથમાં નો–કષાય પણ રહેલા હોય છે. એટલે કે હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, પુરુષવેદ, સ્ત્રીવેદ અને નપુંસક વેદ. આ નવ નો–કષાયોની વ્યુહરચનામાંથી છૂટવું ઘણું ઘણું કપરું હોય છે.

૪. ઇન્દ્રિયોની વ્યુહરચના તો ઘણી જ અટપટી અને ખતરનાક હોય છે. એક–એક ઇન્દ્રિય જીવાત્માને પોતાના બાહુપાશમાં જકડી, ગુંગળાવીને એના પ્રાણ કાઢી નાંખવા સમર્થ હોય છે... તો પછી પાંચે–પાંચ ઇન્દ્રિયો ભેગી થઈને જીવને ભીંસમાં લે તો ?

૫. અશુભ મન, અશુભ વાણી અને અશુભ દેહપ્રવૃત્તિ–આ ત્રણ દંડનો વ્યૂહ પણ મહાકાળના તાંડવ જેવો ખતરનાક વ્યૂહ હોય છે. આ ત્રણ દંડનાં આક્રમણો ઝંઝાવાતી હોય છે.

પરીષહ ગારવ, કષાય, ઇન્દ્રિયો અને દંડ–આ પાંચના વ્યૂહોને ભેદી એમના પર વિજય મેળવવો, સરળ કામ નથી. આ પાંચે દુર્જેય છે ! ઉદ્ધત છે અને અસાધારણ બળવાળા છે. આવા શત્રુઓ પર વિજય મેળવવાનો દૃઢ સંકલ્પ કરી એના સુયોગ્ય ઉપાયો કરવા જોઈએ. ગ્રન્થકાર આપણને માત્ર બે ઉપાયો બતાવીને કહે છે કે 'આ બે શસ્ત્રોથી તમે એ પાંચેપાચ દુર્જેય શત્રુઓ પર વિજય મેળવી શકશો. એ પાંચને ભૂશરણ કરી શકશો.'

એ બે શસ્ત્રો છે : ૧. મમકારનો ત્યાગ.
૨. અહંકારનો ત્યાગ.

મમકારને ત્યાગો, અહંકારને ત્યાગો. આ બે તત્ત્વોએ દુનિયાને આંધળી કરી મૂકી છે. અંધ જીવાત્મા સંસારની ચોર્યાસી લાખ ગલીઓમાં અથડાતો–કૂટાતો પરિભ્રમણ કરી રહ્યો છે.

કોઈ પણ વસ્તુને, પદાર્થને કે વ્યક્તિને તમારી ન માનો. 'આ સ્વજનો મારા, આ મિત્રો મારા, આ વૈભવ મારો... આ શરીર મારું...'

આવી બધી મારાપણાની વૃત્તિઓને નામશેષ કરી નાંખો. આ વિશ્વમાં કંઈ જ મારું નથી....' આવો નિર્ણય હૃદયની સાક્ષીએ થયા પછી પરીષહોને તમે સહજતાથી સહી શકશો. પરીષહ આવતાં તમને આર્તધ્યાન નહીં થાય. રસ-ઋદ્ધિ અને શાતાનાં સુખો તમને આકર્ષી નહીં શકે. ક્રોધાદિ કષાયોનાં નિમિત્ત જ ઊભાં નહીં થાય. ઇન્દ્રિયોના ઉન્માદ શાન્ત થઈ જશે.

અહંકારની મનોવૃત્તિ જેમ જેમ શાન્ત થતી જશે તેમ તેમ તમારાં મન-વચન-કાયાના યોગો વિશુદ્ધ બનતા જશે. 'અહં' = 'હું' ને ભૂલવા માટે 'નાહં' નો મંત્રજાપ કરવો જોઈએ. 'હું જ નથી!'

જ્યાં સુધી હે મુનિરાજ, તમે તમારા અસ્તિત્વને અને વ્યક્તિત્વને વિસરી નહીં શકો ત્યાં સુધી પરીષહ આદિ પાંચ શત્રુ-સેનાપતિઓને પરાજિત નહીં કરી શકો. ક્યારે પણ વિજેતા નહીં બની શકો, માટે તમારા અસ્તિત્વને-વિભાવદશાના અસ્તિત્વને ભૂલવાનો અભ્યાસ કરો. એવી રીતે વિભાવદશાજન્ય વ્યક્તિત્વને વિસરવાનો અભ્યાસ કરો.

તમારા સુંદર અને સમૃદ્ધ વ્યક્તિત્વની પ્રશંસા સાંભળો નહીં. પ્રશંસા સાંભળવી પડે તો રાજી ન થાઓ. તમારા વ્યક્તિત્વની નિંદા થાય તો રોષ ન કરો. પરદ્રવ્યો અને પરવ્યક્તિઓને સાપેક્ષ વ્યક્તિત્વનું અભિમાન ઠગારું નિવડે છે. માટે, અહંકાર તથા મમકારનો ત્યાગ કરી પરીષહાદિ પર વિજય મેળવો અને આન્તર-આનન્દને અનુભવો.

## બુદ્ધિસ્થિરતાના ત્રણ ઉપાયો

प्रवचनभक्तिःश्रुतसम्पदुद्यमो व्यतिकरश्च संविग्नैः ।
वैराग्यमार्गसद्भावभावधीस्थैर्यजनकानि ॥१८१॥

**અર્થ :** જિન પ્રવચનમાં ભક્તિ, શાસ્ત્રસંપત્તિમાં ઉદ્યમ અને સંસારભીરુ જીવોનો સંપર્ક-(આ ત્રણ વાતો) વૈરાગ્ય માર્ગમાં બુદ્ધિની સ્થિરતા ઉત્પન્ન કરે છે, જીવાદિ તત્ત્વોની શ્રદ્ધામાં બુદ્ધિની સ્થિરતા ઉત્પન્ન કરે છે અને (ક્ષયોપશમજન્ય) ભાવોમાં બુદ્ધિની સ્થિરતા ઉત્પન્ન કરે છે.

**વિવેચન :** શું તમારે તમારા મનને વૈરાગ્યમાં સ્થિર કરવું છે? તમારી બુદ્ધિને વૈરાગ્યરસથી સતત ભીંજાયેલી રાખવી છે? તમે તમારા અંતરાત્માની સાથે વિચારી લો.

જીવ–અજીવ–પુણ્ય–પાપ–આશ્રવ–સંવર–બંધ–નિર્જરા અને મોક્ષ–આ નવ તત્ત્વોનો તમારે તલસ્પર્શી અભ્યાસ કરવો છે? આ તત્ત્વોના તલસ્પર્શી અધ્યયન દ્વારા તમારી તાત્ત્વિક શ્રદ્ધાને સુદૃઢ બનાવવી છે? અર્થાત્ તમારી તત્ત્વશ્રદ્ધાને બુદ્ધિગમ્ય બનાવીને બૌદ્ધિક સ્થિરતા સંપાદન કરવી છે? તમે ગંભીરતાથી વિચારી લો.

તમારે 'મોહનીય કર્મ'નો ક્ષયોપશમ કરીને મેળવેલા સમ્યગ્દર્શન, સમ્યગ્ચારિત્ર જેવા ઉચ્ચતમ પવિત્ર ભાવોમાં તમારી બુદ્ધિને જોડી રાખવી છે? અર્થાત્ તમારી બુદ્ધિને, સમ્યગ્દર્શન આદિ ક્ષાયોપશમિક ગુણોની દૃઢતા માટે કામે લગાડવી છે? તો તમે પુખ્ત વિચાર કરી લો. ગ્રન્થકાર મહર્ષિ આપણને એના ઉપાય બતાવે છે.

તમે વૈરાગ્યમાં સ્થિર થવાનું પ્રણિધાન કરીને, તાત્ત્વિક શ્રદ્ધાને સુદૃઢ કરવાનો સંકલ્પ કરીને અને ક્ષાયોપશમિક ગુણોની સિદ્ધિ–વૃદ્ધિ કરવાનો નિરધાર કરીને—

૧. જિન પ્રવચનની ભક્તિ કરો.

૨. ધર્મશાસ્ત્રોનું અધ્યયન કરતા રહો.

૩. ત્યાગી–વિરાગી મહાત્માઓના સંપર્કમાં રહો.

જિનપ્રવચન એટલે તીર્થંકર પરમાત્મા અને એમનું ધર્મશાસન. તીર્થંકર પરમાત્માની આજ્ઞા મુજબ જીવન જીવવું, એ તેઓની સાચી

સેવા છે. જિનાજ્ઞાનું પાલન કરવાની શક્તિ મળે છે–જિનેશ્વરોની પ્રીતિ–ભક્તિસભર ભાવપૂજા કરવાથી.

જેમ જિનેશ્વરની ભક્તિ કરવાની છે તેમ જિનેશ્વરના ચતુર્વિધ સંઘની ભક્તિ કરવાની છે. ચાઉવન્નો સંઘો તિત્થં" ચતુર્વિધ સંઘ એ તીર્થ છે, તીર્થ એટલે પ્રવચન. સાધુ–સાધ્વી–શ્રાવક અને શ્રાવિકા –આ ચતુર્વિધ સંઘ પ્રત્યે પ્રીતિ અને ભક્તિનો ભાવ ધારણ કરવાનો.

બીજો ઉપાય છે શ્રુતાભ્યાસ! નિરન્તર શ્રુતસંપત્તિની વૃદ્ધિ કરતા રહેવાનું છે. શ્રુતજ્ઞાન એટલે શાસ્ત્રજ્ઞાન. જિનેશ્વર શ્રી મહાવીરદેવે જે તત્ત્વો પ્રકાશિત કર્યાં, ગણધરોએ તે તત્ત્વોને લિપિબદ્ધ કર્યાં, તે આગમ કહેવાયાં. મહાન્ પ્રજ્ઞાવંત આત્મજ્ઞાની મહર્ષિઓએ એ આગમ–ગ્રન્થો પર નિર્યુક્તિ–ચૂર્ણી–ભાષ્ય અને ટીકારૂપે જે વ્યાખ્યાઓ કરી, વિવેચનો લખ્યાં, તે બધાનું અધ્યયન–પરિશીલન કરતા રહો!

પ્રતિદિન અભિનવ જ્ઞાન પ્રાપ્ત કરવાનો ઉત્સાહ અને પુરુષાર્થ જો ચાલતો રહે તો મન વૈરાગ્યભાવથી નવપલ્લવિત રહેવાનું. વિશેષ ને વિશેષ તત્ત્વબોધ થતો જવાનો અને સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન તથા સમ્યગ્ ચારિત્ર વિશુદ્ધ–વિશુદ્ધતર થતાં જવાનાં. જ્ઞાનાનન્દના અનુભવમાં આત્મા સ્વાધીન સુખનો આસ્વાદ માણતો રહેવાનો.

ત્રીજો ઉપાય છે ભવભ્રમણને અટકાવી દેવા તત્પર થયેલા વિરક્ત મુનિજનોનો સંપર્ક અને પરિચય. વૈરાગ્યભાવને જો પુષ્ટ કરવો છે, વૈરાગ્યમાર્ગે નિરંતર પ્રગતિ સાધવી છે તો વૈરાગી પુરુષોનો સંગ કરવો જ રહ્યો. કદાચ...સંસારત્યાગી મુનિજનોનો સંગ ન મળે એમ હોય તો, જે ગૃહવાસમાં રહેવા છતાં ગૃહવાસના ત્યાગની ભાવનામાં રમતા હોય, જેઓનું મન સંસારનાં સુખોમાં અનાસક્ત હોય...જેમની પાસે જ્ઞાનદૃષ્ટિ હોય, તેવા સત્પુરુષોના સંપર્કમાં રહેવું જોઈએ.

જો તમે મોક્ષમાર્ગના પથિક મુનિરાજ છો, તો તમારે એવા ત્યાગી–વૈરાગી અને મોક્ષમાર્ગના રાગી એવા મુનિજનોના સંપર્કમાં–

સહવાસમાં રહેવું જોઈએ. જેઓ માત્ર વેશધારી હોય, પૌદ્ગલિક સુખોમાં અનુરક્ત હોય, જિનાજ્ઞાની ઉપેક્ષા કરતા હોય તેવાઓના પરિચયમાં કે સહવાસમાં ન રહેવું જોઈએ. તમારી બુદ્ધિમાં બગાડો ન થાય, એની તમારે સાવધાની રાખવી જોઈએ.

મોક્ષમાર્ગની આરાધનામાં–

૧. વૈરાગ્યને જ્વલંત રાખવો જ પડે.

૨. તાત્ત્વિક શ્રદ્ધાને સુદૃઢ રાખવી જ પડે.

૩. સમ્યગ્દર્શનાદિ ભાવોને સુરક્ષિત રાખવા જ પડે.

## ચાર ધર્મકથા

आक्षेपणी विक्षेपणी विमार्गबाधनसमर्थविन्यासा ।
श्रोतृजनश्रोत्रमनः प्रसादजननी यथा जननी ॥१८२॥
संवेदनीं च निर्वेदनीं य धर्म्यां कथां सदा कुर्यात् ।
स्त्रीभक्तचौरजनपदकथाश्च दूरात् परित्याज्याः ॥१८३॥

**અર્થ** : ઉન્માર્ગનો ઉચ્છેદ કરવામાં સમર્થ રચનાવાળી તથા શ્રોતાઓનાં કાન અને મનને માતાની જેમ આનન્દ આપનારી આક્ષેપણી, વિક્ષેપણી, સંવેદની અને નિર્વેદની ધર્મકથા સદૈવ કરવી જોઈએ. તથા સ્ત્રીકથા, ભોજનકથા, ચોરકથા અને દેશકથા દૂરથી (મનથી પણ) ત્યજી દેવી જોઇએ.

**વિવેચન** : હે મોક્ષમાર્ગના પથિકો, સંસાર પ્રત્યેના વૈરાગ્યને તમારે સદૈવ વર્ધમાન રાખવો હોય, અવિચ્છિન્ન રાખવો હોય, તત્ત્વજ્ઞાનની ક્ષિતિજો વિસ્તારવી હોય, તત્ત્વજ્ઞાનના અતલ ઊંડાણમાં ડૂબકીઓ મારવી હોય અને તમારા સમ્યગ્દર્શનને સુદૃઢ તથા ઉજ્જવલ બનાવવું હોય તો પ્રતિદિન ધર્મકથા કરતા રહો.

ધર્મકથાની ભાષા એવી જોઈએ કે શ્રોતાઓનાં કાન અને મન ઉલ્લસિત બને. ધર્મોપદેશ કર્ણપ્રિય જોઈએ, મનને પ્રફુલ્લિત કરનાર જોઈએ. એક માતા પોતાનાં બાળકોને જેટલા પ્રેમથી અને વાત્સલ્યથી વાતોને કહે એટલા પ્રેમથી...એનાથી ય વધારે વાત્સલ્યથી તમારે ધર્મોપદેશ આપવાનો છે. તમારી વાણીમાં કટુતા કે કર્કશતા ન આવી જવી જોઈએ. શ્રોતાઓને એ પ્રતીતિ થવી જોઈએ કે 'અમારા પ્રત્યે અપાર કરુણા અને વાત્સલ્ય ધરાવીને, અમારા હિત માટે આ મહાત્મા અમને ધર્મોપદેશ આપે છે.'

ધર્મોપદેશના મુખ્ય ચાર પ્રકાર છે—

૧. આક્ષેપણી ધર્મકથા

૨. વિક્ષેપણી ધર્મકથા

૩. સંવેદની ધર્મકથા

૪. નિર્વેદની ધર્મકથા

ધર્મોપદેશકે ધર્મનો ઉપદેશ આપતા ખૂબ કાળજી, ચીવટ અને જાગૃતિ રાખવાની હોય છે. સંસારમાં રહેલા જીવોને મોક્ષમાર્ગ તરફ આકર્ષવા, એ માર્ગે ચઢાવવા-ચલાવવા અને એમના આંતર ઉત્સાહને ટકાવી રાખવા મુનિજનો ઉપરની ચાર ધર્મકથાઓ કરતા રહે.

**આક્ષેપણી:**

તમારે શ્રોતાઓની અભિરુચિ સમજવી જોઈએ. જો શ્રોતાઓ વીરરસને પસંદ કરનારા હોય તો તમારે ધર્મકથાનો પ્રારંભ કોઈ વીરરસપોષક કથાથી કરવો જોઈએ. જો શ્રોતાઓનો સમૂહ શ્રૃંગારરસ કે અદ્ભુત રસની અભિરુચિવાળો હોય તો તમારે તે તે રસના પ્રવાહમાં શ્રોતાઓને લઈ જવા જોઈએ... કે જેથી તેઓ આળસ, કંટાળો અને થાક ખંખેરીને તમારી તરફ અભિમુખ બની જાય. તમારી કથામાં—ધર્મોપદેશમાં તેમની રસવૃત્તિ જાગ્રત થાય. આક્ષેપણીનો અર્થ છે આવર્જન! શ્રોતાઓને આવર્જિત કરવા જોઈએ સહુ પ્રથમ!

**વિક્ષેપણી :**

શ્રોતાઓ જ્યારે તમારી વાણીના પ્રવાહમાં વહેવા લાગે ત્યારે તમે વૈષયિક સુખોની નિઃસારતાનું, વૈષયિક સુખ–ભોગનાં દારુણ પરિણામનું અને સંસાર–પરિભ્રમણની દુઃખદાયિતાનું એવું વર્ણન કરજો કે શ્રોતાઓનાં હૈયાં હચમચી ઊઠે. વૈષયિક સુખો પ્રત્યે તીવ્ર વૈરાગ્યભાવ જન્મી જાય.

એવી રીતે, તે તે કાળમાં પ્રવર્તતા ઉન્માર્ગોનું એવું કલાત્મક ખંડન કરવું જોઈએ કે શ્રોતાઓના હૈયામાંથી ઉન્માર્ગોનો રાગ ધોવાઈ જાય અને સન્માર્ગનો પક્ષપાત સ્થાપિત થઈ જાય. 'આ ધર્મકથાકાર મુનિવર પોતાના ધર્મના પક્ષપાતી છે અને અન્ય ધર્મોના નિંદક છે'– આવો દુર્ભાવ શ્રોતાઓના હૃદયમાં ન આવી જાય, એ રીતે વિક્ષેપણી ધર્મકથા કરવાની છે. મિથ્યા વૈષયિક સુખોની સ્પૃહાને વિક્ષિપ્ત કરી નાંખનારી, મિથ્યા ઉન્માર્ગોના આકર્ષણને વિક્ષિપ્ત કરી નાંખનારી ધર્મકથા 'વિક્ષેપણી' કહેવાય.

આ વિક્ષેપણી–ધર્મકથા કરતાં, તમારા હૈયે શ્રોતાઓ પ્રત્યે માતાના જેવું વાત્સલ્ય હોવું જોઈએ. તમે અર્થ–સ્પૃહા અને કામ–લાલસાનું ધારદાર શબ્દોમાં ખંડન કરતા હો, છતાં શ્રોતાઓને તમારી વાણીમાં માતૃવાણીનો પ્રેમાળ રણકો સાંભળવા મળે! તેમના કાનોને ગમી જાય અને એમના મનને આહ્લાદિત કરી જાય – એવી વાણીમાં ધર્મોપદેશ આપવાનો છે. સાથે સાથે, વક્તાના હૃદયમાં વૈરાગ્યભાવ વૃદ્ધિ પામતો જાય! તત્ત્વબોધ સ્પષ્ટ અને ઊંડો બનતો જાય! શુભ ભાવોમાં ભરતી આવતી જાય...! ધર્મકથા કરવાની છે આ માટે! માત્ર જનમનરંજન કરવા માટે નહીં. મુનિ જે કોઈ ધર્મકથા કરે, તેમાં પહેલો શ્રોતા એ પોતે બને! વક્તાની પોતાની વૈષયિક સુખોમાં અનાસક્તિ વધતી જાય અને જિનવચનો આત્મસાત્ થતાં જાય, એ રીતે ધર્મકથા કરે.

**સંવેદની :**

શ્રોતાઓને વાસ્તવિક દુઃખોથી પરિચિત કરીને, ભયનું સંવેદન કરાવવું – તે સંવેદની–ધર્મકથા કહેવાય.

સંસારની ચાર ગતિ : નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ, – આ પ્રમાણે છે. ચારમાંથી એકેય ગતિમાં સુખ નથી, શાન્તિ નથી. નર્યું દુઃખ ભરેલું છે સંસારની એકે એક ગતિમાં !

૧. નરકગતિમાં જીવોને ઘોરાતિઘોર વેદનાઓ સહેવી પડે છે. ભયાનક ગરમી અને અસહ્ય ઠંડી...! નિરંતર શરીરનાં છેદન–ભેદન...! નિરંતર વેદના જ વેદના.... એક ક્ષણ પણ વેદના વિનાની પસાર ન થાય. આવી રીતે ઓછામાં ઓછાં દસ હજાર વર્ષ તો પસાર કરવાં જ પડે! ઘોર હિંસા, તીવ્ર રૌદ્રધ્યાન.... આદિ કરવાથી નરકગતિમાં જન્મવું પડે છે.

૨. તિર્યંચયોનિમાં [પશુ....પક્ષી આદિ] પણ ઠંડી, ગરમી, ક્ષુધા–તૃષા, વાહન–તાડન–દમન–છેદન.... આદિ દુઃખોનો પાર નથી હોતો. પરવશપણે.... પરાધીનપણે જીવનપર્યંત ઘોર ત્રાસ સહવાના હોય છે....

૩. મનુષ્ય ગતિમાં તો પ્રત્યક્ષ જોઈ શકાય છે–દુઃખો અને વેદનાઓ. કોઈને અંધાપો છે.... કોઈ લંગડા છે.... કોઈ બહેરા છે.... કોઈ ગાંડા છે.... કોઈ જડ છે....! અસંખ્ય રોગોથી પીડાતા.... કણસતા કરોડો માનવો છે.... જેઓને શારીરિક દુઃખો નથી તેઓ માનસિક અનેક દુઃખોને ભોગવતા હોય છે. પ્રિય–અપ્રિયના સંયોગ–વિયોગની ચિંતાઓ, નિર્ધનતા–દરિદ્રતાના વલોપાતો, શત્રુભય–રાજભય આદિ ભયોનો ફફડાટ.... આ બધામાં ક્યાં છે સુખ? ક્યાં છે શાન્તિ?

૪. દેવગતિમાં પણ દુઃખો હોય છે, તે દુઃખો માનસિક હોય છે. મનનાં દુઃખોની પીડાનો પાર નથી હોતો. બીજા દેવોનો વિશેષ વૈભવ જોઈને મન બળે છે. મોટા દેવોની આજ્ઞાથી અશ્વ, મયૂર, બળદ આદિ પશુઓનાં રૂપ કરવાં પડે છે.... તેથી દુઃખ થાય છે. 'દેવગતિનું આયુષ્ય પૂર્ણ થતાં મનુષ્ય કે તિર્યંચના ભવમાં જવું પડે છે'.... તેની કલ્પના પણ દેવોને મુંઝાવી નાંખે છે!

સંવેદની–ધર્મકથા કરતાં, શ્રોતાઓને સંસારથી વિરક્ત બનાવી દે. 'ચાર ગતિમાં ક્યાં ય સાચું, શાશ્વત્ સુખ નથી,' અનન્ત–શાશ્વત્

સુખ માત્ર મોક્ષમાં જ હોય છે'—આ વાત શ્રોતાઓના દિલ—દિમાગમાં સારી રીતે દઢ કરી દે. ચાર ગતિનાં દુઃખોની કલ્પના આવે અને માણસ ધ્રૂજી ઊઠે! ઊંડો વિચાર કરતો થઈ જાય! વૈષયિક સુખોમાં રાચવાનું ને માચવાનું બંધ થઈ જાય.

**નિર્વેદની :**

એવી ધર્મકથા કરવાની કે શ્રોતાઓ પાંચ ઇન્દ્રિયોના વિષયોપ—ભોગમાં અનાસક્ત બની જાય... બહાર સારા અને સુંદર દેખાતા વિષયોમાં તેમને ઉદ્વેગ ઉત્પન્ન થાય.

- વૈષયિક સુખો અલ્પકાલીન છે,
- વૈષયિક સુખભોગથી ક્યારે પણ તૃપ્તિ ન થાય,
- સ્ત્રીનો દેહ અનેક અશુચિ દ્રવ્યોથી ભરેલો છે....
- શરીરમાં ખણજ આવે અને માણસ ખણી નાંખે છે, ખણતાં તો આનંદ થાય છે પણ પછી બળતરા ઊઠે છે, તેમ મોહના ઉદયથી જીવાત્મા મૈથુન સેવી લે છે પરંતુ પછી વાસનાની ઘોર બળતરા ઊઠતી હોય છે.
- સર્વ અનર્થોનું મૂળ મૈથુનસંજ્ઞા છે.
- મૈથુનસેવનથી વીર્યહાનિ થાય છે. તેથી શરીરમાં અનેક રોગ જન્મે છે.

આ રીતે ચાર પ્રકારની ધર્મકથાઓ નિરંતર કરવાની છે. તેનાથી સ્વપરનો વૈરાગ્ય વૃદ્ધિ પામે છે, તત્ત્વબોધ સ્પષ્ટ થાય છે અને સંસારના પ્રપંચોથી બચી જવાય છે.

ગ્રન્થકાર એક સાવધાની આપે છે! વિકથાઓ કરવાથી દૂર રહેજો!

૧. સ્ત્રી—કથા

૨. ભોજન—કથા

૩. ચોર–કથા

૪. દેશ–કથા

આ ચાર પ્રકારની વિકથાઓ–વિકૃતિઓને પોષનારી કથાઓ ક્યારે ય નહીં કરવાની. સ્ત્રીઓનાં રૂપ–યૌવન–લાવણ્ય–વેષ–ભાષા–ચાલ ઇત્યાદિનાં વર્ણન નહીં કરવાનાં. ભોજન અંગેની વાતો, અર્થાત્ ભોજ્ય અને પેય પદાર્થોની ચર્ચા નહીં કરવાની. ચોર લોકો આવી આવી રીતે ધાડ પાડે છે, આવી રીતે તાળાં તોડે છે.... ચોરીનો માલ આવી આવી રીતે છુપાવે છે.... વગેરે ચર્ચા નહીં કરવાની. દેશકથા– "આ દેશમાં ઘઉં વધારે થાય છે.... આ દેશમાં ચોખા ખૂબ થાય છે.... અમુક દેશમાં દૂધ નથી મળતું.... આ દેશના શાસકો સારા છે, આ દેશના શાસકો ખરાબ છે....' આવી વ્યર્થ વાતો ન કરવી જોઈએ.

જે મુમુક્ષુઓને વૈરાગ્યના મહાપંથે પ્રયાણ કરીને વીતરાગતા પ્રાપ્ત કરવી છે, તે મુમુક્ષુઓએ ધર્મકથામાં નિરત રહેવું જોઈએ.

## પરગુણ–દોષનું કીર્તન છોડો

यावत्परगुणदोषपरिकीर्तने व्यापृतं मनो भवति ।
तावद्वरं विशुद्धे ध्याने व्यग्रं मनः कर्तुम् ॥१८४॥

અર્થ : જ્યાં સુધી મન બીજાઓના ગુણ–દોષ ગાવામાં પ્રવૃત્ત રહેતું હોય ત્યાં સુધી તે મનને વિશુદ્ધ ધ્યાનમાં વ્યગ્ર કરવું શ્રેષ્ઠ છે.

વિવેચન : પર–પુદ્ગલના ગુણદોષો મનમાં રમી રહ્યા છે?

પર–જીવાત્માઓના ગુણદોષો ગાઈ રહ્યું છે મન? તમને ગમે છે આ મનોવૃત્તિઓ? તમને ગમે છે મનથી આ પ્રવૃત્તિઓ? તો તમે વૈરાગ્યના માર્ગે ચાલી જ નહીં શકો. તમે આધ્યાત્મિક વિકાસ-યાત્રા જ નહીં કરી શકો.

મહાનુભાવ ! આધ્યાત્મિક માર્ગે સ્વાત્મા સિવાય કોઈનો ય વિચાર કરવાનો નથી; અર્થાત્ બીજા જીવાત્માઓના ગુણ–દોષોના વિચાર કરવાના નથી, તો જ તમે આત્મચિંતામાં અને અને આત્મતત્ત્વના ઊંડા ચિંતનમાં ડૂબી શકવાના.

બીજા જીવોના દોષ જોઈને, એ દોષોને વારંવાર યાદ કરવાથી, અવર્ણવાદ કરવાનો થઈ જશે. તમારા મુખેથી એ દોષો પ્રકાશિત થઈ જવાના. કારણ કે મન વારંવાર જે વિચારે છે તે વાતો વાણીથી વ્યક્ત થતી રહેતી હોય છે. આ અશુભ મનોયોગથી અને વચનયોગથી પાપકર્મોનો બંધ થતો રહે છે.

મહત્ત્વની અને ગંભીર વાત તો એ છે કે અધ્યાત્મના માર્ગે આવી વૃત્તિઓ અને પ્રવૃત્તિઓ શોભે જ નહીં. આવી પાપવૃત્તિ–પ્રવૃત્તિ ધરાવતા જીવાત્માઓ અધ્યાત્મમાર્ગના યાત્રિકો બની શકે નહીં. આધ્યાત્મિક માર્ગમાં પરદ્રવ્ય તરફ જોવાનું જ નથી. સ્વદ્રવ્ય–આત્મદ્રવ્ય તરફ જ લક્ષ નિર્ધારિત કરવાનું હોય છે.

તમે કદાચ ચોંકી જશો ! બીજા જીવોના દોષ જ નહીં જોવાનું ગ્રન્થકાર નથી કહેતા, ગુણ જોવાનો પણ નિષેધ કરે છે ! બીજા જીવોના ગુણો જોવાનું પણ કોઈ પ્રયોજન નથી. દોષદર્શનના પાપમાંથી મુક્ત થવા માટે ગુણદર્શન આવશ્યક છે. પરન્તુ દોષદર્શનમાં પ્રવૃત્ત થતા મનને જો શાસ્ત્રોના–ધર્મગ્રન્થોના અધ્યયન–પરિશીલનમાં અને વિશુદ્ધ આત્મદ્રવ્યના ધ્યાનમાં લીન રાખવામાં આવે તો, એના જેવું બીજું કોઈ કામ નથી !

ગુણદર્શન કરવું તે સારું છે, પરન્તુ ગુણદર્શન કરવા જતાં દોષદર્શન થઈ જવું ઘણું સ્વાભાવિક છે. 'આ મહાનુભાવ ખૂબ સારા વિદ્વાન્ છે. ધર્મતત્ત્વોના જ્ઞાતા છે.' આ આપણે ગુણદર્શન કર્યું... એટલે એ વ્યક્તિ પ્રત્યે સદ્ભાવ જાગ્યો, હવે એના વિચારો આપણા મનમાં આવતા રહેવાના. 'આ મહાનુભાવ વિદ્વાન્ તો છે પણ તપશ્ચર્યા નથી કરતા !' આ દોષદર્શન એક દિવસ થઈ જવાનું !

**પ્રશ્ન :** જેવું હોય તેવું જોવું, તેમાં દોષ લાગે ?

**ઉત્તર :** જેવું હોય તેવું જોવું અને જાણવું તે દોષરૂપ નથી, પરન્તુ રાગ–દ્વેષ થવા તે દોષરૂપ છે ! રાગ–દ્વેષ કર્યા વિના જોવાનું અને જાણવાનું ન આવડે ત્યાં સુધી ગુણ–દોષો જોવાના–જાણવાના નથી. દોષ જોવાથી દ્વેષ થાય છે, ગુણ જોવાથી રાગ થાય છે. આ બંને વર્જ્ય છે ! તમે જો આધ્યાત્મિક માર્ગના યાત્રિક છો, તો આ વાત છે ! આત્મચિંતનના અને તત્ત્વચિંતનના અગાધ ઉદધિમાં જો ડૂબકીઓ મારવી છે અને પરમાનન્દની અનુભૂતિ કરવી છે, તો આ વાત છે.

આપણે આપણા મનને વિશુદ્ધ ચિંતનમાં કે જે પરલક્ષી ન હોય, તેમાં જોડેલું જ રાખવાનું છે. 'મને તો હવે કંટાળો આવે છે અધ્યયન કરતાં, મને તો હવે મજા નથી આવતી અભ્યાસ કરતાં...' આવી બધી વાતો ન ચાલે તમારી આ દિવ્ય યાત્રામાં. ભૌતિકતામાં રાચનારા માણસો જે પરદ્રવ્ય–પર પુદ્ગલની વાતોમાં રાચે–માચે, તે વાતોમાં તમારાથી રસ ન જ લેવાય ! 'જ્ઞાનસાર' માં કહ્યું છે :

**परब्रह्मणि मग्नस्य श्लथा पौद्गलिकी कथा ।**

પરમબ્રહ્મમાં મગ્ન મનુષ્યને મન પૌદ્ગલિક વાતો નિરસ અને નિરર્થક હોય છે. એને જરાય ગમે નહીં.

તમે કદાચ કહેશો કે 'સહ—જીવનમાં અર્થાત્ બીજા સાધકો–મુનિવરોના સહવાસમાં જીવવાનું હોય ત્યાં બીજાના ગુણદોષ તો જોવાઈ જાય ને ?' ન જોવાય ! તનથી સાથે રહેવા છતાં મનથી અળગા રહી શકાય છે. તમે તમારા શાસ્ત્રાધ્યયન–અધ્યાપન–ચિંતન–મનન અને કથનની પ્રવૃત્તિમાં ડૂબેલા રહો. સાથે રહેનારાઓ શું કરે છે અને કેવા છે એ જાણવા જોવાનું નહીં બને !

બીજાઓને સુધારવા માટે જો જીવતા હો તો પછી તમારા માટે આધ્યાત્મિક માર્ગની સફર નથી !

**शास्त्राध्ययने चाध्यापने च संचिन्तने तथात्मनि च ।**
**धर्मकथने च सततं यत्नः सर्वात्मना कार्यः ॥१८५॥**

**અર્થ** : શાસ્ત્રોના અધ્યયન-અધ્યાપન-ચિંતનમાં તથા આત્મ-ચિંતનમાં અને ધર્મકથા કરવામાં મન-વચન-કાયાથી સતત પ્રયત્ન કરવો જોઈએ.

**વિવેચન** : 'વિશુદ્ધ ધ્યાનમાં અમારે મનને કેવી રીતે જોડેલું રાખવું ?' આ પ્રશ્નનો જવાબ ગ્રન્થકાર સ્વયં જ આપે છે.

તમે શાસ્ત્રોની દુનિયામાં વસી જાઓ ! આ દુનિયામાં રહેવા છતાં દુનિયાની ભીડમાંથી નીકળી જાઓ. રાગી અને દ્વેષી એવા ભોગી-રોગી જીવોના સંપર્કમાં રહેવાનું ત્યજી દો. તમારી દુનિયા જોઈએ શાસ્ત્રોની ! ધર્મગ્રંથોની ! હા, ધર્મશાસ્ત્રોની પણ એક વિશાળ દુનિયા છે. સુંદર અને સ-રસ છે એ દુનિયા !

અલબત્ત, નવી દુનિયામાં પ્રવેશ, થોડા સમય માટે રોમાંચક અને અટપટો લાગે ખરો, પણ કાળક્રમે ફાવી જાય છે અને રસાનુભૂતિ થતી રહે છે. આ દુનિયામાં શાસ્ત્રવેત્તાઓ દિવસ-રાત જિજ્ઞાસુ જીવાત્માઓને શાસ્ત્રોનું અધ્યયન કરાવતા રહે છે. તેઓના હૃદયમાં વાત્સલ્ય અને કરુણાના ઉચ્ચતમ ભાવો ભરેલા હોય છે અને અધ્યયન કરનારાઓનાં હૃદયમાં ભક્તિ-વિનય અને વિવેકના ભાવો રમતા હોય છે...ગુરુ-શિષ્યના આ સંબંધો એવા લોકોત્તર સંબંધો હોય છે કે ત્યાં કોઈ સ્વાર્થની ખેંચાખેંચી નથી હોતી કે ગુણ-દોષના ઝગડાઓ નથી હોતા ! વાણી-વ્યવહાર એવો મીઠો અને સાચો હોય છે કે ક્યારેય કોઈને ઉચાટ કે ઉદ્વેગ જ ન થાય.

'મારે વૈરાગ્યમાર્ગ પર ચાલતા રહેવું છે અને વીતરાગતા પ્રાપ્ત કરવી છે', આ ધ્યેયને અનુસરતા તમે શાસ્ત્રોનું અભિનવ અધ્યયન કરતા રહો. જે શાસ્ત્રોનું તમે અધ્યયન–મનન–ચિંતન કર્યું હોય તે શાસ્ત્રો તમે બીજાઓને ભણાવતા રહો. તમારા સહયાત્રીઓને તમારું શાસ્ત્રજ્ઞાન આપતા રહો.

અધ્યયન કરતાં જેમ ખેદ, ઉદ્વેગ કે ઉતાવળ ન કરવી જોઈએ તેમ અધ્યાપન કરાવતાં પણ થાકવું ન જોઈએ કે રોષાયમાન ન થવું જોઈએ. કારણ કે અધ્યાત્મમાર્ગે ચાલનારાઓ બધા જ સૂક્ષ્મ પ્રજ્ઞાને ધરાવનારા ન હોય. કોઈ અલ્પ સ્મરણશક્તિવાળા પણ હોય, કોઈ અલ્પ શાસ્ત્રજ્ઞાન લેનારા પણ હોય...તે સહુના પ્રત્યે તમારું વાત્સલ્ય, તમારી કરુણા નિરંતર વહેતી રાખવાની છે.

શાસ્ત્રોનું ચિંતન–મનન કરવા માટે, અનુપ્રેક્ષા કરવા માટે સાધકે પોતાની ચિત્તવૃત્તિઓને શાન્ત–પ્રશાન્ત રાખવી જોઈએ. વૈચારિક ઉગ્રતા ત્યજવી જોઈએ. દુરાગ્રહોનો ત્યાગ કરવો જોઈએ. એ ચિન્તન-મનનના પરિપાકરૂપે જે વિશિષ્ટ અર્થબોધ પ્રાપ્ત થાય તે અર્થબોધ, જિજ્ઞાસુઓની યોગ્યતા અને પાત્રતા મુજબ બીજા સાધકોને આપવો જોઈએ.

શાસ્ત્રોનું ચિંતન–મનન આત્મલક્ષી હોવું જોઈએ. અર્થાત્, માત્ર વિદ્વત્તા માટે શાસ્ત્રાધ્યયન નથી કરવાનું, શાસ્ત્રાધ્યયન આત્મસંશોધન માટે કરવાનું છે. એમ વિચારતા રહેવાનું છે કે, "આજના દિવસમાં મેં શાસ્ત્રોની આજ્ઞા મુજબ કેટલું જીવન જીવ્યું અને શાસ્ત્રોની આજ્ઞાઓનું ઉલ્લંઘન કેટલું કર્યું ?"

* મનથી શાસ્ત્રોની સ્મૃતિ અને ચિંતન–મનન કરો.
* વચનથી એ ધર્મશાસ્ત્રોનો ઉપદેશ આપો.
* કાયાથી એ ધર્મશાસ્ત્રોને લખો અને જ્ઞાનભંડારોને વ્યવસ્થિત કરો.

આજે વર્તમાનકાળે આપણને જે ધર્મગ્રન્થો પ્રાપ્ત થયેલા છે, તે ધર્મગ્રન્થો આજ રીતે પ્રાપ્ત થયેલા છે. મહાપુરુષોએ જીવનપર્યંત શાસ્ત્રોનું અધ્યયન–પરિશીલન કર્યું અને એ અનુચિંતનને ટીકાના રૂપે, ભાષ્યના રૂપે કે નિર્યુક્તિના રૂપે લખ્યું... આ ક્રમ ચાલતો રહ્યો છે. આ પરંપરામાં આપણે પણ ગોઠવાઈ જવાનું છે. આ ક્ષેત્રમાં જ આપણને જ્ઞાનાનન્દ પ્રાપ્ત થઈ શકે એમ છે.

શાસ્ત્રજ્ઞાનની ઉપેક્ષા કરીને આત્માનુભૂતિની વાતો કરનારાઓ સ્વયં ભ્રમણાઓમાં રાચે છે અને બીજા સરળ અને ભદ્રીક જીવોને ભ્રમણાઓમાં પટકી દે છે. પોતાના રચેલા ધર્મગ્રન્થોનો પ્રચાર કરવા, પ્રાચીન ધાર્મિક–આધ્યાત્મિક ધર્મગ્રન્થોની નિંદા કરે છે અને 'આ શાસ્ત્રો ન ભણવાં જોઈએ.' એવા પ્રલાપ કરે છે. શાસ્ત્રજ્ઞાન વિના આત્માનુભૂતિ શક્ય જ નથી.

શાસ્ત્રોના–શાસ્ત્રોક્ત તત્ત્વોના સૂક્ષ્મ અને આત્મસ્પર્શી ચિંતન–મનનમાંથી ક્યારેક આત્માનુભૂતિ થઈ જતી હોય છે અને તે આત્માનુભૂતિ સાચી હોય છે. દંભ અને દર્પથી મુક્ત શાસ્ત્રજ્ઞાની આત્માનુભૂતિ કર્યા વિના ન રહે.

મન–વચન–કાયાને સતત ધર્મશાસ્ત્રોમાં, અધ્યાત્મશાસ્ત્રોમાં, યોગશાસ્ત્રોમાં ઓતપ્રોત રાખીને અધ્યાત્મની યાત્રામાં પ્રગતિ કરતા રહેવાનું છે.

## 'શાસ્ત્ર' કોને કહેવાય

शास्त्विति वागूविधिविद्भिर्धातुः पापठ्यतेऽनुशिष्टयर्थः ।
त्रैङिति च पालनार्थे विनिश्चितः सर्वशब्दविदाम् ॥१८६॥

यस्माद् रागद्वेषोद्धतचित्तान् समनुशास्ति सद्धर्मे ।
संत्रायते च दुःखाच्छास्त्रमिति निरुच्यते सद्भिः ॥१८७॥

**અર્થ :** ચૌદ પૂર્વધરો 'शास्' ધાતુનો અર્થ 'અનુશાસન' કરે છે, અને 'त्रैङ्' ધાતુને બધા શબ્દવેત્તાઓએ 'પાલન' અર્થમાં સુનિશ્ચિત કરેલો છે.

માટે, રાગ-દ્વેષથી જેમનાં ચિત્ત વ્યાપ્ત છે, તેમને સદ્ધર્મમાં અનુશાસિત કરે છે અને દુઃખથી બચાવે છે, તેથી સજ્જનો તેને શાસ્ત્ર કહે છે.

**વિવેચન :** જો અનન્ત અને શાશ્વત્ સુખ પ્રાપ્ત કરવું છે, જો આત્માની પરમ વિશુદ્ધિ પ્રાપ્ત કરવી છે અને વર્તમાન જીવનને શાન્તિ, સમતા અને પ્રસન્નતાથી ઓળઘોળ કરી દેવું છે તો સદ્ધર્મમાં મન-વચન અને કાયાથી સ્થિર થવું જ પડશે. અસ્થિર, ચંચળ અને ઉદ્ધત બનેલાં મન-વચન-કાયાનું અનુશાસન કરવું પડશે, તે અનુશાસન કરે છે શાસ્ત્રો!

એનું જ નામ 'શાસ્ત્ર' કે જે જીવોનાં મન-વચન અને કાયાને સદ્ધર્મમાં અર્થાત્ અહિંસા, સત્ય, અચૌર્ય, સદાચાર અને અપરિગ્રહમાં સ્થાપિત કરે. હિંસા, અસત્ય, ચોરી, દુરાચાર અને પરિગ્રહમાં જતાં મન-વચન-કાયાને રોકે! ક્રોધ-માન-માયા અને લોભમાં જતા જીવાત્માને રોકે.

આવાં શાસ્ત્રો તાડપત્ર ઉપર, તામ્રપત્ર ઉપર અને કાગળ વગેરે ઉપર જેમ લખાયેલાં હોય તેમ જ્ઞાની પુરુષોની વાણી પણ શાસ્ત્ર બની જતી હોય છે, કે જે વાણી માનવીના અન્તઃકરણને સ્પર્શતી હોય છે અને એનું સદ્ધર્મમાં સ્થિરીકરણ કરતી હોય છે.

સંસારમાં પરિભ્રમણ કરી રહેલા જીવાત્માઓનાં મન રાગ અને દ્વેષની પ્રબળ અસર નીચે હોય છે. એ મન તો જ સદ્ધર્મમાં સ્થિર થઈ શકે, જો નિરન્તર શાસ્ત્રોના અધ્યયન-ચિંતન-મનનમાં એ મનને જોડેલાં રાખવામાં આવે. વાણી અને કાયાને શાસ્ત્રોની દુનિયામાં જ જોડેલાં રાખવામાં આવે.

શાસ્ત્રોના અધ્યયન–પરિશીલનમાં, વાંચન–મનનમાં, લેખન અને પ્રવચનમાં ઓતપ્રોત રહેનાર સાધક આત્મા–મનનાં તમામ દુઃખો અને દ્વન્દ્વોથી મુક્ત થાય છે.

જે શ્રમણો, શ્રમણીઓ અને મુમુક્ષુઓ શાસ્ત્રોના અધ્યયન વગેરેમાં મન–વચન–કાયાથી જોડાયેલા નથી રહેતા, તેઓ ભલે તપ કરે, ત્યાગ કરે, ધર્મક્રિયાઓ કરે, છતાં તેઓ માનસિક અશાન્તિ અને દુઃખોથી મુકત નથી થઈ શકતા.

જે સાધકો માત્ર શાસ્ત્રોનું અધ્યયન કરે છે, અર્થાત અમુક સમય પૂરતું જ અધ્યયન કરે છે અને એ સિવાયના સમયમાં પ્રમાદ સેવે છે, તેઓ મનનાં દુઃખો–ક્લેશોથી મુક્ત નથી થઈ શકતા.

જે સાધકો શાસ્ત્રોને માત્ર યાદ કરી લે છે, કંઠસ્થ કરી લે છે પરંતુ અર્થજ્ઞાન પ્રાપ્ત નથી કરતા, શાસ્ત્રોની અનુપ્રેક્ષા નથી કરતા તે સાધકો મનનાં ક્લેશોથી મુકત નથી થઈ શકતા.

જે સાધકો શાસ્ત્રોનું અધ્યયન કરીને અનુપ્રેક્ષા કરીને ચાર ધર્મકથા નથી કરતા, અર્થાત્ પોતાની વાણીને શાસ્ત્રોપદેશમાં નથી પ્રવર્તાવતા તેઓ મનનાં દુઃખોથી મુકત નથી થઈ શકતા.

જો સાધકે મનના ક્લેશો, સંતાપો અને વિખવાદોથી મુક્ત થવું હોય તો તેણે શાસ્ત્રોની દુનિયામાં વસી જવું જોઈએ. શાસ્ત્રો, જીવાત્માઓને દુઃખોથી બચાવે જ છે, એમાં કોઈ શંકા નથી. એટલે તો પરમાત્મા મહાવીર સ્વામીએ કહ્યું: 'सज्झायसमो तवो नत्थि ।' સ્વાધ્યાય–સમાન બીજો કોઈ તપ નથી! સ્વાધ્યાય એટલે શાસ્ત્રાભ્યાસ. શાસ્ત્રાભ્યાસ અપૂર્વ તપશ્ચર્યા છે. આ તપશ્ચર્યા કરનાર મનુષ્યનાં તન–મનનાં દુઃખો નાશ પામે છે, કર્મબંધનો નાશ પામે છે.

આવાં શાસ્ત્રોના પ્રત્યે આદર અને અહોભાવ જોઈએ, માટે પ્રાચીન–અર્વાચીનકાળમાં શાસ્ત્રોને સોનાની શ્યાહીથી, ચાંદીની શ્યાહીથી પણ લખાવવામાં આવે છે. તામ્રપત્ર ઉપર આ શાસ્ત્રોને કોતરાવવામાં

આવે છે. મોટાં મોટાં જ્ઞાનમંદિરો બંધાવીને તેમાં શાસ્ત્રોને સુરક્ષિત રાખવામાં આવે છે. દુઃખોથી બચાવનાર તત્ત્વને જાળવી રાખવું જ જોઈએ.

આવાં શાસ્ત્રોનો મહિમા સમજીને દિન-રાત એ શાસ્ત્રોના અધ્યયનાદિમાં રહીને, અપૂર્વ જ્ઞાનાનન્દ અનુભવતા રહેવાનું છે.

## સર્વજ્ઞવચન : એ જ શાસ્ત્ર

शासनसामर्थ्येन तु सन्त्राणबलेन चानवद्येन ।
युक्तं यत् तच्छास्त्रं तच्चैतत् सर्वविद्वचनम् ॥१८८॥

**અર્થ :** અનુશાસન કરવાના સામર્થ્યથી તથા નિર્દોષ રક્ષણ બળથી યુક્ત હોવાના કારણે તેને 'શાસ્ત્ર' કહેવાય છે, અને તે શાસ્ત્ર સર્વજ્ઞવચન જ છે.

**વિવેચન :** શાસ્ત્ર ! સંસારના સ્વભાવને વાસ્તવિક બતાવનારું છે,

० સર્વબંધનોથી મુક્ત પૂર્ણ આત્મસ્વભાવને બતાવનારું છે.

० શરણાગત જીવોનું નિષ્પાપ ઉપાયોથી પરિરક્ષણ કરનારું છે.

આવું શાસ્ત્ર એટલે દ્વાદશાંગ પ્રવચન !

આવું શાસ્ત્ર એટલે સર્વજ્ઞનું વચન !

આવું શાસ્ત્ર એટલે વીતરાગ-વીતદ્વેષ અને ગતમોહ પરમાત્માનું વચન !

જેઓ વીતરાગ નથી, દ્વેષમુક્ત નથી, મોહરહિત નથી, તેવાઓનાં વચનો, ગ્રન્થો શાસ્ત્રો ન બની શકે. કારણ કે તેવા રાગ-દ્વેષ-મોહથી ઘેરાયેલા 'ભગવાનો'નાં વચન નથી તો વાસ્તવિક સંસારસ્વરૂપ સમજાવી શકતાં, નથી મોક્ષદશાનું યથાર્થ નિરુપણ કરી શકતાં કે નથી શરણ-

ણાગત જીવોનું નિષ્પાપ ઉપાયોથી પરિરક્ષણ કરી શકતાં. પછી એને શાસ્ત્ર કેમ કહેવાય?

જેના અધ્યયનથી માનવીના હૈયે, ભાવુક જીવોના હૃદયમાં સંસારનાં સુખો પ્રત્યે વૈરાગ્યના ભાવ ન જાગે, જેના અધ્યયનથી શિવ–અચલ–અરુજ–અનંત–અક્ષય–અવ્યાબાધ એવા મોક્ષનું આકર્ષણ ન જાગે...તેને શાસ્ત્ર કેમ કહેવાય?

દુઃખ, ત્રાસ, સંતાપ અને અસંખ્ય વિટંબણાઓથી બચવા અને પુનઃએ દુઃખ ત્રાસ આદિ ન સતાવે, તે માટે જેના શરણે આવે, તે જો બચાવી ન શકે અને નિષ્પાપ ઉપાયો ન બતાવી શકે, તો તેને શાસ્ત્ર કેમ કહેવાય?

શ્રીપાલચરિત્રમાં, જ્યારે રાજકુમારી મયણાસુંદરીને, રોષે ભરાયેલા પિતા—રાજાએ, એક કોઢરોગથી ઘેરાયેલા 'ઉંબરરાણા' સાથે પરણાવી દીધી હતી ત્યારે ઉદ્‌બુદ્ધ મયણાસુંદરી સર્વજ્ઞવચનના સહારે જ સ્વસ્થ, નિર્ભય અને નિશ્ચલ રહી શકી હતી. એણે એવાં શાસ્ત્રોનું અધ્યયન–પરિશીલન કરેલું હતું. 'સંસારમાં આવું બધું તો બને?' એના હૈયે પોતાના પિતા પ્રત્યે કોઈ રોષ ન જન્મ્યો! એના હૈયે 'મારું સુખ ચાલ્યું ગયું.' એની કોઈ વેદના ન જાગી! અને જ્યારે એ પોતાના ગુરુદેવ પાસે પહોંચી ત્યારે ગુરુદેવે પણ એને નિર્દોષ, નિષ્પાપ એવી ધર્મારાધના બતાવી. 'સિદ્ધચક્ર' મહાયંત્રની આરાધના બતાવી, કે જેમાં હિંસાદિ કોઈ જ પાપ ન હતું. એ આરાધના દ્વારા મયણાસુંદરીએ ઉંબરરાણાના કોઢ રોગને મૂળમાંથી દૂર કર્યો હતો. તનના અને મનના સર્વ સંતાપોને દૂર કરવાનું સામર્થ્ય માત્ર સર્વજ્ઞવચનમાં જ રહેલું છે.

જો સાધક આત્મા, મોક્ષમાર્ગનો યાત્રિક આત્મા પોતાની મોક્ષયાત્રા નિરાપદ બનાવવા ઇચ્છતો હોય તો તેણે આવાં શાસ્ત્રોનું જ અધ્યયન કરવું જોઈએ. મનને રાગ–દ્વેષ અને મોહથી ભરી દ

તેવાં પુસ્તકો ક્યારેય ન વાંચવાં જોઈએ. એવા વાંચનથી મન રોગી બને છે. અશુભ પાપવિચારોની હારમાળા ચાલે છે, તેનાથી અનન્ત પાપકર્મ બંધાય છે અને એના પરિણામે જીવ દુર્ગતિમાં દારુણ દુઃખો અનુભવે છે.

જેઓ સર્વજ્ઞ નથી, વીતરાગ નથી...એમનાં પુસ્તકો—ગ્રન્થો ક્યારેય ન વાંચો. એમનાં વચનો ક્યારેય ન સાંભળો. જેઓ સર્વજ્ઞ-વીતરાગ હતા, પૂર્ણજ્ઞાની હતા, તેવા પરમપુરુષોનાં વચનો જે ગ્રન્થોમાં ગુંથાયેલાં છે, તે ગ્રન્થોનું અધ્યયન કરો. એ ગ્રન્થો ભલે પછી ગણિતાનુયોગના હોય, દ્રવ્યાનુયોગના હોય, ચરણકરણાનુયોગના હોય કે કથાનુયોગના હોય.

'શાસ્ત્રોની વાતો તો ઘણી જુની વાતો થઈ ગઈ છે...શાસ્ત્રોની વાતોમાં ઘણી બધી ભેળસેળ થઈ ગઈ છે...આજના કાળે શાસ્ત્રોની વાતો શું કામ આવે?' આવી બધી બેહુદી વાતોમાં ન ફસાશો. સત્ય ક્યારેય જુનું થતું નથી! સત્ય નિત્ય નૂતન જ રહે છે. અસત્યોના ઢગલામાં ક્યારેક સત્ય ભળી ગયું હોય તો એ સત્યને શોધી કાઢવાની બુદ્ધિ જોઈએ. માટીમાં ભળી ગયેલા સોનાને જો શુદ્ધરૂપે મેળવી શકાય તો અસત્યની સાથે ભળી ગયેલા સત્યને શુદ્ધરૂપે કેમ ન મેળવી શકાય?

આજના કાળે સર્વજ્ઞવચનો જ સાચું શરણ આપી શકે એમ છે! અનેક દુઃખ, ત્રાસ, ચિંતાઓ, વ્યથાઓ અને પીડાઓમાં તરફડતા જીવોને સર્વજ્ઞવચન જ બચાવી શકે છે! સાચી શાન્તિ, સમતા, તૃપ્તિ અને પ્રસન્નતા સર્વજ્ઞશાસનનાં 'શાસ્ત્રો' પાસેથી જ મળી શકશે. માટે શાસ્ત્રોનો આદર કરો.

—o—